શ્રી ફાર્બસ ગુજરાતી સભા : ગ્રંથાવલિ અંક ૩૨

# સરસ્વતીપુરાણ

ઐતિહાસિક વિભાગ : મૂળ અને ભાષાન્તર
તથા ઉપયુક્ત વિવેચન સાથે

સંશોધક અને વિ[redacted]:
શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે

પ્રકાશક :
અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા : ગ્રંથાવલિ અંક ૩૨

# સરસ્વતીપુરાણ

[ઐતિહાસિક વિભાગ : મૂળ અને ભાષાન્તર
તથા ઉપયુક્ત વિવેચન સાથે]

સંશોધક અને વિવેચક :

ડૉ. રા. કનૈયાલાલ ભાઇશંકર દવે

પ્રકાશક :

અંબાલાલ બુ. જાની, બી. એ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

પ્રકાશક
રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા
શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
૩૬૫, કાંગ્રેસ લેઈન, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪



પ્રતિ ૩૦૦

વિ. સં. ૧૯૯૬ * ઈ. સ. ૧૯૪૦

મૂલ્ય રૂ. ૨-૦-૦

મુદ્રક
રા. રા. કેશવ હ. શેઠ
ખડાયતા પ્રીંટીંગ પ્રેસ : ખાડીયા, અમદાવાદ
પાનાં ૧ થી ૨૩૬

મણિલાલ પુ. મીસ્ત્રી
આદિત્ય મુદ્રણાલય : રાયખડ, અમદાવાદ.
પાનાં : આરંભના ૧ થી ૨૪; ૨૩૭થી ૨૫૨: તથા સંસ્કૃત ભાગ પા. ૧થી૧૧૮

# પ્રકાશકના બે બોલ

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા**, મુંબઈ–એ ગુજરાતના ઇતિહાસના વિશુદ્ધ, વિશદ અને સપ્રમાણ આલેખનમાં માર્ગદર્શક તેમજ ઉપકારક થાય તેવાં સાધનસામગ્રીઓ તજ્જ્ઞ વિદ્વાન, વિવેચક સંશોધકો પાસે સવિવેચન તૈયાર કરાવી, તેની ગ્રંથાવલિ પ્રકટ કરવાનો વિશિષ્ટ ઉદ્દેશ પ્રધાનપણે તેના સાંપ્રત કાર્યક્રમમાં રાખેલો છે, એ તેનાં પ્રકટ થતાં પ્રકાશનોથી સુજ્ઞ ઇતિહાસરસિક જનતાને જણાયા વિના નહીં રહ્યું હોય. એ ઉદ્દેશને અગ્રે કરીને સભાએ એવાં પ્રકાશનો પ્રકટ કરવા ઉપરાંત સને ૧૯૨૭થી ઐતિહાસિક વ્યાખ્યાનમાલાની અને તે સાથે પાંચ વર્ષથી એક મુખપત્ર–'શ્રી ફા. ગુ. સભા **ત્રૈમાસિક**'–ની પણ યોજના કરેલી છે, એ પણ સુવિદિત જ છે. અહીં સુજ્ઞ જનતાને એ જણાવવાની ભાગ્યે જ જરૂરત છે કે આ ઉદ્દેશથી અહીં નિર્દેશેલી ગ્રંથશ્રેણી અત્યારસુધીમાં સભા તરફથી પ્રકટ થયેલી છે: ૧ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧–૨ (૧૯૨૯), ૨ ચતુર્વિંશતિપ્રબંધ (સંસ્કૃત તથા ગુજરાતી ૧૯૩૨, ૧૯૩૪), ૩ પ્રબંધચિન્તામણિ (સંસ્કૃત તથા ગુજરાતી ૧૯૩૨, ૧૯૩૪), ૪ ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો ભાગ ૧, ૨ (૧૯૩૩, ૧૯૩૫). ઉપરાંત ગુજરાતમાં પ્રચલિત ધર્મો અને સંપ્રદાયોની ગ્રંથશ્રેણીના ૫ ગ્રંથો પણ પ્રકટ થયેલા છે. કંઈક આવી જ શ્રેણીનું પ્રસ્તુત પુસ્તક '**સરસ્વતીપુરાણ**' છે.

ગુજરાતના પુરાણકારોએ જેમ કેટલીક જ્ઞાતિઓનાં પુરાણો–શ્રીમાલપુરાણ, કંડોલ પુરાણ, નાન્દી પુરાણ આદિ–તેની પ્રાચીનતા અને કંઈક અંશે ઐતિહાસિકતા પણ આલેખતાં લખેલાં છે, તેમ

ગુજરાતની પવિત્ર સરિતાઓ—સાભ્રમતી, તાપી, રેવા, આદિ—નાં, સ્થળો—શ્રીસ્થળ, પ્રભાસ આદિનાં, તેમજ દ્વારિકા, ડંકપૂર, બહુધાન—આદિનાં, પાવનકારી તીર્થોનાં અને ગિરનાર, અર્બુદાચળ આદિ ગિરિઓનાં પણ પુરાણો અને માહાત્મ્યો એમણે લખ્યાં છે અને તે ઉપલબ્ધ પણ છે. આ, 'સરસ્વતીપુરાણ' પણ એ જ કોટિનું એક પુરાણ તેમ જ માહાત્મ્ય છે.

આ પુરાણમાં મુખ્યત્વે ગુજરાતના ઇતિહાસ—સિદ્ધરાજ સોલંકીના ઇતિહાસ પર કૈંક પ્રકાશ પડે એવા કેટલાક અંશો સાંપડે છે. તેથી શ્રી. ફા. ગુ. સભાએ કેટલાક સંશોધનરસિક વિદ્વાનોની સૂચના અનુસાર, આ, 'સરસ્વતીપુરાણ'નો ઐતિહાસિક વિભાગ—સર્ગ ૧૫ મો તથા સર્ગ ૧૬ મો—રા. રા. કનૈયાલાલ ભાઇશંકર દવે કને સંશોધાવી, ઉપયુક્ત અને વિસ્તૃત વિવેચના સાથે પ્રકટ કર્યો છે. જો કે આ પુરાણના કુલ સર્ગો ૧૬ છે, તેને આખુંયે સાનુવાદ પ્રકટ કરવાની સૂચના સભાને થયેલી હતી, પરન્તુ તે ઘણું મોટું અને તે ઉપરાંત ખાસ નવીન મહત્વની રસિક માહિતીઓ આપે એવાં અંશો વિનાનું હોઈ ને, માત્ર તેનો ઐતિહાસિક, તેમજ ભૂગોળવિષયક લાગતો વિભાગ (એ જ સર્ગો ૧૫–૧૬) અનુવાદ અને વિવેચના સાથે પ્રકટ કરી સભાને સંતોષ સેવવો પડયો છે. ઇતિહાસરસિક જ નહીં, પણ સાહિત્ય-રસિક ગુર્જર જનતાને આ ગ્રંથ રસિક થશે એવી આશા રહે છે.

આ ગ્રંથની પ્રતિ પુનાના ડૉ. ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટમાંથી સભાએ ઉતરાવી મંગાવવા બાબત રા. રા. કનૈયાલાલ ભાઇશંકર દવેએ 'કિંચિત્ વક્તવ્ય' માં યોગ્ય ઉલ્લેખ કરેલો છે, એટલે એ વિષે વિશેષ કૈં અહીં મારે કહેવાપણું રહ્યું નથી. માત્ર એ સંસ્થાના વિદ્વાન કયુરેટર શ્રી. પી. કે. ગોડેનો મારે પણ અમારી સભાને જાતિ-દેખરેખથી એટલી અનુકૂળતા કરી આપવાનો શ્રમ લેવા માટે આભાર માનવાનો છે. ઉપરાંત શ્રી. પી. કે. ગોડેએ આ ગ્રન્થ વિષે પોતાનાં

મંતવ્યોના નિરૂપણની એક વિવેચક અંગ્રેજી લેખમાળા લખી આપવાની તત્પરતા દર્શાવવા સાથે એક આરંભક લેખ પણ લખી મોકલ્યો હતો. પરન્તુ એ અંગ્રેજી લેખમાળા સુવિસ્તૃત ચાલે તેમ હોવાથી અને સભાનો ઉદ્દેશ ગુજરાતી ભાષામાં ગ્રન્થ વા લેખ પ્રકટ કરવાનો હોઇને સભાને તેમની તત્પરતા સશોક પાછી ઠેલવી પડી હતી, એની પણ અહીં મારે નોંધ લેવી ઘટે અને સાથે સાથે મી. પી. કે. ગોડેનો તે માટે આભાર પણ માનવો ઘટે છે.

રા. રા. કનૈયાલાલ ભાઈશંકર દવેએ આ ગ્રંથ ખંત, ખાંખત અને ભારે શ્રમપૂર્વક તૈયાર કરેલો છે, એની પ્રતીતિ રસિક વાચકને એના વાંચન અને વિચારણથી અવશ્ય થશે. જો કે કોઈ કોઈ બાબત વિષે કદાચ કોઇ વિદ્વાન્ સંશોધકને મતભેદ રહે–ઉઠે, એ સંભવિત છે, તો પણ એકંદરે રા. કનૈયાલાલ દવેએ યથાશક્ય નિષ્પક્ષપાત ઊહાપોહથી પોતાનાં મન્તવ્યો દર્શાવ્યાં એમ કહેવું પ્રાપ્ત થાય છે.

અંતમાં મારે એક બાબતની નોંધ અહીં લેવી ઘટે છે. સભા પોતાનાં પ્રકાશનો તજ્જ્ઞ સંશોધકો અને વિદ્વાન વિવેચકો પાસે ઘટતો પુરસ્કાર આપીને ભારે વ્યયથી પ્રકટ કરે છે, છતાં તે અનુસાર મોટાં મૂલ્ય તેનાં ન ઠેરવતાં ભારે ખોટ ખમીને ઘણાં ઓછાં મૂલ્યે વેચવા ઠરાવે છે. વળી બુકસેલરોને સારૂં કમિશન આપે છે, એટલું જ નહીં પણ સાર્વજનિક પુસ્તકાલયોને અને શાળા–પાઠશાળાઓનાં પુસ્તકાલયો તેમ જ વિદ્યાર્થીઓ અને અભ્યાસકોને અર્ધી કિંમતે વેચે છે, તો પણ એ પ્રકાશનોનો ઉઠાવ–ઉપાડ ઘણો જ મંદો, મોળો અને મનોવેધક થાય છે, એ અહીં ઘણી જ દિલગીરી સાથે કહ્યા વિના ચાલે તેમ નથી. પરિણામે સભાની આ વિષયની પ્રવૃત્તિ મંદ વા શિથિલ કે ઉત્સાહ-વંચિત થતી કેટલાકને જણાય, તો તેમાં કોઈ નવાઇ ખરી ?

બાકી સભાના સંચાલકોની સદભિલાષા વા મનોરથ તો ગુજરાતનાં વિવિધ ઐતિહાસિક સાધનો બને તેમ સત્વર પ્રકટ કરવાની

છે, એટલું જ નહીં પણ ગુજરાતનો વિશુદ્ધ, વિશદ અને વિવેચનાત્મક ઇતિહાસ લખાવવાનીયે તેટલી ઉત્કટ છે. આટલું જ નથી. સભાના છેલ્લાં પાંચેક વર્ષના વૃત્તાન્તો અને મુખ્યત્વે સને ૧૯૩૯–૪૦ ના સભાના વાર્ષિક વૃત્તાન્તનો ખંડ ૫ મો, "ગુજરાતના ઇતિહાસનાં "સાધનો" (પા. ૧૯) જોતાં આ બાબત વિષે સભાએ, જો વિદ્વાન ઇતિહાસવિદોનો પૂરતો સહકાર અને સહાનુભૂતિ મળે–કે જેની માગણી વખતોવખત સભા તરફથી થવા છતાં મોટે ભાગે અનુત્તર રહેલી છે–તો કેવાક ઉપક્રમો આદરવા ધાર્યું છે તેની પણ સ્પષ્ટ પ્રતીતિ સુજ્ઞ જનોને અવશ્યે થશે. ઉપરાંત વિશેષમાં સભાએ વિદ્વાન સંશોધકો અને વિવેચકોને તેમના રસિક કાર્યમાં સહાયકારક થઈ શકે તેવા આકર (રેફરન્સ) ગ્રંથોનું એક સારૂં પુસ્તકાલય–"બુદ્ધિવર્ધક પુસ્તકાલય" પણ સ્થાપેલું છે અને તેને સંગીન અને વિસ્તૃત કરવાના પ્રયાસો આદર્યા પણ છે. પરંતુ અહીં કહ્યું તેમ તેનો એ મનોરથ સંવેગી અને સોત્સાહી થવાને બદલે ઉલટો મંદવેગી થવાને, સક્રિયને બદલે અક્રિય થવાને કારણ મળે છે. ટૂંકમાં પૂરતા ઉત્તેજન, અરે, સહકાર, અને સહાયતાની અતત્પરતા તેમ મંદતાના કારણે સભાની આ પ્રવૃત્તિ ઉપર શીતતા અને અનુત્સાહિતાનાં સલીલ સીંચાય છે; અને તેથી તે આખરે કરમાઈ કે કંતાઈ ન જાય તો નવાઇ. સુજ્ઞ ઇતિહાસરસિક ગુર્જર જનતા જ નહીં, પણ સંપત્તિવાન્, બુદ્ધિમાન્ અને ઉદારહૃદયવાન્ શ્રેષ્ઠીઓ આ વસ્તુસ્થિતિ તેમ જ પોતાનું કર્તવ્ય સમયસર સમજે, મન પર લે, અને સભાને ઘટતી સહાયતા અને ઉત્તેજના આપે, એવી શુભ આશા સેવી વિરમવું રહ્યું.

મુંબઈ, ભાદ્રપદ શુક્લ પ્રતિપદા, વાર મંગળ સં. ૧૯૯૬: તા. ૩-૮-૪૦

**અંબાલાલ બુ. જાની**
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# આમુખ

**સરસ્વતીપુરાણ** એ તીર્થવર્ણનાત્મક પુરાણ છે. સર્ગપ્રતિસર્ગાદિ જે પુરાણના પ્રાચીન વિષયો છે તેને ગૌણ સ્થાન આપી, વિષ્ણુભક્તિ, શિવભક્તિ, તીર્થમાહાત્મ્ય, વગેરે વિષયોમાંથી કોઇ એક અથવા વધુ વિષયોનું જેમાં પ્રાધાન્ય હોય એવાં પુરાણો અનેક છે, એ મેં અન્યત્ર વિસ્તારથી દર્શાવ્યું છે.[1] પણ અઢાર પુરાણોમાં અને અઢાર કે તેથી વધારે ઉપપુરાણોમાં જેનો સમાવેશ ન થયો, અથવા જેનો પૂરતો સંતોષકારક સમાવેશ ન થયો તે તીર્થોનાં પાછળથી જૂદાં પુરાણો થયાં છે. સરસ્વતીપુરાણ આ જાતનું એક પુરાણ છે.

આ પુરાણની અન્ત્ય પ્રશસ્તિમાં જોકે **इतिश्री मार्कण्डेयोक्ते सारस्वतीपुराणे** એ પ્રમાણે કથન મળે છે, પણ ઉપલબ્ધ માર્કંડેય પુરાણમાં આ વસ્તુ છે નહીં. એટલે આ ગ્રન્થના સંપાદક કહે છે તેમ એ એક સ્વતંત્ર ગ્રન્થ છે. ગ્રન્થમાં વક્તા તરીકે માર્કંડેયનું નામ મૂકેલું હોવાથી જ એને **માર્કંડેયોક્ત** કહેલ છે, એમ માનવું યોગ્ય છે. (જુઓ અધ્યયનવિભાગ ૧, પૃ. ૧૯) એને પુરાણ કહેલ છે, તીર્થવર્ણન એનો વિષય હોવાથી તથા એની રચનાશૈલી પૌરાણિક હોવાથી.

સરસ્વતી નદી તથા એને કાંઠે આવેલાં તીર્થોનું વર્ણન કરવું, એ પ્રયોજનથી આ પુરાણની રચના થઈ છે. સ્કંદપુરાણના પ્રભાસખંડમાંના સરસ્વતી આખ્યાનનો મુખ્ય આધાર લઇને, તેમાં બીજાં પુરાણોમાંથી પ્રસંગાનુરૂપ કથાઓ ઉમેરી, તથા મૂળ વસ્તુનો વિસ્તાર કરી, આ પુરાણની રચના કરવામાં આવી છે. (જુઓ એજન પૃ. ૧૯થી ૨૨). પણ સરસ્વતી નદીને કાંઠે ગુજરાતની રાજપૂતકાળની રાજધાની

---

૧ જુઓ મારું પુરાણવિવેચન (ગુ. વ. સો.થી પ્રકાશિત).

અણહિલપુર પાટણ આવેલું હોવાથી, તથા પાટણના સહસ્રલિંગ સરોવરમાં સરસ્વતીના જળને વાળેલું હોવાથી, આ પુરાણના અજ્ઞાત લેખકને ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસને ઉપકારક થાય એવી, સિદ્ધરાજનાં માતાપિતા વિષે, સિદ્ધરાજ જયસિંહ વિષે, તથા સહસ્રલિંગ સરોવર વિષે, વાતો કહેવાનો પ્રસંગ મળે છે અને એ પ્રસંગનો તેણે પૂરો લાભ લીધો છે. તેમ જ સહસ્રલિંગ સરોવર અને તેના બંધાવનાર સંબંધી સરસ્વતીપુરાણનાં કથનોનું બીજા પ્રબંધોનાં તત્સંબંધી કથનો જેવું જ ઐતિહાસિક મૂલ્ય છે.

વળી સરસ્વતીપુરાણની આ ભાગના ઐતિહાસિક અંશની યથાર્થતા જોતાં, એનો કર્તા સિદ્ધરાજના રાજ્યકાળના પાછલા ભાગમાં જીવતો હશે, અને કદાચ પાટણમાં રહેતો હશે, એમ તર્ક થાય છે. ( જુઓ પૃ. ૧૨૮ ) શ્રી. કનૈયાલાલ દવેનો આ તર્ક મને સયુક્તિક લાગે છે.

આ સરસ્વતીપુરાણના ઐતિહાસિક ઉપયુકતતાવાળા અંશને પ્રકાશિત કરવાનો શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ નિર્ણય કરીને, એને સંપાદન કરવાનું કાર્ય એ પુરાણના અભ્યાસી અને એને પ્રથમ પ્રસિદ્ધિમાં મૂકનાર, પુરાવિદ્યારસિક શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેને સોંપ્યું, અને એમણે એ અધ્યાયોનું સંપાદન તો યોગ્ય રીતે કર્યું જ છે; ઉપરાંત એ સાથે સરસ્વતીપુરાણની વિસ્તૃત સમાલોચના પણ લખી છે. આ સમાલોચનાના અધ્યયનવિભાગ ૧માં પુરાણવિવેચન કરવામાં આવ્યું છે. પૌરાણિક સાહિત્યમાં આ પુરાણનું સ્થાન, એના અઢાર સર્ગોમાં કયા કયા વિષયો છે, તેના પ્રત્યેક સર્ગનો સાર, એ સૌ આપવા સાથે તે તે વિષય સંબંધી અન્ય પુરાણોનાં વક્તવ્ય સાથે સરખામણી કરી, તથા આધુનિક સંશોધન સાથે તેનો યથાશક્ય મેળ બેસારી, નિરૂપણ કર્યું છે.

ચોસઠ પાનાંના આ પુરાણવિવેચન પછી અધ્યયનવિભાગ બીજામાં 'ઐતિહાસિક અનુશીલન' કરવામાં આવ્યું છે. શ્રી. ક. ભા.

દવે સ્પષ્ટ કહે છે (પૃ. ૬૭) તેમ સરસ્વતીપુરાણોક્ત ઐતિહાસિક વૃત્તાન્તમાં ગુજરાતના ઇતિહાસ ઉપર નવીન પ્રકાશ નાંખે, એવું ખાસ કાંઇ નથી. છતાં સિદ્ધરાજનું ટૂંકું ચરિત્ર, તેનાં માતપિતા મીનળદેવી અને કર્ણનાં ચારિત્રો, બર્બરકનો વૃત્તાન્ત, કર્ણમેરુપ્રાસાદ અને કેશવ વ્યાસ વિષે સંક્ષિપ્ત નોંધો, વગેરે બીજા દ્વયાશ્રયાદિ ઐતિહાસિક પ્રબંધોમાં આપેલા વૃત્તાન્તને અપ્રતિકૂળ છે, જ્યારે સહસ્રલિંગ સરોવરનું સંપૂર્ણ વર્ણન તો બીજા કોઇ ગ્રન્થમાં મળતું નથી, એટલે એ અંશમાં સરસ્વતીપુરાણ ગુજરાતના ઇતિહાસનું એક અગત્યનું સાધન છે.

ઐતિહાસિક અનુશીલનવિભાગમાં દ્વયાશ્રયાદિના વૃત્તાન્તો સાથે સરસ્વતીપુરાણોક્ત વૃત્તાન્તની તુલના કરીને જે સવિસ્તર ચર્ચા શ્રી. ક. ભા. દવેએ કરી છે તે તો મૂળમાં જ વાંચનારે જોવી. દ્વયાશ્રયાદિ પ્રબંધોમાં મૂળરાજ, સિદ્ધરાજ, વગેરે રાજાઓના જે વૃત્તાન્તો આપેલા છે, તે ઐતિહાસિક સાધનો જરૂર છે, પણ એ પોતે ઇતિહાસ નથા. ઐતિહાસિક દૃષ્ટિથી એ ગ્રન્થો લખાયા જ નથી. આ વસ્તુસ્થિતિને આપણા ઐતિહાસિક સંશોધનમાં હમેશાં દૃષ્ટિસન્મુખ રાખવાની આવશ્યકતા ઉપર મેં વારંવાર ભાર દીધો છે. અહીં પણ કહેવું જોઇએ કે આ સરસ્વતીપુરાણ છે, એની કથનશૈલી જ પૌરાણિક છે, છતાં એના આ સર્ગોમાં દ્વયાશ્રયાદિ પ્રબંધોમાં છે તેમ, ઐતિહાસિક અંશ પણ છે. અલબત્ત એ ભાગને ઐતિહાસિક દૃષ્ટિથી ચાળી લેવાની જરૂર રહે છે. શ્રી. ક. ભા. દવેએ ઐતિહાસિક અનુશીલનમાં એ વિવેચન કર્યું છે. અલબત આ પ્રબંધાત્મક સાધનો જાતે અપૂર્ણ છે, અને તેનાં કથનોની પ્રત્યેક વિગતની સ્વતંત્ર કસોટી કરવા માટે આપણી પાસે સાધનો નથી. એટલે ઐતિહાસિક સંશોધનની આપણી વર્તમાન સ્થિતિમાં આ પ્રબંધોમાંથી ઐતિહાસિક મૂલ્યવાળી માનીને તારવેલી વિગતોમાં મતભેદને અવકાશ હોય, એ તદ્દન સ્વાભાવિક છે. અમુક મત જ સાચો, એવો આગ્રહ પણ અવૈજ્ઞાનિક અને અયોગ્ય છે. આ ઐતિહાસિક અનુશીલનમાં ચર્ચવામાં આવેલા વિષયોમાંથી ઘણા

વિષે મેં મારા વિચારો મારા 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' વિભાગ ૧માં દર્શાવ્યા જ છે. અહીં એમાં કશું વિશેષ ઉમેરવાનું નથી. અલબત્ત જેમ જેમ નવાં સાધનો મળતાં જાય, તેમ તેમ આ વિષયોમાં વિશેષ ચર્ચા અને સંશોધન થાય, એ યોગ્ય જ છે. એ જ રીતે આપણા ઇતિહાસનાં સંદિગ્ધ સ્થાનો પ્રકાશિત થવાનો સંભવ છે. વર્ષોથી ચર્ચા ચાલતી હોવા છતાં હજી ચર્ચાને અવકાશ હોય એવી ઘણી વાતો છે. દાખલા તરીકે આ પુસ્તકમાં સરસ્વતીપુરાણમાં આપેલા બર્બરક વૃત્તાન્તને આધારે બર્બરદેશ, બર્બરજાતિ, સિદ્ધરાજે જેનો વિજય કરેલો તે બર્બરક, વગેરેની ચર્ચા કરી છે, ( જુઓ પૃ. ૬૮ થી ૭૮ ) અને ત્યાં ટિપ્પણીઓમાં બર્બરવિષયક કેટલાક ઉલ્લેખો આપ્યા છે. આ ઉપરાંત કેટલાક વધારે ઉલ્લેખો **ભારતીય વિદ્યાભવન** દ્વારા પ્રકાશિત 'ભારતીય વિદ્યા' નામની સંશોધનવિષયક "ત્રૈમાસિક" પત્રિકા(પુ. ૧ અંક ૧ કાર્તિક ૧૯૯૬)માં **बर्बर और म्लेच्छ** શીર્ષક લેખ પ્રસિદ્ધ થયો છે તેની ટિપ્પણીઓમાં મળશે. આ બર્બરવિષયક ચર્ચા પુરાવિદોમાં શરૂ થયાને એંશીથી વધારે વર્ષો થયાં છે, છતાં હજી એ વિષય ચર્ચાપાત્ર રહ્યો છે અને એમાં મતભેદને અવકાશ છે, એટલું સૂજ્ઞ વાંચનાર ઉપર કહેલા લેખની પ્રસિદ્ધિથી તથા તદ્વિષયી ચર્ચાથી જોઈ શકશે.

પણ સિદ્ધરાજે જિતેલા બર્બર કે બાબરા ભૂતને શોધવા માટે ગુજરાતકાઠીઆવાડની બહાર જવાની જરૂર નથી,[1] એમ બુલ્હર,

---

૧. જુઓ મારો 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' વિ. ૧લો, પૃ: ૨૨૭, ૨૨૮. ત્યાં ટિપ્પણીમાં મેં બુલ્હર આદિનો ઉલ્લેખ આપ્યો છે. અલબત્ત ઉપર કહેલા કારણથી બર્બરક જાતિ કે દેશ સંબંધી સવિસ્તર ચર્ચા નથી કરી, તેમ એનાં ચર્ચાસ્થાનોના ઉલ્લખો નથી નોંધ્યા. પ્રસંગોપાત્ત એ પણ કહી દઉં છું કે સાધારણ રીતે, માથા કરતાં પાઘડી ભારે ન થઈ જાય એ હેતુથી પણ આવી બાબતોમાં મુખ્ય ઉલ્લેખની નોધ કરીને સંતોષ માન્યો છે, અને સંશોધનરસિક વાચનાર એ કેડીને અનુસરીને તે પહેલાં થઇ ગયેલી તદ્વિષયક ચર્ચા જોઇ લેશે, એમ આશા રાખી છે.

પં. ભગવાનલાલ અને મુનિશ્રી જિનવિજયજી[1] પેઠે હું માનું છું, અને શ્રી. ક. ભા. દવેનો પણ સરસ્વતીપુરાણને અનુસરી એવો જ મત છે.

આ આમુખમાં ઐતિહાસિક અનુશીલનમાં, કે પછીનાં અધ્યયનોમાં ચર્ચવામાં આવેલી બધી બાબતોને ચર્ચવી તો અશક્ય અને અનાવશ્યક છે, પણ નોંધવાની યે જરૂર નથી. ઉપર જે કહ્યું છે તેટલાથી શ્રી. ક. ભા, દવેના સંશોધનાત્મક પ્રયત્નનો ખ્યાલ આવી શકશે. ૧૩૭ પાનાં સુધી ઐતિહાસિક અનુશીલનનું અધ્યયન કર્યા પછી પૃ. ૧૪૧ થી પૃ. ૨૦૦ સુધીમાં ભૌગોલિક અધ્યયન કર્યુ છે.

છેવટે સરસ્વતીપુરાણનું જે વિશિષ્ટ અર્પણ છે, તે સહસ્રલિંગ સરોવરની યોજના પરિશિષ્ટ અ નાં ૩૬ પાનાંમાં વર્ણવી છે. આ સંબંધમાં મતભેદો છે, એ સામયિકોમાં આ વિષયમાં ચાલેલી ચર્ચાઓ વાંચનારથી અજાણી નથી. આ પરિશિષ્ટમાં મતભેદ નોંધેલ છે. પણ મતભેદો હોવા એ માનસિક આરોગ્યનું લક્ષણ છે; અને પાટણમાં સહસ્રલિંગ સરોવરનું વડોદરાના પુરાતન શોધખોળ ખાતા તરફથી ખોદકામ ત્રણેક વર્ષથી ચાલે છે અને તેને પરિણામે સોલંકી સમયના આ મહાસરોવરની ભવ્યતા ભવિષ્યમાં પ્રકટ થશે, એવી આશા છે.

છેવટ શ્રી. ક. ભા. દવેએ સરસ્વતીપુરાણના આ સર્ગો ઉપર લીધેલા પરિશ્રમ માટે એમને અભિનંદન આપવા સાથે ભવિષ્યમાં એમને હાથે ગુજરાતના ઇતિહાસ ઉપર પ્રકાશ નાંખનારાં સંશોધનનાં બીજાં અનેક કાર્યો થાવ, એવી આશા રાખું છું.

વીલેપાર્લે
તા. ૨૫-૧-૪૦ } દુર્ગાશંકર કે. શાસ્ત્રી

---

૧. જુઓ "ભારતીય વિદ્યા" પુ. ૧ સં. ૧ પૃ. ૬૭ ઉપર સંપાદકીય ટિપ્પણી. સરસ્વતીપુરાણમાં બર્બરક સિદ્ધપુર પાસે 'બીલ' (ગુફા) બનાવી રહેતો હતો, એમ લખ્યું છે. શ્રી જિનવિજયજી આંબા અને તારંગાની સમીપના પહાડી પ્રદેશમાં એ છુપાઇ રહેતો હશે, એવો તર્ક કરે છે.

# કિંચિત્-વક્તવ્ય

**ઉપક્રમ**

શ્રી. દુર્ગાશંકરભાઈ શાસ્ત્રી જેવા ઇતિહાસકોવિદ્ સાક્ષર વિદ્વાનના હાથે. ગ્રન્થનું ઐતિહાસિક મહત્ત્વ સૂચવતી પ્રસ્તાવના આપ્યા પછી, તે સંબંધી મારે કાંઇ પણ વિશેષ લખવાનું હોય જ નહીં; છતાં આ ગ્રન્થ સંબંધી એટલે, તેનું સંશોધનકાર્ય કેવી પદ્ધતિએ કરવામાં આવ્યું હતું, તેની પ્રતો કયાંકયાંથી ઉપલબ્ધ થાય છે, તેમાં કઇ કઇ પ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેના અંગે શી શી મુશ્કેલીઓ ઉભી થઈ હતી, અને આ સંપાદનકાર્યમાં કયા કયા સજ્જનો તથા વિદ્વાનોએ સક્રિય સહકાર આપ્યો હતો, વગેરેનો કંઇક પરિચય ન આપવામાં આવે તો, તેટલા પૂરતું આ ગ્રંથનું સંપાદન અધુરૂં જ લેખાય. તેથી તત્સંબંધી કેટલીક પિછાન આ પુરોવચન દ્વારા આપવા અહીં પ્રયત્ન કર્યો છે.

**હાથપ્રતો અને સંશોધન**

આ ગ્રંથનું સંશોધન નીચે જણાવેલી ત્રણ પ્રતોના આધારે કરવામાં આવ્યું છે.

(૧) R. સ્વ. રાજેબા શાસ્ત્રીના સંગ્રહમાંની પ્રત.

(૨) P. પૂના ભાંડારકર ઓરીએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટના ગ્રંથભંડારમાંની નં. ૪૨૯ વિશ્રામબાગવાળી પ્રત.

(૩) M. સ્વ. વેદાન્તકોવિદ્ મણિશંકર મગનલાલ અયાચીના ગ્રંથસંગ્રહમાંની પ્રત.

R. સંજ્ઞાવાળી સ્વ. રાજેબા શાસ્ત્રીના સંગ્રહની પ્રત સુવાચ્ય અક્ષરોમાં લખાયેલી છે. પરન્તુ જ્યારે તે ગ્રન્થ લખાયો હશે ત્યારે, તેમાં પુષ્કળ ભૂલો રહી ગઇ હોવી જોઈએ, કારણ તેમાં રહેલી અશુદ્ધિઓનું શુદ્ધકરણ કરતાં ઠેર ઠેર અક્ષરો ઉપર હરતાલ મરાયેલી જોવામાં આવે છે, જ્યારે કેટલેક ઠેકાણે બંને બાજુ હાંસીયામાં નવા શબ્દો પણ ઉમેરાયા છે. આમ આ પ્રત લખાયા પછી, તેને શુદ્ધ કરવવા જરૂર પૂરતા સુધારાવધારા કરવામાં આવ્યા હતા, છતાં પણ હજી તેમાં કેટલેક ઠેકાણે અશુદ્ધિઓ રહી ગઈ છે. આ સંપાદનમાં મુખ્ય આધાર આ પ્રતનો જ લેવામાં આવ્યો છે.

P. સંજ્ઞા ધારણ કરતી બીજી હાથપ્રત પુના ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાંથી પ્રાપ્ત થઇ છે. તેના અક્ષરો કેવા છે, તેમાં અને અશુદ્ધિઓ છે કે કેમ, તે જાણી શકાયું નથી. કારણ તે પ્રત વધુ જીર્ણ હોવાથી બહાર મોકલી શકાય નહીં, એવો એ સંસ્થાના મંત્રીશ્રીનો જવાબ આવવાથી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી સહાયક મંત્રી શ્રી. અંબાલાલભાઇ જાનીએ તેની નકલ ઉતરાવી મોકલી હતી, જેથી એની મૂળ પ્રતનું વિવેચન આપી શકાય તેમ નથી. પરંતુ આ નકલ ઉપરથી જોતાં બીજી બધી પ્રતો કરતાં, શુદ્ધિની દૃષ્ટિએ તે સર્વોત્તમ હોવાનો સામાન્ય ખ્યાલ આવે છે, તેટલું જ નહીં પણ તે ગ્રન્થની નકલ ઉતારનાર વિદ્વાન લેખકે વ્યાકરણની દૃષ્ટિએ તેમાં કેટલાક સુધારાવધારા કૌંસમાં સૂચવ્યા છે. સંપાદનકાર્યમાં આ પ્રતે વધુ મહત્વનો ભાગ ભજવ્યો છે, તેટલું જ નહીં પણ જો શ્રીફાર્બસ ગુજરાતી સભાએ આ નકલ ઉતરાવી મંગાવવાનું સૌજન્ય દર્શાવ્યું ન હોત તો, તેમાં શુદ્ધિની દૃષ્ટિએ તેમ જ ઇતર કેટલીક બાબતોમાં વધુ ક્ષતિઓ રહેવા પામત. આ બદલ શ્રી. અંબાલાલભાઇ જાનીનો તથા શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો અનેકશઃ ઋણી છું.

M. ત્રીજી હાથ પ્રત જે, સ્વ. મણિશંકર અયાચીના ગ્રન્થસંગ્રહમાંથી મળી આવી છે, તેના અક્ષરો સુવાચ્ય છે. પરન્તુ R. સંજ્ઞાવાળી

હાથપ્રત કરતાં તેમાં વધુ અશુદ્ધિઓ રહેવા પામી છે. આ સંપાદનમાં તેની M. સંજ્ઞા રાખવામાં આવી છે.

આ ત્રણે પ્રતોમાંથી કોઇમાં પણ તેના રચનાકાળની નોંધ નથી. પાટણની બે હાથપ્રતોમાં તેના લખ્યાસંવત આપવામાં આવ્યા છે, તે ઉપરથી તે પ્રતો સંવતના ઓગણીસમા સૈકાને અંતે થોડા થોડા અંતરે લખાઈ હોવાનું જણાય છે, જ્યારે ભાંડારકર ઇન્સ્ટીટયુટ-વાળી પ્રતનો લખ્યાસંવત કયારનો છે તે જાણી શકાયું નથી. પરન્તુ તે સંસ્થાના વિદ્વાન સેક્રેટરીના કથન મુજબ, આ ગ્રંથની નકલ અતિ જીર્ણ થઇ ગયેલી, એટલે તે મોડામાં મોડી બસો ત્રણસો વર્ષ પહેલાં તો લખાઇ હશે, એવું અનુમાન છે.

આ પુરાણના રચનાકાળ માટે, "અધ્યયન" નામક ગ્રંથ-વિવેચનના ઐતિહાસિક અનુશીલનમાં સ્વતંત્ર ચર્ચા કરવામાં આવી હોઇ, ઐતિહાસિક પુરાવાઓ, અને નક્કર અનુમાનો દ્વારા, તેનો નિર્માણકાળ બારમા સૈકાના અંતથી, તેરમા સૈકાના મધ્ય ભાગ સુધીમાં હોવાનું કલ્પ્યું છે. એ માટે ચોક્કસ સંવત નિશ્ચિત કરવાનું કોઇ પણ વિશિષ્ટ સાધન નહીં મળતું હોવાથી આમ અમુક વર્ષોનો ગાળો નક્કી કર્યો છે. ભાંડારકર ઈન્સ્ટીટયુટના વિદ્વાન્ કયુરેટર શ્રી. પી. કે. ગોડે પણ તેનો રચનાકાળ તેરમા સૈકામાં મૂકે છે.[1] આથી સામાન્યતઃ તેનો નિર્માણકાળ નક્કી થઇ જાય છે. પરંતુ ચોક્કસ સમય ઠરાવવા માટે પુરાવાઓની અપેક્ષા તો છે જ.

તુલનાત્મક રીતે આ ત્રણે પ્રતો મેળવી જોતાં દરેકમાં કથાભાગ એકસરખો જ છે. કોઇ પ્રતમાં બે ચાર શ્લોકો નવા છે, તો કોઇમાં શ્લોકોનાં પાદો અવળાસવળી મૂકાયાં છે, પરંતુ એકંદર રીતે ત્રણે

---

૧ See. The Indian Historical Quarterly Vol. XIV 1938 On Page 252 The Paper of "Identification of the Siddharaja Saras" by S t. g. P. K. Gode.

પ્રતોનાં વર્ણનોમાં ખાસ ફેરફાર જોવામાં આવતો નથી. આ પુરાણનું વધુ મહત્વ તેના ઐતિહાસિક વિભાગના કારણે છે, અને તે ભાગમાં કોઈ પ્રતની અંદર ધાલમેલ થઇ હોવાનું જણાયું નથી, તેમ જ કોઇમાંથી બીજી કોઇ વિશિષ્ટ હકીકત પ્રાપ્ત થતી નથી. ફક્ત M. સંજ્ઞાવાળી સ્વ. વેદાન્તકોવિદ્ મણિશંકર અયાચીવાળી પ્રતમાં જાળેશ્વર માહાત્મ્યના ૪૦ શ્લોકો ઉમેરાયા છે.

## કેટલાક મતભેદો

સહસ્રલિંગ સરોવરમાં સરસ્વતી પ્રાચી થઈ આવતી હતી, એમ પુરાણમાં જણાવેલું છે. શ્રી. રામલાલ ચુ. મોદી "સહસ્રલિંગની યોજના" નામક નિબંધમાં પ્રાચી એટલે પશ્ચિમથી પૂર્વ તરફ જનારી એમ માની, સરસ્વતીનું વહન સહસ્રલિંગ સરોવરના પશ્ચિમ કિનારેથી પ્રવેશતું હોવાનું કહે છે. પ્રાચીનો અર્થ કેટલાક વિદ્વાનો અને કોષકારોએ પૂર્વગામિની સૂચવ્યો છે, છતાં સરસ્વતીપુરાણકારે પૂર્વવાહિની પૂર્વથી પશ્ચિમ તરફ વહેનારી સરસ્વતીને ગાંધર્વતીર્થમાં પ્રાચી તરીકે સંબોધી છે,[૨] જેથી પુરાણકારની પ્રાચી પૂર્વવાહિની છે; અને તે સંકલનાને અનુસરી સહસ્રલિંગમાં સરસ્વતી પૂર્વ કિનારેથી પ્રવેશતી હતી, એવું અનુમાન છે. પરંતુ સરોવરમાં ચાલતું ખોદકામ નહેર માટે અન્ય દિશા સૂચવે એમ લાગે છે. તેનો સાચો નિર્ણય તો સરોવરમાં વધુ ખોદકામ થઇ, તેના અવશેષો બહાર આવે ત્યારે જ થઈ શકે. અત્યાર સુધીમાં તો તેનું દિગ્દર્શન કરાવવા સરસ્વતીપુરાણના આંતરિક પુરાવાઓ, અને તેને સંબંધક કલ્પનાઓ વડે પ્રયત્નો થયા છે. ઐતિહાસિક નિર્ણયો કલ્પનાઓ કે અંતરંગ પ્રમાણો ઉપર વાદાવાદ કરવાથી સિદ્ધ થતા નથી, તેને માટે તો સીધે સીધાં પ્રમાણોની જ જરૂર છેઃ એટલે મારો કે શ્રી. મોદીનો મત સાચો છે, એમ તો કહી

---

૨ જુઓ શ્લોક. ૨૩૩ થી ૨૩૫, સરસ્વતીપુરાણ સર્ગ, ૧૫.
તથા શ્લો. ૨૯૧ " "

શકાય જ નહીં. તેથી જ્યાં સુધી તેના વધુ પુરાવાઓ ન મળે ત્યાં સુધી તેનો નિર્ણય સંદિગ્ધ જ રહે છે.

બીજી વાત બર્બરકની છે. તે જંગલી જાતિનો સરદાર હતો, અને બલવાન તથા જાદૂગરીનો જાણકાર હતો, એ સત્ય સામાન્યતઃ ઐતિહાસિકોએ સિદ્ધ કર્યું છે. પણ તેના આદિવતન માટે હજુ સુધી વિદ્વાનોમાં મતભેદ છે. સરસ્વતીપુરાણકાર તેનું આદિવતન લંકા જણાવી, તે દક્ષિણ તરફનો હોવાનું સૂચવે છે, જેને મહાભારતથી પણ પુષ્ટિ મળે છે, જ્યારે મથુરા મ્યુઝીયમના કયુરેકટર શ્રી. વાસુદેવશરણ, તથા ઇતિહાસવિશારદ શ્રી. જિનવિજયજી અનેક શાસ્ત્રીય પ્રમાણો વડે 'બર્બર ઉપનિવેશ' સિંધુના મુખ ઉપર બલુચીસ્તાનપ્રદેશાન્તર્ગત હોવાનું નોંધે છે, છતાં તેમને મારા અનુમાન પ્રમાણે તે અંબા અને તારંગા વચ્ચે કોઈ સ્થળે રહેતો હોવાનું કબૂલ છે.[3] શ્રી. દુર્ગાશંકરભાઇ શાસ્ત્રીએ પણ આ ગ્રંથના આમુખમાં તેનું સૂચન કર્યું છે. બર્બરકની ચર્ચા કેટલાંય વર્ષોથી ચાલતી હોવા છતાં, સ્પષ્ટ પ્રમાણોના અભાવે તેનાં કેટલાંક વિધાનો હજુ પણ સંદિગ્ધતા સેવે છે.

## વિવિધ નોંધોમાં સરસ્વતીપુરાણ

આ પુરાણની નોંધ અનેક વિદ્વાનોએ પોતાના રીપોર્ટોમાં લીધી છે.

સૌથી પ્રથમ શ્રી. બુલ્હર સાહેબે ગુજરાતનાં સંસ્કૃત પુસ્તકોના ઈ. સ. ૧૮૭૧-૭૨ ની સાલ દરમ્યાન કરેલ તપાસના રિપોર્ટમાં, તેમ જ ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, સિંધ અને ખાનદેશમાંનાં ખાનગી પુસ્તકાલયોના ઈ. સ. ૧૮૭૧ થી ઇ. ૧૮૭૮ સુધીના રિપોર્ટમાં લીધી છે.

---

૩ "ભારતીય વિદ્યા" ત્રૈમાસિક વર્ષ ૧ અંક ૧ શ્રી. વાસુદેવશરણજીનો તેના ઉપરનો નિબંધ તથા શ્રી. જિનવિજયજીની સંપાદકીય નોંધ.

શ્રી: ડૉ. કીલહૉર્ન સાહેબે ઈ. સ. ૧૮૮૦–૮૧ના હસ્તલિખિત ગ્રંથોના અહેવાલમાં પણ આ પુરાણની નોંધ આપી છે.

તેવી જ રીતે શ્રી. આર. જી. ભાંડારકર સાહેબે ઇ. સ. ૧૮૮૧—૮૨ ના વર્ષ દરમ્યાન તપાસેલ ગ્રન્થોના વિવેચનસંગ્રહમાં સરસ્વતી–પુરાણનું સૂચન કર્યું છે.

આથી આ પુરાણની અનેક નકલો વિદ્વાનોના હાથમાં આવી હતી, એમ ચોક્કસ જણાય છે, આજે પણ નીચેના નંબરોવાળી ચાર પ્રતો પૂના ભાંડારકર ઈન્સ્ટીટયુટમાં મોજૂદ છે:

નં. ૮— ૧૮૭૨—૭૩

નં. ૨૩૧— ૧૮૮૦—૮૧

નં. ૧૨૪–A ૧૮૮૧—૮૨

નં. ૪૨૯ વિશ્રામબાગવાળી પ્રત

આમ આ ગ્રન્થની અનેક પ્રતો પ્રાપ્ત થતી હોવાથી, તેની પ્રાચીનતા અને ઉપયુક્તતા વધુ હોવાનું સૂચન મળે છે, તેટલુંજ નહી પણ એક ઐતિહાસિક ગ્રંથ તરીકે વિદ્વાનોએ તેને માન્ય કર્યું હોવાનો આશય નીકળે છે.

## ઋણસ્વીકાર

આ પુરોવચન સમાપ્ત કર્યા પહેલાં છેલ્લું કાર્ય આ સંપાદનના અંગે જે જે વિદ્વજ્જનોએ મને સહકાર આપ્યો છે, તે તે બધાઓનો આભાર માનવાનું છે. આમાં સૌથી પ્રથમ હક્ક શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનો આવે છે. કારણ જો આ સભા તરફથી આ ગ્રંથ પ્રકટ કરવાની વ્યવસ્થા ન થઇ હોત તો, ભવિષ્યમાં તે ક્યારે પ્રકટ થાત તે નિશ્ચિત રીતે કહી શકાય તેમ નથી. વળી આ સંસ્થાના સહાયક મંત્રી શ્રી. અંબાલાલભાઇ જાનીનો હું સદાય ઋણી છું, કારણ આ ગ્રંથ તૈયાર કરવા માટે તેમણે મને ખૂબ પ્રોત્સાહન આપ્યું હતું, તેટલું જ નહીં પણ સંપાદનકાર્યમાં રહેલી ક્ષતિઓ દૂર કરવા વારંવાર સૂચનાઓ સૂચવી

હતી. ઉપરાંત પ્રૂફસંશોધન વગેરેમાં પૂરતી મદદ કરી, મને આભારી કર્યો છે. ભાંડારકર ઇન્સ્ટીટયુટના વિદ્વાન કયુરેટર શ્રી. પી. કે. ગોડે, ઇતિહાસ-વિશારદ આચાર્ય જિનવિજયજિ, પરમપૂજ્ય સાધુપુરૂષ પુણ્યવિજયજિ, શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, તથા પુરાતત્ત્વજ્ઞ શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, વગેરે અનેક મહાનુભાવોએ આ સંપાદનમાં કેટલેક અંશે મદદ કરી છે, જેઓનો આભાર માનવાનું ભૂલી શકતો નથી. આ ગ્રંથમાં રજુ કરેલ ભૌગોલિક વિવેચનના વિભાગમાં કાઠિયાવાડની સરસ્વતી-સંબંધક જે હકીકત આપવામાં આવી છે, તેના સાચા યશોભાગી શ્રી. હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી છે. તેમણે મને તત્સંબંધી અનન્ય હકીકત પૂરી પાડી, ઉપકૃત કર્યો છે, જે બદલ અહીં તેમનો આભાર માનવાનું ભૂલી શકતો નથી. અંતમાં મારા પરમ મિત્ર શ્રી. આત્મારામ લક્ષ્મણરામ શાસ્ત્રી જેમણે મને આ સંપાદનકાર્યમાં પુષ્કળ સહકાર આપ્યો છે તેમની સહર્ષ નોંધ લઉં છું. તેમણે ગ્રંથના શુદ્ધકરણમાં; ભાષાન્તરમાં, અને કેટલીક પૌરાણિક વિગતો પૂરી પાડવામાં, મને જે અમૂલ્ય સહાય આપી છે તે બદલ અહીં તેમનો આભાર માનવાની એક વધુ તક લઉં છું. શ્રી. રામશંકરભાઇ અયાચિ જેમણે પોતાના ગ્રંથસંગ્રહમાંની આ પુરાણની M. સંજ્ઞાવાળી પ્રત લાંબો કાળ સુધી વાપરવા માટે આપી, મારા પ્રત્યે જે વિશ્વાસ, અને સૌજન્ય બતાવ્યું છે તેથી તેમનો પણ આ સ્થળે આભાર માની ઋણસ્વીકારનું કર્તવ્ય બજાવી લઉં છું.

મહાશિવરાત્રી ૧૯૯૬
તા. ૭–૩–૪૦
પાટણ

કનૈયાલાલ ભાઇશંકર દવે

# વિષયાનુક્રમ

| વિભાગ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |

# શુદ્ધિ અને પૂર્તિ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧ | તેન | તેને |
| ૬ | ૨ | આ ઉલ્લેખો | આવા ઉલ્લેખો |
| ૧૦ | ૧૮ | ત્યાંથી કૃતસ્મર | ત્યાંથી ખદિર વનમાં પ્રાદુર્ભાવ પામી, કૃતસ્મર |
| ૧૧ | ૫ | આથી એમાં મહાત્મ્યની | આથી માહાત્મ્યની |
| ૧૩ | ૫ | પૌરાણિકકલ્પના | પૌરાણિક કલ્પના |
| ૧૩ | ૧૪ | તો એ ખોટું | તો ખોટું |
| ૧૪ | ૨૦ | સિપુદ્ધર | સિદ્ધપુર |
| ૧૬ | ૧૪ | હાલના સરસ્વતીના | હાલની સરસ્વતીનો |
| ૧૯ | ૧૮ | દધીચી | દધીચિ |
| ૧૯ | ૧૯ | ,, | ,, |
| ૨૧ | ૫ | પ્રસંગાસંક્ષેપ | પ્રસંગાનુરૂપ |
| ૨૩ | ૨૩ | વધૂ | વધુ |
| ૨૩ | ૨૯ | કદાર | કેદાર |
| ૨૫ | ૧૦ | અલક્ષગણેશ | અલર્ક ગણેશ |
| ,, | ,, | અલ્યા | અહલ્યા |
| ૨૫ | ૧૪ | કપીલાશ્રમ | કપિલાશ્રમ |
| ૨૮ | ૨ | લેવાવી | લેવાની |
| ૨૯ | ૬ | કાય | કાર્ય |
| ૩૪ | ૮ | સાથેના સંબંધી | સાથે સંબંધની |
| ૩૪ | ૧૮ | આપત | આપતાં |
| ૩૬ | ૧૪ | લઈ ને | લઈ |
| ૩૬ | ૨૦ | એ | એક |
| ૩૭ | ૧૮ | હિમત | હિંમત |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૪ | ૪ | મહાભારત એમાંથી | મહાભારતમાંથી |
| ૪૮ | ૮ | રક્તકોઢ | રક્તપીત્ત |
| ૫૭ | ૨૦ | જળવિથિકા | જળવીથિકા |
| ૫૭ | ૨૧ | ,, | ,, |
| ૫૮ | ૬ | સિદ્ધરાજે | સિદ્ધરાજ |
| ૬૮ | ૩ | પ્રસંગે | પ્રસંગોએ |
| ૬૯ | ૭ | સંકીર્તન પણ | સંકીર્તનમાં પણ |
| ૬૯ | ૧૩ | કયરે | કયારે |
| ૭૧ | ૧૨ | ફીરતોનું | ફીરાતોનું |
| ૭૨ | ૧૨ | નમનો | નામનો |
| ૭૩ | ૧૩ | ગાયો | ગામો |
| ૭૪ | ૧૬ | રેતાહતા | રહેતા હતા |
| ,, | | शाब्दलक्ष्मुने | शाब्दद्युमुणे |
| ૭૫ | | वक्रचं | वक्रकं |
| ૭૮ | ૨૦ | પિંગલીકારી | પિંગલિકા |
| ૭૯ | ૧ | ઉદયપ્રભા | ઉદયપ્રભ |
| ૮૧ | ૧ | રાજા તે સામંતસિંહ | રાજા સામંતસિંહ |
| ૮૧ | | कामफलाविद | कामकलाविद् |
| ૮૮ | ૫ | સિદ્ધરાજ અનુપમ | સિદ્ધરાજને અનુપમ |
| ૯૨ | ૨૫ | નાગલાક | નાગલોક |
| ૯૨ | ૨૫ | ભવષ્ય | ભવિષ્ય |
| ૯૪ | ૧૨ | અતિહાસિક | ઐતિહાસિક |
| ૯૪ | ૧૧ | પાતાળ | (પાતાળ) |
| ૯૫ | ૧૫ | અતિહાસિક | ઐતિહાસિક |
| ૯૮ | | मैथिलं | मैथिलि |
| ૧૦૦ | ૧ | જો કે તેમાં | તેમાં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૦ | ૨ | અને તેમાં | તેમાં |
| ૧૦૧ | ૪ | એ પૂર્વે બંધાયાનું | એ બંધાવ્યાનું |
| ૧૦૧ | ૨૨ | એ બનાવેલ ત્યાં હતું | બનાવેલ હતું |
| ૧૦૩ | ૯ | દ્વયાશ્રમ | દ્વયાશ્રય |
| ૧૦૬ | ૧૬ | કાટ | કાક |
| ૧૦૬ | ૨૦ | ઉસવાડ | ઉસવાળી |
| ૧૦૯ | ૧૫ | દેવતીર્થ | દેવીતીર્થ |
| ૧૧૩ | | चैतनन्वि बेन्दुनदी | चैततन्वि वेन्नुनदी |
| ૧૧૫ | ૬ | પરિશિષ્ઠ આ | પરિશિષ્ટ અ |
| ૧૨૯ | ૧૫ | રાખ્યાં તે સંભવનીય | રાખ્યાં હોય તે સંભાવનીય |
| ૧૨૯ | ૧૮ | હેમચંદ્ર | હેમચંદ્રે |
| ૧૪૨ | ૩ | ઘણાં જુદાં | ઘણાં દૂર |
| ૧૪૨ | ૧૧ | ખદિરવન નજદીક | ખદીર વનમાં થઈ |
| ,, | ૨૫ | સ્થિત | સ્થિતિ |
| ૧૪૪ | ૫ | કુભા | કુભા |
| ૧૪૫ | ૧૨ | નોધાયા છે | નોંધાયા છે. |
| ૧૪૬ | ૯ | કૃષ્ણાવેશી, ધધ્ધર, ચયાપુરી | કૃષ્ણાવેણી, ધધ્ધર, ચંપાપુરી |
| ૧૪૯ | ૧૨ | આવેલો છે | આપેલો છે |
| ૧૪૯ | ૧૪ | તેમાં પણ ભુવનકોષમાં | તેમાં ભુવનકોષમાં |
| ૧૫૩ | | Cunninghands | Cunningham's |
| ૧૫૫ | ૮ | થયલો છે | કર્યો છે. |
| ૧૫૬ | ૨૪ | સંગ | અંગ |
| ૧૫૭ | ૧ | સ્તામ્રલિપ્તિકા | તામ્રલિપ્તિકા |
| ,, | ૨ | જણાવાયલું છે | જણાવ્યું છે. |
| ૧૫૭ | ૧૪ | જનપદ છે. | જનપદો છે. |
| ૧૫૯ | ૮ | યોજતી | યોજની |
| ૧૫૯ | ૧૨ | પ્રલ્પપ્રસવણ | પ્લક્ષપ્રસવણ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૦ | ૮ | અનરકતીર્થધારા | અનરકતીર્થ પ્રસંગે ધારણ |
| ,, | ૯ | વટપ્રદકનો મહાત્મ્યપ્રસંગે | વટપદ્રકનો ઉલ્લેખ. |
| ૧૬૧ | ૧૧ | પ્રવાહના માર્ગે | પ્રવાહમાર્ગે |
| ૧૬૨ | ૧૧ | જણાવાયું છે | જણાવ્યું છે |
| ૧૬૩ | ૭ | ,, | ,, |
| ૧૭૦ | ૭ | સંધારાયો | સંધારામો |
| ૧૭૧ | ૭ | સુરસ્વતી | સરસ્વતી |
| ૧૯૩ | ૧ | કોંટી | કોટી |
| ૧૯૬ | ૨ | વાજણી | વજિણી |
| ૧૯૭ | ૪ | બ્રહ્મપુત્ર | બ્રહ્મપુત્રા |
| ૧૯૮ | ૭ | ૧૦૬૫ | સં. ૧૪૬૫ |
| ૧૯૭ | ૨૦ | ભારતવર્ષમાં | ભારતવર્ષના |
| ૧૯૯ | ૧૮ | પ્રીઝવર્ડ | પ્રીઝર્ડ |
| ૨૦૦ | ૫ | ભાગોળિક | ભૌગોલિક |
| ૨૦૪ | ૬ | ચુંય છે | થયું છે |
| ૨૦૯ | ૧૪ | સિદ્ધશ્વર | સિદ્ધેશ્વર |
| ૨૨૪ | ૬ | કરી હતી | કર્યા હતાં |
| ૨૨૬ | ૩ | મંદિર હશે | મંદિર હતું |
| ૨૩૨ | ૬ | બંધાવ્યો હશે | બનાવવામાં આવ્યો હશે |
| ૨૩૪ | ૨ | ને પણ ધર્મશાસ્ત્ર | ને ધર્મશાસ્ત્ર |

---

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૬ | જે તેવામાં | તેવામાં |
| ૨૨ | ૧૦ | થયલો | થયેલો |
| ૬૨ | ૧૩ | રાગોપદ્રવો | રોગોપદ્રવો |
| ૭૦ | ૨૪ | હવાં | હતાં |
| ૭૨ | | માસ્ત્યવં | માસ્ત્યડ્યં |
| ૪૦ | ૩ | દિવસ | દિવસે |
| ૯૬ | ૬ | ( અંગમ ) | ( સંગમ ) |

## ઉપક્રમ

સરસ્વતીપુરાણ એ ગ્રંથ ૨,૮૯૦ શ્લોકના પૂરવાળો છે. તેના બધા મળી ૧૮ સર્ગો છે. આ ગ્રંથ પાટણના સુપ્રસિદ્ધ શાસ્ત્રી રાજેબાના વંશજ પાસેથી મને મળી આવ્યો છે. એમાં સરસ્વતી (નદી) સંબંધી સાહિત્ય આપેલું છે. આજે હિન્દભરમાં સરસ્વતીના ત્રણ પ્રવાહો જુદેજુદે ઠેકાણે જોવામાં આવે છે: (૧) હિમાલયમાંથી નીકળી કુરૂક્ષેત્ર વગેરેમાં થઇ, પતિયાળાનાં રણમાં વિનશન તીર્થ પાસે ગુપ્ત થાય છે. (૨) અંબાજી પાસે આરાસુર પર્વતમાંથી નીકળી, સિદ્ધપુર પાટણ આગળ થઇ, કચ્છના રણમાં પડે છે. (૩) ગિરના જંગલમાંથી નીકળી, પ્રભાસમાં શ્રીકૃષ્ણના દેહોત્સર્ગસ્થાન આગળ વહે છે. આ ત્રણે સ્થાનોએ વહેતી સરસ્વતી એક જ પ્રવાહના તુટક અવશેષો છે, એમ જણાવવાનો પુરાણકારનો ઉદ્દેશ છે. તેમાં હિમાલયથી પશ્ચિમ સાગર સુધીનો સળંગ પ્રવાહ જણાવતાં તેનાં તીરપ્રાન્તીય તીર્થો અને આશ્રમોનાં વર્ણનો કરાયલાં છે. સરસ્વતી પોતાના પિતા બ્રહ્માના આદેશથી દેવતાઓને ઉપદ્રવ કરનાર વડવાનળને સમુદ્રમાં પધરાવવા હિમાલયના ઔર્વાશ્રમમાંથી પ્રસ્થાન કરે છે. ત્યાંથી શ્રીકંઠમાં થઇ, કુરૂક્ષેત્ર, વૈરાટ, ગોપાયન વગેરે સ્થાનો આગળ વહી, પુષ્કરમાં આવે છે. ત્યાંથી ખર્જુરવનમાં નંદા નામે પ્રસિદ્ધ થઇ, આગળ જતાં અંતર્ધ્યાન થાય છે. પુનઃ ત્યાંથી અર્બુદારણ્યમાં પ્રાદુર્ભાવ પામી, અનરકતીર્થ, મોક્ષેશ્વર અને સિદ્ધપુર

પાસે આવી, પાટણ તરફ પ્રયાણ આદરે છે. રસ્તામાં વટેશ્વર છોડયા પછી મુંડીશ્વર પાસે આમર્દકીનો સહયોગ સાધી, પાટણ આગળ આવી, ગોવત્સ, લોટેશ્વર વગેરે સ્થાનોને પવિત્ર બનાવી, ઝીલતીર્થમાં સરસ્વતી અંતર્ધ્યાન થાય છે. ફરીથી પાછાં કુષ્માંડેશ્વર આગળ પ્રકટ થઈ, તપોદકતીર્થ વટાવી, દક્ષિણાભિમુખી વહેતાં, કૃતસ્મર અને શત્રુમર્દન પાસે આવી, પ્રભાસ આગળ સમુદ્રમાં વડવાનળને પધરાવી, પાછાં વળે છે. આમ સરસ્વતીનો સળંગ પ્રવાહ વર્ણવતાં તેના માર્ગમાં આવતાં તીર્થોનાં આખ્યાનો તેમ જ માહાત્મ્યોનાં રસિક વર્ણનો કરાયલાં છે. પરંતુ આ બધા કરતાં આ પુરાણનું સાચું મહત્વ તેના ઐતિહાસિક વિભાગ ઉપર જ અવલંબે છે.

સિદ્ધપુર છોડયા પછી આગળ ચાલતાં સરસ્વતી અનેક તીર્થાશ્રમોને વટાવી, અણહિલપુર પાસે આવે છે. ગુર્જરેશ્વર સિદ્ધરાજે પોતાના મહાસરોવર સહસ્રલિંગમાં અક્ષયોદક કરવા સરસ્વતીને તેમાં પધરાવે છે. એ બધી હકીકત જણાવતાં સિદ્ધરાજના ચરિત્રનું આછું દિગ્દર્શન પુરાણકારે જણાવ્યું છે, એટલું જ નહીં પણ ઐતિહાસિક મહાસર સહસ્રલિંગનાં તીરપ્રાંતીય દેવમંદિરો, મઠો, અને તીર્થોનું રસમય વર્ણન, ક્રમસર અને સુસંબદ્ધ હકીકતોથી ભરપૂર લગભગ ૭૦૦ શ્લોકોમાં નોંધ્યું છે. આ સિવાય બર્બરક અને ચાપોત્કટો માટેનાં કેટલાંક સૂચનો પણ એમાં મળી આવે છે. સિદ્ધરાજચરિત્ર વર્ણવનારાં આજે કેટલાંક ઐતિહાસિક પુસ્તકો મળે છે. પરન્તુ પૌરાણિક ફૂલગુંથણી વડે રચવામાં આવેલ આ પુરાણનું ચરિત્ર તેમાં નવીન ભાત પાડે છે. તદુપરાંત સહસ્રલિંગ માટે આવી ઐતિહાસિક નોંધ હજુ સુધી કોઈ પણ ગ્રંથમાંથી મળી નથી. **દ્વયાશ્રય** જેવા સર્વશ્રેષ્ઠ અને આધારભૂત ગ્રંથો પણ પુરાણનાં કેટલાંક વિધાનોથી વંચિત છે. તે બધાંનું સંપૂર્ણ વિવેચન વિભાગ ૨ જામાં કરવાનું હોઈ, આ વિભાગમાં ફક્ત તેનું પૌરાણિક વિવેચન કરવા વિચાર છે.

## વૈદિક સાહિત્ય

આજે સરસ્વતી વાગ્વાદિની તરીકે તેમ જ નદી તરીકે એમ બે સ્વરૂપે ઓળખાય છે. સરસ્વતીનો લાક્ષણિક અર્થ પાણીવાળી એવો થાય છે. પ્રાચીન સમયમાં તે એક મહાનદી તરીકે ગણાતી. વૈદિક સાહિત્યમાં તેના કેટલાયે ઉલ્લેખો મળી આવે છે. ભારતવર્ષની અન્ય નદીઓ કરતાં તેનાં સ્તુતિપદ્યો અને સૂકતોની સંખ્યા વેદમાં વધારે છે. ગંગા જેવી સરિત્શ્રેષ્ઠ મહાનદી માટે ઋગ્વેદમાં ફક્ત બે ઠેકાણે જ ઉલ્લેખો કરાયા છે, જ્યારે સરસ્વતી માટે કેટલાંયે સારસ્વત સૂકતો અને ઋચાઓમાં તેનાં વર્ણનો મળી આવે છે:[1] શુક્લ યજુર્વેદમાં સરસ્વતીની વાગ્વાદિની સ્વરૂપે તેમ જ નદીતમા તરીકે અનેક ઠેકાણે સ્તુતિ કરાયેલી છે.[2] સામવેદમાં સરસ્વતીને લગતી કેટલીક ઋચાઓ છે જેનું પ્રમાણ જુજ છે. અથર્વવેદમાં પણ વિષઉતારણાના

---

१ ऋग्वेदसंहिता

| | | |
|---|---|---|
| ૨-૪૧-૧૬ | ૧- ૮૯-૩ | ૭ ૯૬-૧ |
| ૧- ૩-૧૨ | ૧- ૧૬-૪-૪૮ | ૮-૧૨-૩ |
| ૬-૫૨- ૬ | ૭- ૯૬-૩ | ૧૦-૬૪-૯ |
| ૨-૪૧-૧૬ | ૧-૧૨૨-૬ | ૧૦-૭૫-૫ |
| ૬-૬૧- ૨ | ૧-૧૨૬-૧ | સૂકતો મં. ૬ સૂ. ૬૧ |
| ૭-૯૫- ૨ | ૪- ૫૪-૬ | મં. ૭ સૂ. ૯૫-૯૬ |
| ૧૦-૩૦- ૨ | ૫- ૫૩-૯ | મં. ૮ સૂ. ૧૦૧ |

२ शुक्ल यजुर्वेदसंहिता

| અ. | મં. | અ. | મં. |
|---|---|---|---|
| ૯ | ૨૭ | ૨૮ | ૮-૧૮ |
| ૨૦ | ૫૫-૯૦ | ૨૯ | ૩૫-૩૪-૧૯ |
| ૨૧ | ૪૨-૪૪-૪૮ થી ૬૧ | ૩૪ | ૬૧ |
| ૨૫ | ૫ | ૩૮ | ૨-૪ |

સૂક્તના પહેલા મંત્રમાં સરસ્વતીનું નામ જોવામાં આવે છે.[3] આ સિવાય આ ઉલ્લેખો બીજી કેટલીયે સંહિતાઓમાંથી ઉપલબ્ધ થાય છે. પણ તેની પ્રાચીનતા સાબીત કરવા આટલાં પ્રમાણો પૂરતાં છે. વળી બ્રાહ્મણભાગમાંથી પણ પરમ પુનિત મહાનદી સરસ્વતીનું નામ કેટલીક ગાથાઓ સાથે સંકળાએલું છે. યજુર્વેદના શતપથ બ્રાહ્મણમાં માથવ વિદેહ પોતાના કુલગુરૂ ગૌતમ રહુગણ સાથે સરસ્વતીના કિનારા ઉપર જાય છે, જ્યાંથી અગ્નિવૈશ્વાનર પૂર્વ દિશા તરફ ગયો, તેની પાછળ તેઓ બન્ને ગયા હતા.[4] પંચવિંશ બ્રાહ્મણમાં સરસ્વતી અને દૃષદ્વતીના કિનારા ઉપર કરવામાં આવતા યજ્ઞોનો સૂક્ષ્મ હેવાલ અપાયલો છે.[5] તાંડય બ્રાહ્મણ વિનશનતીર્થ જ્યાં સરસ્વતી અદશ્ય થાય છે, તેમ જ તેના કિનારા ઉપર જ્યાં યજ્ઞો થતા હતા તે પવિત્ર ભૂમિ, તથા પ્લક્ષ પ્રસ્રવણ જ્યાંથી સરસ્વતી ઉત્પન્ન થાય છે તે સ્થાનોની નોંધ રજુ કરે છે.[6]

આ સિવાય શ્રુતિઓ અને સ્મૃતિઓમાંથી સરસ્વતીના કેટલાયે ઉલ્લેખો મળી આવે છે, પણ તે બધાં પ્રમાણોની ખાસ અપેક્ષા અહીં જણાતી નથી.

## પૌરાણિક સાહિત્ય

વૈદિક સાહિત્યમાં નિર્દેશ કરાયેલી સરસ્વતી ફકત સ્તુતિ-પદ્યોમાં જ જોવામાં આવે છે, જ્યારે પૌરાણિક સાહિત્યકારોએ તેના ઉત્પત્તિથી સમુદ્રપર્યંત મળતાં સુધીના આખા ઇતિહાસો યોજ્યા છે.

---

૩ अथर्ववेद. ६–१००

૪ शतपथ ब्राह्मण. १–४–१

૫ History of Sanskrit literature. Vedic. Period. S II P. 56. By. C. V. Vaidya.

૬ Abid P. 72

વૈદિક કાળમાં મંત્રદ્રષ્ટા ઋષિવરોએ કુદરતનિરૂપણ કરતી વસ્તુઓ પહાડ, સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, વરૂણ, નદીઓ, સમુદ્રો, મેઘો, વૃક્ષો, વાદળાંઓ, વગેરે જે પ્રાણીમાત્રને વધુ ઉપયોગી હોઈ દરેકના જીવનનાં આવશ્યક સાધનો છે, તેમાં તેઓએ પ્રભુના અંશ જોયા અને તેનાં સ્તુતિપદો બનાવ્યાં, એટલું જ નહીં પણ જેની વધુ આવશ્યકતા, તેની સ્તુતિનું વધુ પ્રમાણ ઋચાઓમાં યોજ્યું. તે બધા વૈદિક સાહિત્યના આધારો ઉપર પુરાણોનાં મંડાણ મંડાયાં અને તેની આખ્યાયિકાઓના સારા થે ઇતિહાસની યોજના ઘડાઈ. તેમાં તે સમયનાં ધાર્મિક અને સામાજિક રીતરિવાજોનાં યથાર્થ ચિત્રો દોરાયાં. શૈવ અને વૈષ્ણવ કથાઓની જુદીજુદી રીતે અનેક પરંપરાઓ ઘડાઇ, અને તે બધાંનું સમુપબૃંહણ કરાઈ, પુરાણોનાં આખાં શરીરો બંધાયાં. પણ પ્રજાકીય માનસમાં તીર્થ પ્રત્યેની વધુ મમતા હતી, તેને લઇને તીર્થભાવના જાગી, તેનો વિકાસ થયો અને જે તે તીર્થોનાં માહાત્મ્યો પણ પુરાણો સાથે જોડાયાં. આ સમ્બંધમાં વિવેચન કરતાં રા. રા. દુર્ગાશંકર શાસ્ત્રી પુરાણ-વિવેચનમાં જણાવે છે કેઃ—"વેદમાં નહોતી એવી તીર્થભાવના ઉપનિષદ્ પછીના કાળમાં ઉત્પન્ન થઇ છે. આ તીર્થભાવનાના વિકાસને પરિણામે જે જે તીર્થસ્થાનોની કલ્પના થઇ છે, એ તીર્થ-સ્થાનોનાં માહાત્મ્યોના સંગ્રહની પણ જરૂર પડી. પુરાણોમાં તીર્થ-વર્ણનની પરંપરા જૂના કાળથી જુદી હોવાનો સંભવ છે.[૭]"

હાલનાં પુરાણોમાં મુખ્યત્વે તીર્થવર્ણનમય હોય તેવાં, એક કરતાં વધુ પુરાણો મળે છે. સરસ્વતીનું પણ તેમ જ થયું છે. વૈદિક કાળની સરસ્વતી ભારતવર્ષની સર્વશ્રેષ્ઠ નદી ગણાતી. બીજી નદીઓ કરતાં તેનું મૂલ્ય વધારે હતું. તેનો પ્રવાહ હિમાલયથી પશ્ચિમ સાગર સુધી લંબાયેલો હતો. એટલે તેના તીરપ્રદેશમાં આવતાં જે તે તીર્થો, તેનાં માહાત્મ્યો તથા આખ્યાયિકાઓ સાથે કેટલાંક પુરાણોમાં સંકળાયાં છે,

---

૭ પુરાણુવિવેચન પા. ૯૨

જો કે દરેક પુરાણમાં તે ઉપરના તીર્થાશ્રમોની વધઘટ જોવામાં આવે છે. આથી એમ સમજાય છે કે, જેઓએ જે તીર્થ જોયાં કે સાંભળ્યાં તેઓએ તે તે તીર્થોની નામાવલિ પોતાના પુરાણમાં દાખલ કરી. જેમ જેમ વધુ તીર્થો જણાતાં ગયાં તેમ તેમ પાછળથી રચાતાં પુરાણોમાં તે બધાંનો ઉમેરો થતો રહ્યો. તેને લઈને જ જુદાંજુદાં પુરાણોમાં આજે તીર્થાશ્રમોની વધઘટ જોવામાં આવે છે. જનસમાજની તીર્થભાવના મજબુત બનાવવા પુરાણકારોએ એકલાં તીર્થમાહાત્મ્યોની ફળશ્રુતી નહીં આપતાં તેની આખ્યાયિકાઓ બનાવી, તેની સાથે બંધબેસતી કરી, તીર્થોની કીર્તિ વધુ ફેલાવી. સરસ્વતી અને તેને સંબંધ કરતી હકીકત આજે કેટલાંક પુરાણોમાંથી મળી આવે છે, જેનું ટુંક વિવેચન અહીં કરવામાં આવ્યું છે.

સ્કંદપુરાણ પ્રભાસખંડમાં બૃહસ્પતીની સ્રી તારા માટે થયેલ દેવાસુરસંગ્રામથી આરંભી, વડવાનળની ઉત્પત્તિ, વડવાનળને ધારણ કરી, સરસ્વતીનું ઔર્વંગાશ્રમમાં જવું, ત્યાંથી હિમાલયમાં થઈ કુરૂક્ષેત્ર, વિરાટ, પુષ્કર, અર્બુદારણ્ય, સિદ્ધપુર, જીહ્લાણુ અને પ્રભાસ આગળ પશ્ચિમ સમુદ્રમાં વડવાનળને પધરાવવો, વગેરે આખીયે પૌરાણિક કથા આપેલી છે. તેમાં સરસ્વતીતટના તીર્થાશ્રમો પણ નોંધાયા છે.[૮]

બ્રહ્મપુરાણમાં હરિશ્ચંદ્રની કથા આપ્યા પછી દધીચીની કથા આવે છે, જેમાં દધીચીના આશ્રમનું સંપૂર્ણ વર્ણન આપ્યા બાદ વડવાનળની ઉત્પત્તિનું વર્ણન આપેલું છે.[૯]

દેવી ભાગવતમાં સરસ્વતી, ગંગા અને પદ્માને વિષ્ણુની સ્રીઓ તરીકે વર્ણવી છે; તેમાં તેઓના અંદર અંદર કલહના પરિણામે, પરસ્પર શાપ આપવાથી મૃત્યુલોકમાં નદી સ્વરૂપે તેઓ આવ્યાં છે, એ

---

૮ स्कंदपुराण. પ્રભાસ ખંડ, અ. ૩૧ થી ૩૬
૯ બ્રહ્મપુરાણ ( દત્તાત્રય હરિગોળેકૃત મરાઠી ભાષાન્તર ) પા. ૬૩

જણાવતાં સરસ્વતીમાહાત્મ્ય અને તેનાં સુંદર વર્ણનો કરાયાં છે.[૧૦] હરિવંશ પુરાણમાં ઔર્વ ઋષિના જંઘા પ્રદેશમાંથી વડવાનળની ઉત્પત્તિ બતાવી, તેને બ્રહ્માની આજ્ઞાથી સમુદ્રમાં પધરાવવા જવાની કથા તેમાં વર્ણવાઇ છે.[૧૧]

પદ્મપુરાણ સૃષ્ટિખંડમાં સરસ્વતીનું આખ્યાન લગભગ સ્કંદને મળતું કરાયું છે. તેમાં કેટલોક વધારોઘટાડે થયેલો છે, પણ હિમાલયથી અર્બુદારણ્ય સુધીની હકીકત સંપૂર્ણ વિવેચન સાથે નોંધાયલી છે.[૧૨]

બ્રહ્મવૈવર્તપુરાણમાં ચંદ્રે કરેલ બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ, બુધજન્મ દેવાસુરસંગ્રામ અને પુનઃ તારાપ્રાપ્તિ વગેરે પ્રસંગ અપાયલા છે. તદુપરાંત તેમાં દેવી ભાગવતની સરસ્વતી, ગંગા અને લક્ષ્મીના પરસ્પર કલહયોગે શાપિત થઇ મૃત્યુલોકમાં આગમનની કથા સુંદર રીતે વર્ણવાયલી છે.[૧૩]

મહાભારત વનપર્વમાં સરસ્વતીનાં તીરપ્રાંતીય કેટલાંક તીર્થો વર્ણવાયાં છે. વળી શલ્યપર્વમાં બળદેવની તીર્થયાત્રાના પ્રસંગે પણ સરસ્વતીનાં તટવર્તી તીર્થોનાં ક્રમવાર વર્ણનો નોંધાયાં છે.[૧૪]

આ સિવાય શ્રીમદ્ભાગવત,[૧૫] અગ્નિપુરાણ,[૧૬] મત્સ્યપુરાણ,[૧૭]

---

૧૦ દેવી ભાગવત સ્કં.. ૯ અ. ૬ થી ૧૩
૧૧ હરિવંશપુરાણ, હરિવંશ પર્વ અ. ૪૬
૧૨ પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ. ૧૩
૧૩ બ્રહ્મવૈવર્તપુરાણ પ્રકૃતિખંડ અ. ૬-૭-૫૮-૬૧
૧૪ મહાભારત વનપર્વ અ. ૮૧ થી ૮૯
„ શલ્યપર્વ અ. ૩૫ થી ૫૪
૧૫ શ્રીમદ્ભાગવત સ્કં. ૨ અ. ૫ સ્કં. ૬ અ. ૨૧
૧૬ અગ્નિપુરાણ અ. ૧૦૯ શ્લોક ૧૫-૧૭
૧૭ મત્સ્યપુરાણ [ હરિશાસ્ત્રી સાને વૈદ્ય અને ગંગાધર લેલે ] મરાઠી ભાષાન્તર પા. ૯૮-૧૦૭

ભવિષ્યપુરાણ,[18] વાયુપુરાણ,[19] વગેરેમાં સરસ્વતીના કેટલાક ઉલ્લેખો મળી આવે છે. તેમાં સરસ્વતી સંબંધી કંઈ કથાનક કે માહાત્મ્યદર્શન નથી, પણ તેના તીરપ્રદેશનાં તીર્થાશ્રમોની નોંધ જોવામાં આવે છે. આ ઉપરાંત કેટલાંક પુરાણોનાં ભુવનકોષવર્ણનમાં સરસ્વતીના નદી તરીકેના ઉલ્લેખો મળે છે.

સરસ્વતીનાં પૌરાણિક સાધનો તપાસ્યા પછી હવે તેના સ્વતંત્ર માહાત્મ્ય ગ્રંથો તપાસીએ. સરસ્વતી સંબંધી જ લખાયેલા ગ્રંથોમાં ત્રણ ગ્રંથો હાલમાં ઉપલબ્ધ થાય છેઃ ૧ સરસ્વતીપુરાણ, ૨ સરસ્વતી માહાત્મ્ય, અને ૩ શ્રી સ્થળપ્રકાશ.

સરસ્વતીપુરાણની શરૂઆત બૃહસ્પતિની સ્ત્રી તારા માટે થયેલ દેવાસુર સંગ્રામથી કરી, દધીચી આશ્રમનું વર્ણન આપી, વડવાનલોત્પત્તિની કથા આપવામાં આવી છે. ત્યાર પછી વડવાનળને સમુદ્રમાં નાંખવા બ્રહ્માની આજ્ઞાથી સરસ્વતી પશ્ચિમ સમુદ્ર તરફ જાય છે. સૌથી પહેલાં તે ઔર્વંગાશ્રમમાંથી પ્રસ્થાન કરી, શ્રી કંઠમાં થઈ, કુરૂક્ષેત્ર, વિરાટ, ગોપાયન પાસે થઈ, પુષ્કરમાં આવે છે. ત્યાંથી ખર્જુર વનમાં નંદા નામે પ્રસિદ્ધ થઈ, ત્યાં અંતર્ધ્યાન થાય છે. ફરીથી અર્બુદારણ્યમાં પ્રકટ થઇ, સિદ્ધપુર, પાટણ, લોહયષ્ટી અને ગોવત્સમાં થઇ, જીલ્હાણમાં શોષાઈ જાય છે. ત્યાંથી કૃતસ્મર પર્વત પાસે પ્રાદુર્ભાવ પામી, પ્રભાસમાં સમુદ્રને મળી, વડવાનળને તેમાં નાંખે છે. આ આખાયે મહાપ્રવાહનું વર્ણન આપતાં તેના માર્ગમાં આવતાં તીર્થો, આશ્રમો અને મહા-સ્થાનોનાં માહાત્મ્યો તેમ જ તેને સંબંધ કરતી કથાઓ આપવામાં આવી છે. તદુપરાંત તેમાં કેટલાંક ઐતિહાસિક સૂચનો છે, જે પ્રામાણિક અને નક્કર હકીકતો પૂરી પાડે છે.

---

૧૮ ભવિષ્યપુરાણ ભવિષ્યપર્વ અ. ૬૦

૧૯ વાયુપુરાણ અ. ૪૫

સરસ્વતીમાહાત્મ્ય તો લગભગ સરસ્વતીપુરાણને મળતું જ છે. તેમાં હિમાલયથી સિદ્ધપુર સુધીનું વર્ણન બંનેમાં સરખું છે, પણ સિદ્ધપુર પાસે આવતાં એ પુરાણના કરતાં માહાત્મ્યમાં ઘણાંક તીર્થોનાં વર્ણનો વધુ છે અને સિદ્ધપુર છોડયા પછી માહાત્મ્યકાર પ્રભાસ સુધીનાં વર્ણનો ટુંકાવી નાંખે છે. આથી એમાં માહાત્મ્યની રચના કેવળ સિદ્ધપુરનાં તીર્થાશ્રમોનું મહત્ત્વ વધારવા જ કરવામાં આવી હોય તેમ જણાય છે.

શ્રી સ્થળપ્રકાશ ગ્રંથમાં સરસ્વતીનો ઉત્પત્તિપ્રસંગ ઉપર્યુક્ત બંને ગ્રંથોને અનુરૂપ જ છે. તેમાં પણ હિમાલયથી સિદ્ધપુર સુધીનું સંક્ષિપ્ત વર્ણન કરાયલું છે. સિદ્ધપુર પાસે આવતાં માહાત્મ્યને અનુસરી, ઘણાંક તીર્થોનાં વર્ણનો નોંધાયાં છે. ત્યારપછી મૂળરાજે ઉત્તરમાંથી ઔદિચ્યોને બોલાવી કરેલ ગામોનાં દાનોની હકીકત રસમય ભાષામાં આપેલી છે. તેમાં ઔદિચ્ય વિપ્રોનો ઇતિહાસ ગ્રંથકારે ઠીકઠીક જણાવેલો છે. આ ગ્રંથનો મુખ્ય હેતુ ઔદિચ્ય વિપ્રોના રસિક ઇતિહાસને સંકલિત કરવાનો હોઈ, તેનું નામ પણ શ્રી સ્થળપ્રકાશ અગર ઔદિચ્ય-પ્રકાશ રાખ્યું છે.

આ ઉપરાંત મોઢ બ્રાહ્મણોના ઉત્પત્તિગ્રંથ ધર્મારણ્યમાં લોહયષ્ટીનું માહાત્મ્ય વર્ણવતાં સરસ્વતીનો ઉલ્લેખ થયલો છે.[20]

આ પુરાણો સરસ્વતીના તીરપ્રાંતનિવાસી વિદ્વાનોએ, પોતપોતાના ગામનાં તીર્થોને સરસ્વતીના પવિત્ર પ્રવાહ સાથે સંકલિત કરવા, તેમજ સરસ્વતીનાં તીર્થો સાથે પોતાના પ્રદેશનાં તીર્થોની મહત્તા વધારવા, પાછળથી નવીન રચ્યાં હોય એમ પુરાણોની આંતરિક હકીકત ઉપરથી જણાય છે. જેમ મોઢ, વાયડા, ઝારોળા વગેરે જ્ઞાતિનું પ્રાચીનત્વ અને મહત્ત્વ દર્શાવવા પુરાણોમાંથી કંઇક ભાગ લઇ તેના ઉપરથી ધર્મારણ્યપુરાણ, વાયડાપુરાણ, વાલખીલ્યપુરાણ વગેરે બનાવાયાં છે તેમ

---

20 પદ્મપુરાણોક્ત-ધર્મારણ્યપુરાણ [અપ્રકટ] અ. ૫૦ શ્લોક ૨૨ થી ૨૬

સરસ્વતીનાં માહાત્મ્યો માટે પણ તેમ જ બન્યું છે. છતાં ઐતિહાસિક દૃષ્ટિએ તેનું મૂલ્ય ઓછું નથી; કારણ તેમાંથી જે તે સમયની ઐતિહાસિક, ભૌગોલિક, રાજકીય અને સામાજિક પરિસ્થિતિનું કંઇક દિગ્દર્શન થાય છે.

## સરિત્શ્રેષ્ઠ સરસ્વતી અને તેનો સળંગ પ્રવાહ

ભારતવર્ષની મુખ્ય ગણાતી નદીઓમાં સરસ્વતીની ગણના કરવામાં આવતી હતી, એમ આપણે આગળ પણ જણાવી ગયા છીએ. વળી તે સર્વશ્રેષ્ઠ હોવાને લઇને તેને નદીતમાનું વિશેષણ અપાયું છે.[21] બ્રહ્માવર્ત પ્રદેશની પવિત્રતા તેને લઇને જ માનવામાં આવે છે. વેદકાળમાં ગંગા કરતાં પણ તેનું મહત્વ વિશેષ હતું. તે સ્વર્ગમાંથી ઉતરી આવી છે એમ શાન્તિપર્વમાં જણાવાયું છે. તેનો પ્રવાહ સાગર જેવો વિશાળ હતો. વેદમાં તેને સમુદ્રને મળનારી નદી કહી છે.[22] તેને લઇને જ પુરાણકારોએ પણ તેને પશ્ચિમ સમુદ્રને મળનારી વર્ણવી છે. મહાભારતકાળમાં કે તેથી પણ પ્રાચીન કાળમાં સરસ્વતીનો પ્રવાહ વિનશન પાસે લુપ્ત થયો હતો,[23] છતાં મહાભારતકાર તેને પ્રભાસ આગળ સમુદ્રમાં મળનારી જણાવતાં સમુદ્રસંગમતીર્થ સૂચવે છે. શલ્યપર્વમાં બળદેવની તીર્થયાત્રાના પ્રસંગે પ્રભાસથી હિમાલય સુધીનો સળંગ પ્રવાહ વર્ણવાયો છે. આમ સરસ્વતીનો પ્રવાહ સળંગ હતો, પરંતુ પાછળથી લુપ્ત થતાં, પુરાણકારોએ તેના પ્રવાહની સાંકળ જોડવા, કેટલેક ઠેકાણે ગુપ્ત થતી બનાવી, બીજાં તીર્થોમાં તેનો પ્રાદુર્ભાવ વર્ણવાયો છે, અને હિન્દમાં જુદાજુદા પ્રવાહ સ્વરૂપે ઓળખાતો સરસ્વતીનો સળંગ પ્રવાહ તુટતી કડીઓ ઉમેરી, અખંડ હોવાનું જણાવાયું છે. તેનું સંપૂર્ણ

---

૨૧ ઋગ્વેદ ૨-૪૧-૧૬

૨૨ एका चेत्सरस्वती नदीनां शुचिर्यती गिरिभ्यऽआसमुद्रात्
ઋ. ૭-૯૫-૨

૨૩ ખંભાતનો ઇતિહાસ પરિશિષ્ટ અ ટી. નં. ૧૮

વિવેચન ઐતિહાસિક પ્રમાણો અને નક્કર અનુમાનો વડે રા. રા. રત્નમણિરાવે ખંભાતના ઇતિહાસમાં " ખોવાયેલી નદી "ના પરિશિષ્ટમાં આપ્યું છે, એટલું જ નહીં પણ પુરાણોએ ગપોડાં નથી, એ નગ્ન સત્યને તેમણે સિદ્ધ કરી આપ્યું છે. પુરાણોએ લુપ્ત સરસ્વતીના પ્રવાહોને જોડવા એક પૌરાણિકકલ્પના રજુ કરી છે. તેના સમર્થનમાં જણાવાયું છે કે, વડવાનળને સમુદ્રમાં નાંખવા લઇ જતાં જ્યારે તે ઉગ્ર બને છે, ત્યારે સરસ્વતી દગ્ધ થવાના ભયથી જમીનમાં લુપ્ત થઇ જાય છે. વડવાનળ એ જ્વાળામુખીનું બીજું સ્વરૂપ છે, એમ સ્કંદપુરાણમાં જણાવેલું છે.[૨૪] જ્વાળામુખીને લઇને જલસ્થળમાં મોટા ફેરફારો થાય છે. સરસ્વતીનો પ્રાચીન પ્રવાહ લુપ્ત થવામાં મોટે ભાગે તે જ કારણભૂત છે. અને તેથી જ સરસ્વતીનાં કેટલાંક પ્રવાહસ્થાનોયે આજે મોટા રેતાળ પ્રદેશો જોવામાં આવે છે. પતિયાળા અને રાજપુતાનામાં જણાતા રેતાળ પ્રદેશો સરસ્વતીના લુપ્ત પ્રવાહોના ધ્વંસાવશેષો છે, એમ કહીશું તો એ ખોટું નહીં કહેવાય. સરસ્વતીનાં લુપ્તસ્થાનો પુરાણાન્તરોમાંથી નીચે મુજબ મળી આવે છેઃ (૧) પતિયાળાના વિનશનતીર્થમાં, (૨) વિરાટ પાસે ગોપાયન પર્વત નજદીકમાં, (૩) ખર્જુરવનમાં અને (૪) ઝીલ્લતીર્થમાં.

વિનશનતીર્થ એ પ્રાચીન તીર્થ છે, અને મહાભારતે તેનો ઉલ્લેખ કર્યો છે. આથી મહાભારતકાળમાં સરસ્વતીનો પ્રવાહ ત્યાં લુપ્ત થતો હશે, એમ જણાય છે.

વિરાટ પાસે ગોપાયન પર્વત નજદીકના લુપ્ત પ્રવાહ સંબંધી કંઈ સ્પષ્ટ પ્રમાણ મળતું નથી. વિરાટ એ પ્રાચીન મધ્યમિકા પાસે આવેલી હોવાનું પુરાતત્ત્વવિદો માને છે. મધ્યમિકા જયપુરથી આશરે

---

૨૪ ज्वालामुखेति नाम्नैव रुद्रकोपाद् भविष्यति

સ્કંદ. પ્રભાસ ખંડ અ. ૩૬ શ્લોક ૧૦૫

૨૦ માઇલ દૂર છે. ત્યાંનો પ્રદેશ રેતાળ હોઈ પ્રાચીન કાળમાં ત્યાં અગાડી સરસ્વતીનું વહન હોય, એ સંભવિત લાગે છે. આ પુરાણના રચનાકાળે તે પ્રવાહ મોજુદ હશે એમ અનુમાન કરીશું તો એ ખોટું નહીં કહેવાય. મહાભારતકાળમાં પણ તે પ્રવાહ ત્યાં સુધી હશે જ. કારણ મરૂભૂમિમાં ઉત્તંકના આશ્રમ પાસે ધંધુદૈત્ય રેતીમાં રહેતો હતો એમ મહાભારતમાં જણાવ્યું છે.[૨૫] તે અગ્નિ ઉરાડતો હતો, આથી તે જ્વાળામુખીનું રૂપક હોવાનું લાગે છે. અને, એ કાળે જ્વાળામુખીથી આવા ફેરફારો થયા હોવાનું સૂચન કરે છે.

ખર્જુરવનમાં નંદા નામથી પ્રસિદ્ધ થનાર સરસ્વતી આગળ જતાં લુપ્ત થતાં હોવાનું જણાવ્યું છે. આ કથાનું મૂળ 'પદ્મપુરાણમાંથી પણ મળે છે.

અર્બુદારણ્યમાંથી નીકળતો પ્રવાહ ઝીલ્લતીર્થમાં લુપ્ત થાય છે. પણ હાલના પ્રવાહનું સ્થાન પ્રાચીન હોવાનું લાગતું નથી. તેમાં મોટા ફેરફારો થઇ ગયા છે, એટલે તેનું પ્રાચીન વહન ક્યાં હતું તે નક્કી કરવું ઘણું જ કઠણ છે. ફક્ત એટલું જ નિર્દિષ્ટ થાય છે કે તે પ્રદેશમાં સરસ્વતીનો પ્રાચીન પ્રવાહ કોઇક ઠેકાણે હતો. સિદ્ધપુર પાસેનું સરસ્વતીનું વહન ઘણું જ પ્રાચીન છે. સ્કંદપુરાણના ઉલ્લેખ સિવાય પણ શ્રીમદ્ભાગવતે બિન્દુ સરોવરની નજદીકમાં સરસ્વતી હોવાનું સૂચવ્યું છે. મૂળરાજના સમયમાં સિદ્ધપુર પાસે સરસ્વતી હોવાના ઐતિહાસિક ઉલ્લેખો સુપ્રસિદ્ધ છે.[૨૬] એટલે પ્રાચીન કાળથી સરસ્વતીનું વહનસિદ્ધપુર પાસે હતું તે નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે. ત્યાંથી આગળ ચાલતાં વટેશ્વર પાસે થઈ સરસ્વતી આમર્દકીને મળે છે એમ પુરાણમાં જણાવ્યું છે. સ્કંદપુરાણે પણ તેવું સૂચન કર્યું છે. આમર્દકી એ હાલની અમરદખી

---

૨૫ ભારત વનપર્વ અ. ૨૦૭

૨૬ દ્વયાશ્રય કાવ્ય સ. ૬ શ્લોક ૧૦૭. વધુ માટે જુઓ મૂળરાજનું સં. ૧૦૪૩ નું દાનપત્ર, જુઓ ગુ. ઐ. ઉ. શિલાલેખો, ભાગ ૨

નદીને કહેવામાં આવે છે. પાટણથી છ સાત માઇલ દૂર સરસ્વતીનો તેની સાથેનો સંગમ આજે પણ જોવામાં આવે છે અને તે પુરાણ કાળ જેટલો પ્રાચીન હોવાનું પુરાણના કથનથી જણાય છે. ત્યાંથી ઝીલ્લમાં જતાં તે પાટણ આગળ થઇને વહે છે. એટલે પાટણ નજદીકના પ્રદેશમાંનો પ્રવાહ પણ સ્કંદકાલીન છે. સ્કંદના રચનાકાળે પાટણનું અસ્તીત્વ જ ન હતું એટલે તેની નોંધ નથી, પણ આજુબાજુના વાતાવરણને અનુલક્ષી ઉપર્યુક્ત અનુમાન પ્રમાણે પાટણ પાસેનો પ્રવાહ પ્રાચીન છે. ત્યાંથી ગોવત્સમાં થઈ સરસ્વતીનો પ્રવાહ લોહયષ્ટીમાં જાય છે. લોહયષ્ટી હાલના લોટેશ્વર મહાદેવને કહેવામાં આવે છે. તે રાધનપુર રાજ્યના મુંજપુર ગામ પાસે આવેલ છે. આજે તો ત્યાં સરસ્વતીનો પ્રવાહ પણ નથી, તેમજ તે માટેની કાંઇ પ્રાચીન નિશાનીઓ પણ નથી. સ્કંદ પછી રચાનાર સરસ્વતીપુરાણ અને ધર્મારણ્ય માહાત્મ્યમાં પણ લોહયષ્ટી પાસે સરસ્વતી હોવાના ઉલ્લેખો મળે છે, એટલે મોડામાં મોડો તે પ્રવાહ ચૌદમા કે પંદરમા સૈકામાં ત્યાં હશે એમ લાગે છે. ત્યાંથી આગળ સરસ્વતી ઝીલ્લતીર્થમાં જઇ લુપ્ત થાય છે. આ ઝીલ્લતીર્થ હાલના રાધનપુર રાજ્યના ઝીલવાણા ગામ પાસે હોવું જોઇએ, એમ રા. રા. રત્નમણિરાવે ખંભાતના ઇતિહાસમાં નોંધ્યું છે. પણ વઢીયાર પ્રાંતમાં ઝીલાણના ભોટવા નામથી એક તીર્થ પ્રખ્યાત છે. જનસમાજની તેના પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા છે. પુરાણનું ઝીલ્લતીર્થ તે ઝીલાણના ભોટવા નામથી પ્રખ્યાત તીર્થ હશે. એમ સાધારણતઃ લાગે છે. શ્રી. રત્નમણિરાવે ભૌગોલિક પરિસ્થિતિ અનુસાર ઝીલવાણા ગામ પાસે તે તીર્થ હોવા સંબંધે અનુમાન કર્યું છે. પણ ઝીલવાણા ગામ પાસે આજે તે નામનું કોઇ પણ તીર્થ નથી. ઝીલાણના ભોટવા નામથી પ્રખ્યાત તીર્થ ઘણાક પ્રાચીન કાળથી પ્રસિદ્ધ હોવાનું વઢીયારમાં વસતા વૃદ્ધો પાસેથી સાંભળ્યું છે, જેથી પુરાણનું ઝીલ્લતીર્થ ઝીલાણના ભોટવા માટે વપરાયું હશે એમ લાગે છે. ત્યાંથી, સરસ્વતીનો પ્રવાહ રણમાં જઈ અટકે છે.

આમ જુદા જુદા પ્રવાહો અનેક ઠેકાણે છે અને તે રણમાં લુપ્ત થતા હોવાનું માલમ પડે છે. છેલ્લો પ્રવાહ કાઠીઆવાડનો છે, જે સમુદ્રને મળે છે. પુરાણકારે તે પ્રવાહની ઉત્પત્તિ ખદીર વનમાંથી બતાવી શત્રુમર્દન અને કૃતસ્મર પાસે થઈ સમુદ્રને જોવાથી હરિણી, વજ્રયાણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતી એમ પંચસ્રોતમાં વિભકત થઇ, પ્રભાસમાં તે બધા પ્રવાહો સમુદ્રને મળનારા બતાવ્યા છે.

આ બધા જુદા જુદા પ્રવાહોનું એકીકરણ કરી, અર્બુદારણ્યથી પ્રભાસ સુધીના પ્રવાહની સાંકળ જોડનાં રા. રા. રત્નમણિરાવ જણાવે છે કે સરસ્વતીનો પ્રવાહ અર્બુદારણ્યમાંથી નીકળી, સહેજ પશ્ચિમ તરફ વળી. પાલણપુર, રાધનપુરના પ્રદેશમાં કચ્છના રણના સમુદ્રની સહેજ પાસે થઈને દક્ષિણ તરફ વળી નળકંઠા અને ખંભાતના રસ્તે વહી. ખંભાતના અખાતમાં ઠેઠ કાઠીઆવાડના દક્ષિણ કીનારાની હદ સુધી જઇ ત્યાં સમુદ્રને મળે છે.

આમ હાલના સરસ્વતીના પ્રવાહ અને પૌરાણિક પ્રવાહ વચ્ચે બહુજ અંતર છે, સ્કંદપુરાણમાં હિમાલયથી પુષ્કર સુધીનાં તીર્થોનો ઠીક-ઠીક પરિચય અપાયો છે, પણ પુષ્કરથી પ્રભાસ સુધીનાં થોડાં જ તીર્થો બતાવેલાં છે, જ્યારે સરસ્વતીપુરાણ અને માહાત્મ્યમાં પુષ્કર પછી પણ પાટણ સુધીનાં તીર્થોના વિગતવાર અહેવાલ છે. એથી પુષ્કરથી પાટણ સુધીનો પ્રવાહમાર્ગ નિશ્ચિત થાય છે, પણ પાટણ છોડયા પછીનો પ્રવાહમાર્ગ નક્કી કરવા પૂરતાં સાધનો નહીં હોવાથી તે માટે કેવળ કલ્પના ઉપર જ અવલંબવું પડે છે. આમ સરસ્વતીનો પ્રવાહ સળંગ હતો પણ કાળબલયોગે થતા કુદરતી ફેરફારોને લઇને આજે તેના અનેક પ્રવાહો જોઇએ છીએ.

(વધુ માટે જુઓ રા. રા. રત્નમણિરાવનો લેખ. " સરસ્વતીનો પ્રવાહ " ખંભાતનો ઇતિહાસ પરિશિષ્ટ આ.)

## સરસ્વતીપુરાણનું સંયોજન સ્વરૂપ

ભારતવર્ષનો પૌરાણિક સાહિત્યભંડાર અને તેની વિપુલ સાધન-સામગ્રી ઇતર સાહિત્યના હિસાબે અદ્વિતીય છે. તેમાં રહેલું પૌરાણિક કથાસાહિત્ય જનસમાજને કર્તવ્યના પાઠ શિખવે છે, એટલું જ નહીં પણ જુદા જુદા વિષયોના જીજ્ઞાસુને તેની જરૂરિયાત પૂરતું સાહિત્ય પૂરું પાડે છે. છેલ્લાં હજાર વર્ષમાં હિન્દુસમાજ ઉપર તો પુરાણોએ કોઈ પણ બીજા સાહિત્ય કરતાં વધુ અસર કરી છે. શ્રદ્ધાન્વિત હિન્દુસમાજમાં પુરાણોનું મહત્ત્વ વેદ જેટલું જ પવિત્ર મનાય છે. ઇતિહાસપુરાણ પાંચમો વેદ ગણાય છે. ઇતિહાસપુરાણના અધ્યયન સિવાય એકલા વેદના પઠનપાઠનની કાંઈ કિંમત નથી, એમ પુરાણો કહે છે. પુરાણોની સંખ્યા અઢારની છે, પણ જુદાંજુદાં પુરાણોના પુરાણાનુક્રમમાં કેટલોક ફેર જોવામાં આવે છે.[૨૭] આ ઉપરાંત બીજાં કેટલાંએ ઉપપુરાણો છે; જેમાં તીર્થ, દાન, વગેરેનું માહાત્મ્ય દર્શાવનારાં તેમજ જુદીજુદી જ્ઞાતિઓની ઉત્પત્તિ અને ઇતિહાસ જણાવનારાં પણ છે. પુરાણનો લાક્ષણિક અર્થ પ્રાચીન ઇતિવૃત્ત થાય છે; પરંતુ હિન્દુસમાજ તેને ઐતિહાસિક ગ્રંથ કરતાં ધર્મની અપૂર્વ શ્રદ્ધા વડે પૂજે છે, અને તેથી જ ઇતર સાહિત્ય કરતાં પુરાણ–કથાઓ વધુ લોકાદરને પામી છે. આમ પુરાણને વધુ મહત્ત્વ પામતું જોઈ, મધ્ય કાળમાં અને પ્રાચીન કાળમાં રચાતા ધાર્મિક ગ્રંથો, જેવા કે તીર્થમાહાત્મ્યો, વ્રતો, દાનો અને સાધારણ આચારસંગ્રહના ગ્રંથોને પુરાણનું નામ આપી, તેનું વર્ચસ્વ વધારવા પ્રયત્ન થયો છે. પુરાણકારોએ પુરાણનાં લક્ષણો નક્કી કરેલાં જ છે. સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તરો અને વંશ્યાનુચરિતોની કથાઓ

---

૨૭ પુરાણવિવેચન, દુ. કે. શાસ્ત્રી, પા. ૧૫૦

જેમાં હોય તેને પુરાણ કહેવામાં આવે છે.[28] શ્રીમદ્ભાગવતકાર પુરાણનાં દશ લક્ષણો વર્ણવે છે,[29] અને જણાવે છે કે જેમાં સામાન્યસૃષ્ટિ, વિશેષસૃષ્ટિ, સૃષ્ટિપોષણ, સંરક્ષણ, કર્મની વાસના, મન્વન્તરોના આચારધર્મો, પરમેશ્વરી લીલા, સૃષ્ટિસંસાર, મોક્ષ અને ઈશ્વરસ્વરૂપ સંબંધી વિવેચન કરવામાં આવે છે તેને પુરાણ કહી શકાય છે. ભાગવતકાર વાયુ કરતાં પાંચ લક્ષણો વધુ જણાવે છે, છતાં તે વાયુનાં લક્ષણોને પ્રામાણિક ગણી, અનુમોદન આપતાં કહે છે કે પંચલક્ષણાન્વિત ગ્રંથની ગણના પણ પુરાણમાં કરી શકાય છે.[30]

આમ ઉક્ત લક્ષણવાળા ગ્રંથોને જ પુરાણ કહી શકાય છે, છતાં પણ તેવાં લક્ષણો સિવાયના માહાત્મ્યગ્રંથો અને સાધારણ પૌરાણિક કથાસંગ્રહોને કેવળ જનસમાજના આકર્ષણની ખાતર પુરાણ સંજ્ઞા પ્રાપ્ત થઈ છે. આ પુરાણનું પણ તેમ જ બન્યું છે. આમાં સરસ્વતીની ઉત્પત્તિથી આરંભી, તેનાં તીર્થમાહાત્મ્યોની કથાઓ અપાઈ છે, છતાં તેને પુરાણના બીરૂદથી બીરદાવાયું છે. આ પુરાણની રચના પાછળથી

---

૨૮ सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंश्यानुचरितं चेऽति पुराणं पंचलक्षणम् ॥
वायुपु. अ. १ श्लो. १०

૨૯ अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ।
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥ १ ॥
दशमस्य विशुद्धयर्थं नवानामिह लक्षणम् ।
वर्णयन्ति महात्मानः श्रुतेनार्थेन चाञ्जसा ॥ २ ॥
श्रीमद्भागवत स्कं. २ अ. १०

૩૦ दशभिर्लक्षणैर्युक्तं पुराणं तद्विदो विदुः ।
केचित् पंचविधं ब्रह्मन्महदल्पव्यवस्थया ॥ १० ॥
श्रीमद्भागवत स्कं. १२ अ. ७

થઈ હોવાનું નિશ્ચિત છે. જુદાંજુદાં પુરાણોમાંથી કેટલીક માહિતી એકઠી કરી, તેની રચના કરવામાં આવી છે.

સરસ્વતીપુરાણ કોઈ પુરાણનો આન્તર્ગત ભાગ નથી. તે સ્વતંત્ર પુરાણ છે, એમ તેની રચના ઉપરથી જણાય છે. તેના દરેક અધ્યાયની અંત્ય પ્રશસ્તિમાં '**इतिश्री मार्कंडेयोक्ते सरस्वतीपुराणे**' એમ જણાવાયું છે, જેથી તે માર્કંડેય–પુરાણમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યું હોય, એમ જણાય છે, પરંતુ માર્કંડેયપુરાણમાં આ સંબંધી કાંઈ હકીકત જ નથી. તેમ સરસ્વતી સંબંધી કાંઈ પણ સાહિત્ય તેમાંથી ઉપલબ્ધ થતું નથી. આથી આ પુરાણની પ્રાચીનતા દર્શાવવા પુરાણકારે માર્કંડેયપ્રોક્ત એમ પુરાણનું નામ ગોઠવી દીધું હશે, એમ લાગે છે.

ખરી રીતે આ પુરાણનું સંયોજન સ્કંદપુરાણ પ્રભાસખંડમાંના સરસ્વતીઆખ્યાનના આધારે જ કરાયેલું છે. સ્કંદપુરાણ પ્રભાસખંડ અ. ૩૧માં બૃહસ્પતિની સ્ત્રી તારા માટે દેવાસુરસંગ્રામ થયાનું સૂચન ફક્ત બે શ્લોકોમાં જ થયું છે. એ હકીકતનો વધુ વિસ્તાર કરી, સરસ્વતીપુરાણ પ્રથમ સર્ગનું વિધાન યોજાયું છે; એટલું જ નહીં પણ તેમાં સ્કંદપુરાણના કેટલાક શ્લોકો એમ ને એમ ગોઠવી દેવાયા છે.[૩૧] વડવાનલોત્પત્તિની કથા જેની શરૂઆત દધીચીના આશ્રમવર્ણનથી શરૂ કરી, દેવોએ દધીચીને કરેલું અસ્ત્રાર્પણ, ફરીથી દેવોએ કરેલ અસ્ત્રોની માગણી, દધીચીનું સ્વર્ગગમન, તેનાં અસ્થિ વડે દેવોએ કરેલ અસ્ત્રનિર્માણવ્યવસ્થા, સુભદ્રાથી થએલ પિપ્પલાદ જન્મ, પિપ્પલાદનું તપ અને વડવાનલની ઉત્પત્તિ વગેરે આખોયે કથાપ્રસંગ સ્કંદપુરાણમાંથી અક્ષરશઃ ઉપાડીને આ પુરાણમાં એમ ને એમ દાખલ કરાયલો છે.[૩૨]

---

૩૧ **स्कं. पु. अ.** ૩૧ **श्लो.** ૬–૭-૮
સરખાવો **स. पु. स.** ૨ **श्लो.** ૩–૪

૩૨ **स्कं. पु. अ.** ૩૧ **श्लो.** ૮ થી ૧૮ **अ.** ૩૨ **श्लो.** ૧ થી ૨૮
સરખાવો **स. पु. स.** ૨ **श्लो.** ૩–થી ૭–૩૦–૩૧–૪૦–૪૩ થી

પણ કુલીરવધ અને વિષ્ણુચક્રલાભની કથા તદ્દન નવીન છે. સ્કંદપુરાણના સરસ્વતીઆખ્યાનમાં આ કથા જોવામાં આવતી નથી. કુલીરવધમાં જણાવેલ રૂદ્રે શરભરૂપ ધારણ કર્યાની હકીકત લિંગપુરાણમાંથી લેવામાં આવી છે. વિષ્ણુચક્રલાભનું આખ્યાન સ્વતંત્ર કૃતિ છે, જો કે મહાદેવજીના કૃપાપ્રસાદથી જ વિષ્ણુને ચક્ર મળ્યું હતું. પદ્મપુરાણ અને લિંગપુરાણમાં તે સંબંધી જુદીજુદી આખ્યાયિકાઓ છે. ઔર્વોત્પત્તિનું સંપૂર્ણ આખ્યાન અક્ષરેઅક્ષર સ્કંદપુરાણમાંથી જ ઉધ્ધૃત કરવામાં આવ્યું છે.[૩૩] ઔર્વોત્પત્તિની કથા અનેક પુરાણોમાંથી મળી આવે છે, જેનું વિવેચન અહીં અસ્થાને હોઇ તેના કથાસાહિત્યની સમાલોચના પ્રસંગે આગળ કરવામાં આવશે. વડવાનલવંચનની કથા સ્કંદપુરાણની જ છે. તેમાં પણ સ્કંદપુરાણના કેટલાક શ્લોકો એમ ને એમ આગળના અધ્યાયોની માફક લેવાયલા છે.[૩૪]

આમ વિષ્ણુભગવાને વડવાનલને સમજાવીને પશ્ચિમ સાગરમાં લઈ જવા, સરસ્વતીને બ્રહ્માની આજ્ઞાથી મૂકી આવવા જણાવતાં સરસ્વતીએ વડવાનલને સુવર્ણકુંભમાં ધારણ કર્યો, અને પિપ્પલાદ આશ્રમમાં આવ્યાં. સરસ્વતીપુરાણકારે પિપ્પલાદ આશ્રમની નોંધ નહીં લેતાં તેની પાસેના પ્લક્ષપ્રસ્રવણનું સુંદર વર્ણન રજુ કર્યું છે. ત્યાંથી સરસ્વતી કેદારમાં આવે છે. અહીંથી કોટિસહસ્ર તીર્થમાં જાય છે. સ્કંદપુરાણમાં આ તીર્થની નોંધ નથી, પણ તેને બદલે ત્યાં ગંધર્વકૂપ હોવાનું જણાવાયું

---

૪૫ **सर्ग** ૩ **श्लो.** ૧ થી ૪–૯–૧૦–૧૨–૧૩–૧૪–૧૯–૨૩ થી ૪૨ વગેરે

૩૩ **स्कं. पु. अ.** ૩૨ **श्लो.** ૨૯ થી ૧૨૮
સરખાવો **स. पु. स.** ૫ **श्लो.** ૮ થી ૧૦૯

૩૪ **स्कं. पु. अ.** ૩૩ **श्लो.** ૧ થી ૯–૧૩ થી ૨૨ અને ૩૧ થી ૪૦
સરખાવો **स. पु. स.** ૬ **श्लो.** ૧ થી ૮ ૯ થી ૧૮ અને ૨૫ થી ૩૪

છે. અહીંથી તીર્થવર્ણનો અને તેનાં માહાત્મ્યો, આખ્યાયિકાઓ સાથે શરૂ થાય છે. સ્કંદપુરાણમાં હિમાલયથી પશ્ચિમ સાગર પર્યંતનાં સરસ્વતીનાં તીર્થોનો અનુક્રમ અપાયલો છે, તેના આધારે સરસ્વતીપુરાણના રચયિતાએ તે દરેક તીર્થનું માહાત્મ્ય વિસ્તારથી વર્ણવી, તેનું મહત્ત્વ વધારવા અનેક પુરાણોમાંથી, જુદીજુદી કથાઓ—પ્રાસંગાસંક્ષેપ દાખલ કરી, આ પુરાણનું શરીર ઘડેલું છે. સ્કંદપુરાણે તો ફક્ત તીર્થોનો નિર્દેશ કરી, એકલી નામાવલિ જ આપી છે, જ્યારે સારસ્વતીપુરાણ-કારે અનેક ગ્રંથાન્તરોમાંથી જે તે તીર્થોનાં માહાત્મ્યો અને કથાપ્રસંગો મેળવી, પુરાણનો વિસ્તાર સાધ્યો છે, પણ જે તે તીર્થવર્ણનમાં સ્કંદપુરાણનું વર્ણન ખાસ કરીને દાખલ કર્યું છે[૩૫] એકંદરે જોતાં સરસ્વતીપુરાણનો મુખ્ય આધાર સ્કંદપુરાણના સરસ્વતીઆખ્યાન

---

૩૫ સરખાવો:—

स्कं पु. अ. ૩૫ श्लो. ૨૬–૨૭ ૨૮–૨૯ ૨૯–૩૦ થી ૩૨
स. पु. अ. ૬ श्लो. ૬૧-૬૨ ૬૬–૬૭ ૭૨–૭૩
स्कं. पु. अ. ૩૫ श्लो. ૩૧–૩૨ ૩૩–૩૪ ૩૬–૩૭ ૩૮– ૩૯
स. पु. अ. ૭ ૧–૨ अ. ૮ ૩ ૪૩–૪૪ अ ૯ ૬૫–૬૬ ૧૦૪–૧૦૫
स्कं. पु. अ. ૩૫ श्लो ૩૯-૪૧ ૪૨ થી ૪૫ ૪૬-૪૭ ૪૮-૪૯
स. पु. ૧૧૦ अ. ૧૦ ૧-૨ ૯ થી ૧૫ ૨૬-૨૭ ૮૯
स्कं. पु. अ. ૩૫ श्लो. ૪૯–૫૦–૫૧ ૫૨ થી ૫૪ ૫૬–૫૭
स. पु. अ. ૧૨ ૧–૨–૪૦ ૭૭-૭૯ ૧૪૩–૧૪૬
૧૯૮–૨૨૭-૨૩૧
स्कं. पु. अ. ૩૫ श्लो ૫૮-૫૯–૬૦–૬૨–૬૮ થી ૭૧–૭૨ થી ૭૪
स. पु. ૨૩૭ अ. ૧૩ ૧ अ. ૧૪ ૧-૯-૮૦ अ. ૧૫ ૧ –૫૫
स्कं. पु. अ. ૩૫ श्लो. ૭૬-૭૭
स. पु. अ. ૧૮ श्लो. ૧૭-૧૫-૩૮

ઉપર જ અવલંબેલો છે, છતાં તેમાંની આખ્યાયિકાઓ અને વિસ્તૃત માહાત્મ્યવર્ણનો પુરાણકારની બહુશ્રુતતા અને વિદ્વત્તા સાબીત કરે છે.

## તીર્થો અને આશ્રમો

ભારતવર્ષની તીર્થભાવના પ્રાચીન કાળમાંથી ઉતરી આવેલી છે. આર્યોનો શ્રદ્ધાળુ સમાજ તીર્થોને ઘણી માનભરી રીતે પૂજે છે, તેની સાબીતી આપણાં પુરાણો ઉપરથી પૂરવાર થાય છે; એટલું જ નહીં પણ આજે જણાતા પ્રયાગ, હરદ્વાર, નાસિક વગેરેના કુંભમેળાઓમાં તેમજ ગયા, બનારસ (કાશી), અલ્હાબાદ અને કુરુક્ષેત્રમાં તીર્થાટન કરનારા અસંખ્ય યાત્રીસમૂહો ઉપરથી તેની પૂજ્યતા સિદ્ધ થાય છે.

તીર્થો સંબંધી પ્રાચીન હકીકત બ્રહ્મપુરાણ પૂરી પાડે છે. જો કે તેમાં કેટલોક ક્ષેપક ભાગ છે, છતાં તેની હકીકત પ્રામાણિક અને બીજાં કરતાં પ્રાચીનતર છે. તીર્થભાવનાનો વિકાસ થતાં વૈષ્ણવ પુરાણોએ અને શૈવ પુરાણોએ પોતપોતાનાં સાંપ્રદાયિક તીર્થોને પણ પુરાણમાં ગોઠવી દીધાં છે. વાયુ, મત્સ્ય, વિષ્ણુ, માર્કંડેય અને ભાગવતપુરાણમાં સ્વતંત્ર તીર્થપ્રકરણો નથી, પણ બ્રહ્મ, કૂર્મ, લિંગ, પદ્મ અને સ્કંદ પુરાણમાં તીર્થમાહાત્મ્યો અને તેની આખ્યાયિકાઓના સ્વતંત્ર ખંડો અને અધ્યાયો છે, તેમાં યે સ્કંદપુરાણ તો ભારતવર્ષનાં તીર્થ-માહાત્મ્યોથી ભરેલું છે. ભારતમાં એવું ભાગ્યે જ કોઇ તીર્થ હશે કે જેની નોંધ સ્કંદપુરાણમાં ન લેવાઈ હોય, એટલું જ નહીં પણ પાછળથી રચાયલા નવીન ગ્રંથોની પ્રાચીનતા દર્શાવવા કેટલાક પાછળના લોકોએ પોતાના ગ્રંથોને સ્કંદપુરાણાન્તર્ગત હોવાનું જણાવ્યું છે.

---

स्कं. पु. अ. ૩૫ श्लो. ૭૯-૮૦ ૮૨ થી ૮૬ ૮૯ થી ૯૩

स. पु. ૪૬-૪૭ ૧૦૬ થી ૧૦૮-૧૧૯ ૩૯-૪૦-૧૨૫-૧૩૪

स्कं. पु. अ. ૩૫ श्लो. ૯૪—૯૫

स. पु. अ. ૧૮ श्लो. ૧—૨૯

સરસ્વતીના તીર પ્રાંતીય તીર્થોના છૂટક ઉલ્લેખો અનેક પુરાણોમાંથી ઉપલબ્ધ થાય છે, પણ હિમાલયથી પ્રભાસ સુધીનાં સળંગ તીર્થો સ્કંદપુરાણ પ્રભાસખંડમાં, મહાભારત શલ્યપર્વના બળદેવતીર્થયાત્રાપ્રસંગમાં, પદ્મપુરાણ સૃષ્ટિખંડના સરસ્વતી માહાત્મ્યમાં અને સરસ્વતી–પુરાણમાંથી મળી આવે છે. આ દરેક ગ્રંથમાં તેના ઉદ્‌ગમસ્થાનથી તેની નોંધ શરૂ કરાઈ છે, જ્યારે બળદેવતીર્થયાત્રામાં મુખથી મૂળ સુધીનો તીર્થક્રમ અપાયો છે. એનું કારણ બળદેવજીએ સરસ્વતીની પ્રસ્રોત (મુખથી મૂળ સુધી જવું તે) યાત્રા કરી હતી. આ સિવાય મહાભારત વનપર્વમાં સરસ્વતીનાં કેટલાંક તીર્થોની નોંધ છે પણ તે ક્રમબદ્ધ નથી; આ બધા જુદાજુદા ગ્રંથોની તીર્થનોંધમાં કેટલીક વધઘટ છે, તેનું પૃથક્કરણ અને તે સંબંધી યોગ્ય વિવેચન અહીં કરવું અસ્થાને નહીં ગણાય.

સ્કંદપુરાણના તીર્થક્રમ પ્રમાણે સરસ્વતી ઔર્વગાશ્રમમાંથી પ્રસ્થાન કરી, પિપ્પલાદ આશ્રમમાં આવી, ત્યાંથી પશ્ચિમમાં થોડે દૂર જતાં અંતર્ધ્યાન થયાં અને કેદારભૂમિમાં પ્રકટયાં, તથા પશ્ચિમમાં જતાં લુપ્ત થયાં. ફરીથી આગળ પ્રાદુર્ભાવ પામી, પાપભૂમિ આગળ જઈ, ગંધર્વકૂપમાં આવી, પશ્ચિમાભિમુખી વહી, ભૂતીશ્વરમાં આવી, તેની દક્ષિણે શ્રીકંઠ દેશમાં રૂદ્રકોટિમાં ગયાં.

સ્કંદપુરાણ અને સરસ્વતીપુરાણના તીર્થક્રમમાં થોડો જ ફેરફાર છે, બલ્કે બન્નેનો ક્રમ સરખો જ છે. ફક્ત સરસ્વતીપુરાણમાં પાટણ આગળનાં વિશેષ તીર્થો જણાવાયાં છે. જ્યારે સરસ્વતી માહાત્મ્ય સિદ્ધપુર આગળ કેટલાંક વધુ તીર્થો નોંધે છે. આ બંને ગ્રંથોમાં જે તીર્થોની વધઘટ જોવામાં આવે છે તેનું કારણ સ્પષ્ટ છે; કેમકે આ બન્ને ગ્રંથો પોતાના શહેર નજદીકનાં તીર્થોનું મહત્ત્વ બતાવવા પૂરતા જ રચવામાં આવ્યા છે. એટલે તેમાં તત્સંબંધી વિશેષ સાહિત્યની વિપુલતા હોય એ સ્વાભાવિક છે.

આગળ જણાવ્યા પ્રમાણે સ્કંદપુરાણ સરસ્વતીને પિપ્પલાદાશ્રમમાં લાવે છે, ત્યાંથી પ્લક્ષપ્રસ્રવણ થાય છે. જ્યારે સરસ્વતીપુરાણ એકલા પ્લક્ષ-પ્રસ્રવણની નોંધ લે છે. ત્યાંથી કેદારમાં થઈ, ગંધર્વકૂપમાં સરસ્વતી પધારે

છે. સરસ્વતીપુરાણ અહીં કોટિસહસ્ર તીર્થ જણાવી ગંધર્વકૂપને ગલતકરે છે, છતાં ત્યાં કૂપ હોવાનું કબુલ કરે છે. આથી સ્કંદનું ગંધર્વ અને સરસ્વતીપુરાણનું કોટિસહસ્ર બન્ને એક હોવાનું જણાય છે. ત્યાંથી સરસ્વતી ભૂતીશ્વરમાં જઇ, શ્રીકંઠમાં રૂદ્રકોટિ આગળ થઇ, કુરૂક્ષેત્રમાં આવે છે. કુરૂક્ષેત્રમાંથી વિરાટનગર પાસે થઈ ગોપાયન પર્વત પાસે આવે છે, જ્યાં ગોપાયન દેવી છે. સરસ્વતીપુરાણમાં અહીં જયંતિસર, જયંતદેવી, અને અહિશેશ્વર, એ સ્થાનો વિશેષ બતાવાયાં છે, એટલું જ નહીં પણ અહિશેશ્વર પાસે સરસ્વતી લુપ્ત થતાં હોવાનું નોંધવામાં આવ્યું છે. ત્યાંથી સરસ્વતી પુષ્કરમાં પ્રાદુર્ભાવ પામે છે. સ્કંદપુરાણ સરસ્વતીને પુષ્કર આગળ નહીં લાવતાં પરભારી ખર્જુરવનમાં નંદા નામથી પ્રકટ કરે છે. ત્યાંથી મેરૂપાદ માર્કંડાશ્રમ અને વટવનમાં થઈ, ઉદુંબરવનમાં સરસ્વતી અંતર્ધ્યાન થાય છે, એમ સ્કંદપુરાણ જણાવે છે. સરસ્વતીપુરાણનું પણ તેમ જ કહેવું છે, પરન્તુ તેમાં માર્કંડાશ્રમનું નામ નથી, અને વધુમાં મર્કટતીર્થનો ઉલ્લેખ થયો છે. વળી ઉદુંબરવનમાં અંતર્ધ્યાન થયાનું નહીં જણાવતાં આરાસણમાં લુપ્ત થતાં હોવાનું જણાવાયું છે. અહીંથી સરસ્વતી ગોલાંગૂલ, ઉદ્દગમવટ અને રૂદ્રાવતાર—એ માર્ગે થઈ, તરત્તરંગતીર્થ અને કાકતીર્થમાં જાય છે. આરાસણમાં લુપ્ત થયેલ સરસ્વતી મેરૂપાદ પાસે પુનઃ પ્રકટ થયાનું સરસ્વતીપુરાણ કબુલ કરે છે. આથી જણાય છે કે આગળ જણાવેલ મેરૂપાદ સિવાય આરાસણમાં બીજું મેરૂપાદ હોવું જોઇએ. સ્કંદપુરાણમાં જણાવેલ ગોલાંગૂલ તેમજ તરત્તરંગ પાસેનું કાકતીર્થ સરસ્વતીપુરાણમાં જણાતું નથી, પણ તરંગકતીર્થ જણાવેલું છે તે તરત્તરંગ માટે લખ્યું હશે એમ લાગે છે. ત્યાંથી ધારેશ્વર, ગંગોદ્દભેદ, પુંડરીક તીર્થ, માતૃતીર્થ, અનરક તીર્થ, સંગમેશ્વર, કોટિશ્વર, શંભુકુંડેશ્વર, અને સિદ્ધેશ્વર પાસે થઇ, સરસ્વતી સિદ્ધવટ પાસે આવે છે. સરસ્વતીપુરાણ ગંગોદ્દભેદ, માતૃતીર્થ બતાવી, પુંડરીક તીર્થને ઉડાવી દે છે, વળી શંભુકુંડેશ્વરને બદલે ભૃકુંડેશ્વર બતાવે છે. આ ઉપરાંત ભૃકુંડેશ્વર અને સિદ્ધવટ વચ્ચે મોક્ષેશ્વર, કેદારતીર્થ, સંગમેશ્વર, અંડવેશ્વર, મદનેશ્વર, અને મહાકાલેશ્વર વગેરે વિશેષ તીર્થસ્થાનો ઉમેરે છે.

સિદ્ધવટમાંથી સરસ્વતી વટેશ્વર પાસે મહાલય, પિંડતારક, કુંભકુક્ષી પાસે પ્રાચીનેશ્વર, નરતીર્થ, પુંડરીક તીર્થ, વાલખીલ્યેશ્વર, ગંગાસમાગમ તીર્થ પાસે થઇ, દક્ષિણમાં વહી, પાછાં પશ્ચિમમાં વહેતાં એકદ્વાર, ગુહેશ્વર અને વટેશ્વર પાસે જાય છે. સરસ્વતીપુરાણ આ ઉપરાંત સિદ્ધવટ પાસે ધર્મેશ્વર હોવાનું જણાવે છે; વળી શ્રીસ્થળ પાસે માધવ ગોવિંદ અને પ્રાચી સરસ્વતી-તીર્થ ગણાવતાં, વાલખીલ્યેશ્વર પાસે વાલખીલ્યાશ્રમ હોવાનું જણાવે છે. સ્કંદપુરાણે જણાવેલ ગંગાસમાગમતીર્થ સરસ્વતીપુરાણકારે નોંધ્યું નથી. સરસ્વતીમાહાત્મ્યમાં તો અહીં આગળ ઘણાંક તીર્થો ગણાવાયાં છે. તેમાં સૂર્યકુંડ, કેદાર, લક્ષ્મીશીતળા, કુલેશ્વરી, વારાહી, કાલિકા, દુર્ગા, અલક્ષગણેશ, બ્રહ્મકુંડ, બ્રહ્માંડેશ્વર, બિંદુતીર્થ, અને અલ્પા સરોવર મુખ્ય છે વટેશ્વરથી સરસ્વતી આગળ જતાં આમર્દકી નદીને મળે છે, અને તે સંગમસ્થાને સંગમેશ્વર આવેલા છે. ત્યાંથી સરસ્વતી મુંડીશ્વર પાસે તીર્થ આગળ વહી, માંડવ્યેશ્વર પાસે આવે છે. સરસ્વતીપુરાણકાર વટેશ્વર થઇ, દૂર જતાં પિલુપર્ણ અને મુંડીશ્વર વચ્ચે લકુલીશ, કપીલાશ્રમ, ભૂતેશ્વર, ચંદ્રેશ્વર, ચંદ્રેશ્વરીદેવી, સાંબાદિત્ય, ધર્મેશ્વર, અને દધીચિતીર્થ વિશેષમાં જણાવે છે. માંડવ્યેશ્વર પાસેથી સરસ્વતી પિલુપર્ણતીર્થમાં થઇ ગોવત્સ પાસે દ્વારવતીતીર્થમાં આવે છે, એમ સ્કંદપુરાણ જણાવે છે.

અહીંથી સરસ્વતીપુરાણનો તીર્થક્રમ બદલાય છે. સ્કંદનું ગોવત્સ પાટણ પાસે હોય એમ જણાતું નથી, કારણ સ્કંદે જે જે તીર્થો નજદીકમાં હોય તેનું સૂચન કર્યું છે, તેથી ગોવત્સતીર્થ દ્વારવતી પાસે હોવાનું લાગે છે.[૩૬] સરસ્વતીપુરાણમાં પિલુપર્ણતીર્થ માંડવ્યેશ્વર પાસે એટલે પાટણની

---

૩૬ तस्मादन्यत्सरस्वत्यां तीर्थं द्वारवतीस्मृतम् ।
तीर्थानां प्रवरं देवी यत्र संनिहितो हरिः ॥ ७५ ॥
ततस्तस्य समिपस्थं तीर्थं गोवत्ससंज्ञितम् ।
स्कं. पु. प्र. खं. अ. ३५

નજદીકમાં બતાવ્યું છે, અને પિલુપર્ણ પાસે ગોવત્સતીર્થ જણાવી, તેની પાસે જાળેશ્વર મહાદેવને મૂકેલા છે. આ ગોવત્સ પાસે દ્વારવતીતીર્થની પણ નોંધ છે. ખરી રીતે પાટણ નજદીકનાં ગોવત્સ અને દ્વારવતીતીર્થો પુરાણકારે કલ્પિત મૂકયાં છે; કારણ પાટણ છોડયા પછી સરસ્વતી સ્વર્ગદ્વાર પાસે થઇ, ગોવત્સમાં જાય છે, જ્યાંથી લોહયષ્ટિ નૈઋત્યમાં છે.[૩૭] આ પ્રમાણે જોતાં સ્કંદનું દ્વારવતી પાસેનું ગોવત્સ તે જ સરસ્વતીપુરાણનું સ્વર્ગદ્વાર પાસેનું ગોવત્સ હોવાનું સાચું લાગે છે અને પિલુપર્ણતીર્થ નજદીકનાં દ્વારવતી અને ગોવત્સતીર્થો પુરાણકારનાં કલ્પિત સ્થાનો છે.

પિલુપર્ણ તીર્થથી સહસ્રલિંગ સુધીનાં સરસ્વતી તીરપ્રાંતનાં તીર્થોમાં કાકતીર્થ, ગાંધર્વતીર્થ, સ્મશાન, ઉખર, પીઠ, વન, માતૃતીર્થ, દુર્ગાતીર્થ, વારાહતીર્થ, પુષ્કરકુંડ, જ્યેષ્ઠકુંડ, બ્રહ્મકુંડ, મખ્યકુંડ, વિષ્ણુયાન અને રૂદ્રયાન જણાવી, ત્યાંથી રૂદ્રકૂપમાં થઇ, સરસ્વતી સહસ્રલિંગમાં પ્રવેશ કરે છે. અહીં સહસ્રલિંગમાં સરસ્વતીએ શા કારણથી પ્રસ્થાન કર્યું અને કેવી રીતે આવ્યાં, તેનો આખો ઇતિહાસ અપાયો છે. આ ઐતિહાસિક હકીકતના આધારે જણાય છે કે સરસ્વતીનો પ્રવાહ સહસ્રલિંગથી થોડે દૂર હતો અને નહેર દ્વારા સરસ્વતીને સહસ્રલિંગમાં આણી હતી. સરસ્વતીપુરાણકારે અહીં સહસ્રલિંગ સરોવરનાં તીરપ્રાંતીય તીર્થો, દેવમંદિરો વગેરેનું વિગતવાર વર્ણન નોંધ્યું છે. પણ આ સ્થળે તેની ચર્ચા અસ્થાને હોવાથી તેમ જ તે માટે સ્વતંત્ર વિચારણા અન્યત્ર કરવાની હોઇ અહીં તેનું દિગ્દર્શન કરાવ્યું નથી.

અહીંથી સરસ્વતી દ્વારવતીતીર્થમાં થઈ ગોવત્સતીર્થમાં જાય છે. સરસ્વતીપુરાણકાર તેને દ્વારવતી નહીં કહેતાં સ્વર્ગદ્વાર જણાવે છે. આથી

---

૩૭ गोवत्सान्नैर्ऋते भागे दृश्यते लोहयष्टिका ।
स्वयं वै लिंगरूपेण तत्र रुद्रः स्वयंः स्थितः ॥
स. पु. स. १७ श्लो. ३८

સ્કંદપુરાણનું દ્વારવતી તે સરસ્વતીપુરાણનું સ્વર્ગદ્વાર હોવાનું ચોક્કસ લાગે છે. ત્યાંથી નૈઋત્યમાં લોહયષ્ટિ (હાલ લોટેશ્વર) પાસે થઈ રૂલ્લહ્રદમાં આવે છે, જ્યાં કુષ્માંડેશ્વર, આનંદાશ્રમ, કુષ્માંડાશ્રમ અને કોલ્લાદેવીનાં સ્થાનો છે. અહીં સરસ્વતી અંતર્ધ્યાન થઈ, પુનઃ ખદીર વનમાં પ્રકટ થયાનું પુરાણ જણાવાયું છે. સરસ્વતીપુરાણકાર રૂલ્લ નહીં જણાવતાં ઝીલ્લતીર્થ જણાવેલ છે. સ્કંદનું રૂલ્લહ્રદ અને સરસ્વતીપુરાણનું ઝીલ્લહ્રદ તીર્થ એક જ હોય એમ લાગે છે. કારણ રૂલ્લની પાસેનાં કોલ્લાદેવી વગેરે સ્થાનો સરસ્વતીપુરાણમાં ઝીલ્લતીર્થ પાસે બતાવાયાં છે.

અહીંથી લુપ્ત થયેલ સરસ્વતી ખદીર વનમાં પ્રકટ થઈ, સમુદ્રનાં દર્શન થવાથી વધુ આનંદિત બની, તેથી તેના પંચસ્રોત (પ્રવાહ) થયા અને તેની હરિણી, વજ્રીણી, ન્યંકુ, કપીલા, અને સરસ્વતી, એ પાંચ નદીઓ થઈ. આમ પાંચે નદીઓનું ઉદ્ગમસ્થાન સરસ્વતી હોવાનો અને ખદીર વનમાંથી તે આવે છે એમ જણાવવાનો પુરાણકારનો હેતુ છે. ખદીર વનમાં જ્યાંથી સરસ્વતી પ્રકટ થયાં તે સ્થાને પાદોદકતીર્થ થયું. સરસ્વતીપુરાણકારે પાદોદકને તત્પોદકતીર્થ તરીકે ઓળખાવ્યું છે. ત્યાંથી સરસ્વતી વડવાનળને સમુદ્રમાં પધરાવવા જતાં વચમાં શત્રુમર્દન અને કૃતસ્મર પર્વતો આવે છે. કૃતસ્મર પર્વતે તેને માર્ગ નહીં આપવાથી અને તેની મલિન દ્રષ્ટિ જણાતાં, સરસ્વતી યુક્તિથી વડવાનલદ્વારા તેનો નાશ કરી, આગળ વધે છે. શત્રુમર્દન તે શત્રુંજય હશે એમ લાગે છે, અને પુરાણકાળે શત્રુંજય પાસે સરસ્વતી હોવાનું સૂચન થાય છે. કૃતસ્મર પર્વતને ભસ્મ કરી, સરસ્વતી પ્રભાસમાં આવે છે, જ્યાં અગ્નિતીર્થ પાસે વડવાનલને સમુદ્રમાં પધરાવે છે. ત્યાં અગાડી સરસ્વતી, કેદાર, ભીમેશ્વર, ભૈરવેશ્વર, ચંડીશ્વર અને સોમેશ્વર, વગેરે સ્થાનો છે. સરસ્વતી-પુરાણમાં આ તીર્થો ઉપરાંત અહીં કુમારતીર્થ, ભલ્લીતીર્થ, માતૃતીર્થ યાદવાસ્થળી, ગાત્રોત્સર્ગતીર્થ, સોમેશ્વર અને સમુદ્રસંગમતીર્થ જણાવ્યાં છે. પ્રભાસનું સાગરસંગમતીર્થ અતિ પ્રાચીન છે. મહાભારત વનપર્વમાં

અને શલ્યપર્વની બળેવતીર્થયાત્રામાં આ તીર્થનો સ્પષ્ટ ઉલ્લેખ છે, છતાં સ્કંદપુરાણમાં તેની નોંધ લેવાની રહી ગઇ છે. આથી સ્કંદની કેટલીક હકીકત શ્રુતપરંપરાના આધારે લખાઇ હોવાનો સંભવ છે.

આથી જોઈ શકાય છે કે સ્કંદ અને સરસ્વતીપુરાણનો તીર્થક્રમ થોડાક ફેરફાર સિવાય લગભગ સરખો જ છે. આ ઉપરાંત સરસ્વતીના તીરપ્રાંતે બીજાં અનેક પવિત્ર તીર્થોના ઉલ્લેખો જુદાંજુદાં પુરાણોમાંથી ઉપલબ્ધ થાય છે. મહાભારત વનપર્વમાં ભારતનાં તીર્થો અને આશ્રમોની વિસ્તૃત નોંધ છે.[૩૮] એમાં સરસ્વતીતટ આગળ ઉપર જણાવેલ રૂદ્રકોટિ, માતૃતીર્થ, અનરકતીર્થ, પુષ્કર, કુરૂક્ષેત્ર, ગંગોદ્‌ભેદ, રૂદ્રમાર્ગ, માતૃતીર્થ વગેરેની નોંધ છે. આ સિવાય વડવાતીર્થ, દશાશ્વવેધતીર્થ, ગંગાહ્નદ, ગંગાકૂપ, અક્ષયવટ, મતંગાશ્રમ, દધીચીતીર્થ વિનશનતીર્થ, શશયાન, અરંતુક, ક્રૌંચનિષૂદનક્ષેત્ર વગેરે તીર્થો અને આશ્રમો સરસ્વતીતટવર્તિ હોવાનું મહાભારત વનપર્વ જણાવે છે. વનપર્વનો તીર્થક્રમ ભારતની ભૌગોલિક વ્યવસ્થાનુસાર અપાયો નથી, જ્યારે શલ્યપર્વમાં પ્રભાસ આગળનાં થોડાંક તીર્થો જણાવી, એકદમ કુરૂક્ષેત્ર અને હિમાલયનાં તીર્થો જણાવાયાં છે. પરન્તુ સરસ્વતીના મૂળથી મુખ સુધીનાં તીર્થોનો વ્યવસ્થિત ક્રમ સ્કંદ અને સરસ્વતી-પુરાણ સિવાય બીજા કોઇ પુરાણકારે નોંધ્યો નથી. શલ્યપર્વમાં સ્કંદ-પુરાણ અને સરસ્વતીપુરાણના કરતાં કેટલાંક નવીન તીર્થો જણાવાયાં છે. તેમાં સૂભૂમિક, ગર્ગસ્રોત, શંખતીર્થ, નૈસર્ગિકતીર્થ, નાગધન્વનતીર્થ, નૈમિષિયકુંજ, મંકણુક આશ્રમ, ઉશંગુઆશ્રમ, પૃથુદક, આર્ષ્ટિષેણાશ્રમ, દાલ્ભ્યબકાશ્રમ, વસિષ્ઠાપવાહ, સરસ્વતી અરૂણાસંગમ, કુમારાશ્રમ, ઉશનાતીર્થ, અગ્નિતીર્થ, કૌબેરતીર્થ, બદરપાચનતીર્થ, રામતીર્થ, આદિત્ય-તીર્થ, સોમતીર્થ, સારસ્વતતીર્થ, વૃદ્ધકન્યાશ્રમ, કારપાયનતીર્થ, અને

---

૩૮ જુઓ મહાભારત વનપર્વ અ. ૮૨ થી ૮૮

મિત્રાવરૂણાશ્રમ વગેરે છે.[૩૯] આથી સરસ્વતીના પુનિત પ્રવાહ ઉપર સેંકડો તીર્થો હતાં, એમ તો ચોક્કસ લાગે છે. આજે તેમાના કેટલાંક બચી ગયાં છે અને કેટલાંયે લુપ્ત થઈ ગયાં છે. આ બધાં તીર્થો અને આશ્રમો ક્યાં ક્યાં હતાં. તેનું સાચું સ્થાન હાલમાં ક્યાં હશે, તેનું પ્રામાણિક રીતે સંશોધન થાય તો સરસ્વતીનો પ્રાચીન પ્રવાહ ક્યાં હતો તેનો નિર્ણય જલદીથી આવી શકે. આ તીર્થોનાં સ્થળો નક્કી કરવાનું કાય ઘણું જ વિકટ છે; કારણ પ્રાચીન કાળ અને વર્તમાન કાળ વચ્ચે ભૌગોલિક દૃષ્ટિએ અને ભૂસ્તરશાસ્ત્રના હિસાબે મોટા ફેરફારો થયા છે, સરસ્વતીના અખંડ પ્રવાહના છિન્નભિન્ન ટૂકડાઓ થઇ ગયા છે. તેના પ્રાચીન પ્રવાહમાંથી બીજી કેટલીયે નવીન નદીઓ જુદી પડી છે. એટલે તે નક્કી કરવાનું કાર્ય ઘણું દુષ્કર છે. છતાં કોઇ પુરાતત્ત્વવિદ્ આ સંશોધન કાર્ય ઉપાડી લેશે તો ભારતવર્ષની પ્રાચીન ભૌગોલિક સ્થિતિ અને સરસ્વતીના પ્રવાહ ઉપર વધુ પ્રકાશ પડશે. રા. રા. રત્નમણિરાવે આ સંબંધમાં મોઘમ જણાવતાં કહ્યું છે કે પ્રાચીન સરસ્વતીના ખરા પ્રવાહનાં તીર્થો આજે સરસ્વતી, સાબરમતી અને અન્ય નદીઓનાં તીર્થોમાં વહેંચાઈ ગયાં છે.[૪૦] સરસ્વતીનો પ્રવાહ અને તેનાં તીર્થો માટે રા. રત્નમણિરાવનાં વિધાનો સંપૂર્ણરીતે સ્વીકારવા જેવાં છે. જો કે હજુ તે સંબંધી કેટલાંક સંશોધનો વધુ વિચારણા માગે છે; છતાં તેમનું આ કાર્ય ગુજરાતી સાહિત્યમાં નહીં, પણ ભારતીય સંશોધનસાહિત્યમાં અદ્વિતીય છે, એમ કહ્યા વગર નહીં ચાલે. આ સંશોધનમાં પણ તેમનાં કેટલાંક વિધાનો સ્વીકારવામાં આવ્યાં છે.

## સરસ્વતીપુરાણનું કથાસાહિત્ય

સરસ્વતીપુરાણ એ સ્વતંત્ર પુરાણ નથી, તેની રચના જુદાજુદાં

---

૩૯ મહાભારત શલ્યપર્વ અ. ૩૪ થી ૫૫
૪૦ ખંભાતનો ઇતિહાસ પરિશિષ્ટ આ પાન ૧૮૬

પુરાણોના આધારે કરવામાં આવી છે. તે મુખ્યતઃ કયા પુરાણના આધારે રચાયું છે, કેવું રચાયું છે, તેમાં શા શા ફેરફારો થયા છે, તેનું વિસ્તૃત વિવેચન આગળ કરી ગયા છીએ. આ તીર્થમાહાત્મ્ય દર્શાવનારો ગ્રંથ છે, એટલે અન્ય પુરાણોની માફક તેમાં વંશ, (સૂર્યવંશ, ચંદ્રવંશ) મન્વંતરો, ભુવનકોશવર્ણન વગેરે સાહિત્યને કંઈ પણ સ્પર્શ ન કરાયો હોય, એ સ્વાભાવિક છે. છતાં તેનું મહત્ત્વ દર્શાવવા તેને પુરાણસંજ્ઞા પ્રાપ્ત થઇ છે. તેમાં પુરાણકારે તીર્થમાહાત્મ્ય દર્શાવનારી, અનેક આખ્યાયિકાઓ ગોઠવી છે. તે બધો સંગ્રહ શામાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યો છે, તેમ જ તેમાં શા શા ફેરફારો કરાયા છે તેનું તુલનાત્મક સંશોધન ખાસ મહત્ત્વનું છે. તેથી આ પુરાણનું કથાસાહિત્ય સંક્ષિપ્ત રીતે અહીં આપવા પ્રયત્ન કરાયો છે; એટલું જ નહીં પણ તે કથાસાહિત્યની સંપૂર્ણ વિવેચના તુલનાત્મક સાધનો વડે યથાસ્થિત કરવામાં આવી છે.

આ પુરાણમાં સુમતિ અને માર્કંડેયનો સંવાદ છે. પુરાણોનું રચનાવિધાન સંવાદદર્શક જ હોય છે. તેના પ્રાથમિક આરંભમાં કાં તો સૂતશૌનક, વ્યાસશૌનક, કૃષ્ણ–અર્જુન, કૃષ્ણ–ગરૂડ વગેરેના સંવાદો યોજાયલા હોય છે, અને તેના પ્રત્યુત્તર રૂપે પુરાણસંયોજન ઊભું કરવામાં આવે છે. આ પરંપરાને દરેક પુરાણકારે અપનાવી છે. તેને અનુસરી સરસ્વતીપુરાણકારે પણ તે ધોરણ દાખલ કર્યું છે. સુમતિ નામ સ્ત્રી અને પુરૂષ બન્નેને લાગુ પડે છે. એ નામની અનેક વ્યકિતઓ પુરાણોમાં જોવામાં આવે છે. તેમાં કેટલાક ઋષિઓ, રાજપુત્રો, અને રાજપુરૂષો પણ છે. આ સિવાય સુમતિ નામે પૌરાણિક સ્ત્રીપાત્રો પણ છે. આ બધામાંથી કયા સુમતિએ માર્કંડેયને પ્રશ્ન પૂછી સરસ્વતીપુરાણનું આદિ સંયોજન કર્યું, તે કહેવું મુશ્કેલ છે. કારણ આ પુરાણ એક પૌરાણિક કલ્પના છે. એટલે તેને સત્ય માની લઈ તેનાં પાત્રો માટે વધુ વિવેચન કરવું, એ આ વિષયની મર્યાદા બહાર છે.

**સર્ગ ૧ લો**—આ અધ્યાયમાં તારા માટે થયેલ દેવાસુર-સંગ્રામનું વર્ણન કરાયું છે. બૃહસ્પતિની સ્ત્રી તારા ઉપર મુગ્ધ થઇ તેને ચંદ્ર લઈ ગયો. એટલે બૃહસ્પતિએ સુરરાજ ઇંદ્રને તારાને પાછી મેળવી આપવા કહ્યું. ચંદ્રે દૈત્યાચાર્ય શુક્રનું શરણુ લીધું અને તેમની આજ્ઞાથી દાનવો લડવા તૈયાર થઈ ગયા. દેવો પણ ઈંદ્રની સરદારી નીચે લડાઈ કરવા તૈયાર થયા. બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તેમાં દેવો અને દાનવોનો અસંખ્ય સંહાર થઇ ગયો. અંતમાં બ્રહ્માની સલાહથી દાનવોએ ચંદ્ર, તારા, અને બુધ વગેરેને બૃહસ્પતિને સોંપ્યાં, તેથી યુદ્ધ શાન્ત થયું; અહીં યુદ્ધનું વર્ણન વિસ્તારથી અપાયું છે.

આ કથાનું મૂળ કેટલાંક પુરાણોમાંથી મળે છે. સ્કંદપુરાણના પ્રભાસ ખંડના સરસ્વતી આખ્યાનમાં આનો ટૂંક નિર્દેશ છે,[41] પણ બીજા ખંડોમાં ઘણે ખરે ઠેકાણે વિસ્તારથી કથા આવેલી છે.[42] આ સિવાય બીજાં કેટલાંક પુરાણોમાંથી આ કથા ઉપલબ્ધ થાય છે.[43] પરંતુ સરસ્વતી પુરાણનું યુદ્ધવર્ણન પુરાણકારની સ્વતંત્ર કૃતિ છે. તેમાં કોઇ પણ પુરાણની તફડંચીને અવકાશ નથી. આખુંયે વર્ણન રસિક અને ભાવવાહી છે.

**સર્ગ ૨ જો**—યુદ્ધ શાન્ત થયા પછી સુરેન્દ્ર સહ દેવો દધીચિના આશ્રમે જઇ તેમને પોતાનાં શસ્ત્રાસ્ત્રો સાચવવા આપે છે. એ પ્રસંગે દધીચિના આશ્રમનું સુંદર વર્ણન કરાયલું છે. આખોયે અધ્યાય અને તેની હકીકત સ્કંદપુરાણ પ્રભાસ ખંડ અ. ૩૨ ને સંપૂર્ણ અનુસરે છે; એટલું જ નહીં પણ તેમાંના કેટલાક શ્લોકો એમ ને એમ દાખલ કરી દેવાયા છે.

---

૪૧ पुरा देवासुरे युद्धे निवृत्ते सोमकारणात् ।
पितामहस्य वचनात्तारां चंद्रः समर्पयत् ॥ ६ ॥
स्कं. पु. प्र. खं. अ. ३१

૪૨ જુઓ. કાશીખંડ, અ. ૧૫

૪૩ જુઓ. બ્રહ્મવૈવર્તપુરાણ અ. ૫૮ થી ૬૧ પ્રકૃતિખંડ
શિવપુરાણ જ્ઞાનસંહિતા અ. ૪૪

(જુઓ ટી. નં. ૩૨) દધીચિ અને તેમના તપોવનનાં પ્રશંસાત્મક વર્ણનો બીજાં પુરાણોમાંથી પણ ઉપલબ્ધ થાય છે. એમાંથી તેમના આશ્રમનાં વિવેચનો પણ મળે છે. બ્રહ્મપુરાણમાં હરિશ્ચંદ્રાખ્યાન આપ્યા પછી દધીચિના આશ્રમનું વર્ણન વિસ્તારથી અપાયલું છે. આવાં આશ્રમવર્ણનો શ્રીમદ્‌ભાગવત, મહાભારત અને બીજાં મહાપુરાણોએ વિસ્તારથી નોંધ્યાં છે.

સર્ગ ૩ જો—દેવો શસ્ત્રો આપી ગયા પછી દધીચિને હિમાલયમાં તપ કરવાનો વિચાર થવાથી અસ્ત્રોનું પ્રક્ષાલન કરી, તેઓ અસ્ત્રશકિતનું પાન કરી ગયા અને હિમાલય જઇ તપ આદર્યું. એક વખત રાત્રિને વિષે તેમને દુષ્ટ સ્વપ્ન થઇ વિર્યસ્રાવ થયો. બીજા દિવસે તે વસ્ત્ર ધોવા માટે તેમની અનુચરી સુભદ્રા લઇ ગઇ. તે રજસ્વલા હતી અને ભૂલથી તેણે તે વસ્ત્રપરિધાન કર્યું. દૈવયોગથી વીર્યરજનો સહયોગ થતાં તેને ગર્ભ રહ્યો. માનસિક રીતે પણ પુરૂષસંગ નહીં કર્યા છતાં તેને ગર્ભનાં ચિહ્નો જણાયાથી તે ઘણું જ રૂદન કરવા લાગી. વખત જતાં તેણે એક બાળકને જન્મ આપ્યો. આથી તે લજ્જા પામી ઘણું જ રૂદન કરવા લાગી અને ક્રોધાવેશમાં આવી શાપ આપ્યો કે જાણતાં–અજાણતાં જેણે મને દૂષિત કરી હોય તે મૃત્યુ પામો. તેણે આ બાળકને પીપળાના ઝાડ નીચે મૂકયો, તેથી તેનું નામ પિપ્પલાદ પડયું.

ઇંદ્રાદિ દેવોને પણ શસ્ત્રોની જરૂરત ઉભી થતાં દધીચિ પાસે ગયા અને શસ્ત્રોની માગણી કરી. ત્યારે દધીચિએ જવાબ આપ્યો કે મારે અહીં તપ કરવા આવવાનું થવાથી તે શસ્ત્રશકિતનું હું પાન કરી ગયો છું. ત્યારે ઇંદ્રે કહ્યું, હે પ્રભો ! ચક્ર તેમજ વજ્રાદિ અસ્ત્રો વડે હું મારૂં દેવરાજત્વ ટકાવી રહ્યો છું, દેવો પણ તે વડે પોતાનું દાનવોથી રક્ષણ કરે છે, અને અમારો તે ઉપર આધાર છે. અસ્ત્ર સિવાય સ્વર્ગનું રાજ્ય કેમ ચાલશે ? અહીં સુમતિએ વિષ્ણુને ચક્રલાભ કેમ થયો તે માટે પ્રશ્ન પૂછતાં આ આખ્યાનમાં કુક્ષીરવધ અને બીજું એક ઉપાખ્યાન આપવામાં આવ્યું છે.

આ કથાનક વિષ્ણુ અને શિવનો ઐક્યસંબંધ દર્શાવે છે. પૂર્વે કુલીર નામે દાનવે, બ્રહ્માનું આરાધાન કરી, અજેયત્વ પ્રાપ્ત કર્યું અને દેવોને તે વધુ ત્રાસ આપવા લાગ્યો. આથી સુરરાજ(ઇંદ્ર)પ્રમુખ દેવતાઓએ, વિષ્ણુ પાસે જઇ, કુલીરનો નાશ કરવા પ્રાર્થના કરી. વિષ્ણુએ દેવોની સ્તુતિ સાંભળી, રસાતલમાં પ્રવેશ કરી, તે દાનવનો નાશ કરવા, તેની સામે યુદ્ધ કરવા માંડયું; પણ મંત્રબળના યોગે કુલીરે વિષ્ણુને સ્ત્રી બનાવી ત્યાં રાખ્યા. ઘણો વખત થયાં વિષ્ણુ-ભગવાન પરત આવ્યા નહીં, તેથી દેવો ફીકરમાં પડયા. વિષ્ણુ સ્ત્રી-સ્વરૂપે ત્યાં રહ્યા છે, તેવું જાણવામાં આવતાં દેવોએ બ્રહ્મા પાસે જઇ, દાનવનો નાશ કરી, વિષ્ણુને છોડાવવા કહ્યું, પણ બ્રહ્માએ અશક્તિ બતાવી, પોતાનો ભક્ત હોવાથી કંઇપણ ન કરવાનું જણાવી, તેઓને મહાદેવની પાસે મોકલ્યા. આથી દેવોએ રૂદ્રનું આરાધન કર્યું, પ્રસન્ન થઈ રૂદ્રે વરદાન માગવા કહ્યું. તેથી દેવતાઓએ કુલીરનો નાશ કરી, વિષ્ણુને છોડાવવાની વિનંતિ કરી. પછી મહાદેવજીએ આઠ પગ અને બે મોં વાળું શરભ રૂપ ધારણ કર્યું, અને રસાતળમાં જઇ કુલીર સાથે યુદ્ધ કરી, તેનો નાશ કર્યો, અને વિષ્ણુને સ્ત્રીત્ત્વમાંથી મુકત કર્યા. આ બધું કાર્ય સંપૂર્ણ થયા પછી, વિષ્ણુએ શિવને કહ્યું કે આ દાનવનો અંત આપના દ્વારા જ થવાનો હતો, તેથી આપે તેનો નાશ કર્યો, પરંતુ હે શિવ! મેં સ્ત્રીસ્વરૂપ ધારણ કર્યું હોવાથી હું યોનીરૂપ થઈ, આપના લિંગને ધારણ કરી, તેની સાથે પૂજાઇશ.

આમ આ અધ્યાયમાં બે આખ્યાનો જોડાયાં છે. એક પિપ્પલાદનો જન્મ અને બીજું કુલીરવધ આખ્યાન. પીપ્પલાદજન્માખ્યાન સ્કંદપુરાણ પ્રભાસ ખંડ અ. ૩૨ માં છે, તે અક્ષરેઅક્ષર અહીં દાખલ કરી, સરસ્વતીપુરાણને તેનું અનુગામી બનાવ્યું છે. આ કથા પદ્મપુરાણમાંથી[૪૪]

---

૪૪ પદ્મપુરાણ ઉત્તરખંડ અ. ૧૫૫.

પણ મળી આવે છે. કુલીરવધ આખ્યાન સ્કંદપુરાણુમાં નથી. તેની રચના તદ્દન નવીન છે. જુદાંજુદાં પુરાણોમાંથી થોડોક અંશ લઈ, આ કથાનું ચણુતર કરવામાં આવ્યું છે. મહાદેવજીએ શરભ રૂપ ધારણ કર્યાનો વૃત્તાન્ત, લિંગપુરાણુમાંથી અને શિવપુરાણુમાંથી મળી આવે છે.[૪૫] પરન્તુ તેમાં કુલીરનો નાશ કરવા માટે શરભ રૂપ લીધાનું નહીં બતાવતાં, ભકતરાજ પ્રહ્લાદનો અનુગ્રહ કરવા, હિરણ્યકશ્યપુના નાશ માટે વિષ્ણુએ લીધેલ નૃસિંહ સ્વરૂપનો ક્રોધ શમન કરવા માટે ધારણ કર્યાનું જણાવ્યું છે. વિષ્ણુ અને તેમના યોની સ્વરૂપ સાથેના સંબંધી હકીકત, વેદ જેટલી પ્રાચીન હોઈ, વેદમાંથી પણ " **विष्णुर्योनिं कल्पयतु** " એવો ઉલ્લેખ મળે છે.[૪૬]

**સર્ગ ૪ થો**—સુમતિના પ્રશ્નનું નિરાકરણ કરતાં, વિષ્ણુએ ચક્ર કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું, તે આ અધ્યાયમાં જણાવ્યું છે. એક વખત જ્યારે મહાજલૌઘ થયો ત્યારે, પદ્મજ (બ્રહ્મા) કમળ ઉપર બેસી તપ કરતા હતા, ત્યારે એક ભયંકર દાનવ તેમની પાસે આવ્યો, અને યુદ્ધ આપવા માગણી કરી. તેથી બ્રહ્માએ પૂછ્યું કે તું કોણ છે? તેનો જવાબ આપતાં કહ્યું કે, હું સરભ નામનો દાનવ છું. પછી બ્રહ્માએ તેને શિવ પાસે જવા કહ્યું. સરભ દાનવ રૂદ્ર પાસે ગયો, અને તેમના માથામાં કાષ્ટદંડનો પ્રહાર કરી, યુદ્ધની માગણી કરવા લાગ્યો. આથી રૂદ્રે તેનો પરિચય માગ્યો. સરભ પોતાનો પરિચય આપતો કહેવા લાગ્યો કે, હું દેવોને કંટક (ત્રાસ) રૂપ થનાર દાનવ છું, અને બ્રહ્માએ મને આપની પાસે મોકલ્યો છે, તો યુદ્ધ કરવા જણાવું છું. પછી રૂદ્રે એક કાષ્ટદંડ વડે જળમાં ચક્રનું આલેખન કર્યું અને સરભને કહ્યું, તેં મને એકદમ પ્રહાર કર્યો તે વીર–પુરૂષનું લક્ષણ નથી, પણ તું યુદ્ધ માટે આવ્યો છે; તો આ ચક્રને ઉપાડ, એટલે હું તારી સાથે યુદ્ધ કરીશ. આથી ચક્રને ઉપાડતાં જ, દાનવનો નાશ થયો. આમ

---

૪૫ લિંગપુરાણુ અ. ૯૫–૯૬—શિવપુરાણુ જ્ઞાનસંહિતા અ. ૬૦ આ સિવાય કામિકાગમ અને શ્રીતત્ત્વનિધિમાંથી તેનાં વર્ણનો મળે છે.

૪૬ ઋગ્વેદસંહિતા અષ્ટક. ૮ અ. ૮ મં. ૧૦ સર્ગ ૪૨.

મહારૂદ્રે દાનવનો નાશ તેના સ્વહસ્તે કરાવ્યો. ઘણોક કાળ વીત્યા પછી, દેવતાઓનું રક્ષણ કરવા ચક્રની જરૂરત ઉભી થતાં, વિષ્ણુએ રૂદ્રનું આરાધન કર્યું, તેથી તેમના પર પ્રસન્ન થઈ રૂદ્રે વિષ્ણુને એ ચક્રનું પ્રદાન કર્યું.

વિષ્ણુએ મહાદેવજી પાસેથી ચક્ર મેળવ્યું હતું તેની હકીકત લિંગપુરાણ, શિવપુરાણ અને પદ્મપુરાણમાંથી મળે છે, પણ તેમાં કેટલોક ફેરફાર જોવામાં આવે છે.[47] તે જ કથાભાગનો ટુંક નિર્દેશ ગંધર્વરાજ પુષ્પદંતે, શાપ–અપનોદાર્થે રચેલ મહિમ્નસ્તોત્રમાં કર્યો છે.[48] તેમાં જણાવ્યું છે કે, એક વખત વિષ્ણુએ શંકરનું યજન સહસ્ર કમલો વડે કરવા માંડયું હતું. પરંતુ તેમની કસોટી જોવા ભગવાન શિવે, તેમાંનું એક કમળ ઉપાડી લીધું. આથી મધુસૂદને પોતાનું પૂજન યથાસાંગ પૂર્ણ કરવા, ખૂટતા કમળ માટે નેત્રકમળ ચઢાવ્યું, જેથી મહાદેવજીએ પ્રસન્ન થઈ ચક્ર પ્રદાન કર્યું. આમ ચક્ર-લાભ માટે સરસ્વતીપુરાણમાં અન્ય પુરાણો કરતાં નવીન વસ્તુ રજુ થઇ છે, છતાં રૂદ્રદ્વારા ચક્ર પ્રાપ્ત થયાનું તો બધાં પુરાણો માને છે. સરસ્વતી-પુરાણનો ચક્રોત્પત્તિનો પ્રસંગ તદ્દન નવીન છે, જે કોઈ મહાપુરાણ, કે ઉપપુરાણમાંથી ઉદ્ધૃત કર્યો હશે, યા તો નવીનતા દર્શાવવા કાલ્પનિક જોડી કાઢયો હોય, તેમ બનવા સંભવ છે.

**સર્ગ ૫ મો**—ફરીથી માર્કંડેય મૂળ વિષય ઉપર આવતાં, વડવાનલોત્પત્તિ વર્ણવતાં કહે છે કે, ઇંદ્રાદિ દેવો દધીચિ પાસે પોતાનાં

---

૪૭ શિવપુરાણ જ્ઞાનસંહિતા. અ. ૬૯.
લિંગપુરાણની કથા. શિવાંક ( કલ્યાણ ) પૃષ્ઠ ૧૬૩.

૪૮ हरिस्ते साहस्रं कमलबलिमाधाय पदयो ।
यदेकोने तस्मिन् निजमुदहरन्नेत्रकमलम् ॥
गतो भक्त्युद्रेक परिणतिमसौ चक्र वपुषा ।
त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगतां ॥ १९ ॥
महिम्नस्तोत्र

શસ્ત્રાસ્ત્રો પાછાં માગવા આવ્યા, પણ તેઓ મંત્રબળ વડે અસ્ત્રશક્તિનું પાન કરી ગયા હોવાથી, તેમનાં અસ્થિ વડે નવાં વજ્રાદિ શસ્ત્રો બનાવી લેવા કહ્યાથી, દધીચિએ પોતાના દેહનો ત્યાગ કર્યો. પછી ઇંદ્રે સ્વર્ગમાંથી નંદા વગેરે ગોમાતરોને બોલાવી, અસ્થિઓને સાફ કરાવી, વિશ્વકર્મા પાસે વજ્ર, શૂળ, ગદા, પાશ, વગેરે અસ્ત્રો બનાવરાવ્યાં, અને બધા દેવો સ્વર્ગમાં ગયા. અહીં સુભદ્રા, દધીચિની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી પાછી આવી. ત્યાં પિપળાના વૃક્ષ નીચે મૂકેલ પિપ્પલાદ અભ્યર્થના કરી કહેવા લાગ્યો કે, "હે માતા ! તું શા માટે લજ્જિત થઈ મારો ત્યાગ કરે છે. ! કારણ જે કાંઇ બને છે તે, સ્વકર્મફલોપભોગનું જ પરિણામ હોય છે, માટે મારો ત્યાગ નહીં કરતાં, અનુગ્રહ કરો." આથી સુભદ્રાએ વિષ્ણુનું ધ્યાન ધરી, આ બાલકની ઉત્પત્તિ માટે પૂછતાં અંતરિક્ષમાંથી જવાબ મળ્યો કે, તે દધીચિનો પુત્ર છે. પછી તેને પુત્રવાત્સલ્યથી ગ્રહણ કરી, તેનું યથોક્ત પાલન કર્યું. મોટો થતાં તે ઉત્તમ સંસ્કારોને લઇને સારો વિદ્વાન થયો, અને પોતાના પિતા કોણ છે, તે કયાં ગયા છે, વગેરે માહિતી જાણવા માતાને પૂછતાં, સુભદ્રાએ તેને દધીચિએ, સુરકાર્ય માટે દેહત્યાગ કર્યાનો સંપૂર્ણ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. દેવોની સ્વાર્થપરાયણવૃત્તિને લઈ, દધીચિના દેહત્યાગની વાત સાંભળતાં પિપ્પલાદને ક્રોધ થયો, અને બદરીકાશ્રમમાં જઈ ઉગ્ર તપ આદરી, પોતાના ઉરૂસ્થળમાંથી ઔર્વાનળ (વડવાનળ) રૂપી કૃત્યા ઉત્પન્ન કરી, તેને આદેશ આપ્યો કે તારે હમ્મેશ એ એક દેવતાનું ભક્ષણ કરી, તેઓનો નાશ કરવો. આ વાત દેવલોકમાં ફેલાતાં ત્યાં ખળભળાટ થયો, અને વિનાશ અટકાવવા તેઓએ વિષ્ણુ-ભગવાનની સ્તુતિ કરી, તેથી વિષ્ણુએ પોતાનું અદ્દભુત સ્વરૂપ ધારણ કરી વડવાનળને મોહ પમાડયો.

આ આખોએ પ્રસંગ સ્કંદપુરાણના પ્રભાસ ખંડ અ. ૭૨ માંથી અક્ષરેઅક્ષર લેવામાં આવ્યો છે, એટલું જ નહીં પણ તેના ઘણાખરા શ્લોકો, પુરાણકારે આમાં ગોઠવી દીધા છે. આ ઔર્વઉત્પત્તિનો પ્રસંગ

સ્કંદ સિવાય બ્રહ્મપુરાણ, મહાભારત, હરિવંશપુરાણ, અને પદ્મપુરાણમાંથી પણ, ટુંકાણમાં, યા તો વિસ્તારપૂર્વક મળી આવે છે.[૪] સરસ્વતીમાહાત્મ્ય અને શ્રી સ્થળપ્રકાશમાં, આને સંપૂર્ણ મળતી હકીકત નોંધી છે.

સર્ગ ૬ ઠ્ઠો—વડવાનળને પોતાનું અદ્‌ભુત સ્વરૂપ બતાવ્યાથી, વડવાગ્નિ મોહ પામી, વિષ્ણુની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે વિષ્ણુએ તેને આદેશ આપ્યો કે, મહાસાગરમાં જઈ પ્રથમ તારે જળનું ભક્ષણ કરવું. ત્યારપછી તેને પૂછ્યું કે, તને મહાસાગરમાં કેવી રીતે લઈ જવો ? આ પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું કે, હું કોઇ વાહન દ્વારા જઇશ નહીં, પણ કોઈ કુમારિકા મને લઈ જાય, તો હું જઈ શકું. આથી વિષ્ણુએ સ્વર્ગમાં જઇ, તે વાત દેવસભામાં કરી. દેવકાર્ય કરવા તેમજ સર્વ સુરલોકોનો ત્રાસ મટાડવા, બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતીને, વડવાનળને લવણાબ્ધિમાં મૂકી આવવા કહ્યું. પિતાની આજ્ઞા સાંભળીને પ્રથમ તો, સરસ્વતીને મનમાં વિષાદ થયો. પણ પિતાના વચનનું ઉલ્લંઘન ન થાય, તે ધર્મસૂત્રને અનુસરી, તેમજ ગંગાદિ સખીઓએ હિંમત આપ્યાથી, તે કાર્ય કરવા તત્પર થયાં. ગંગાએ તેને કહ્યું કે, જે સમયે તું મારૂં સ્મરણ કરીશ તે સમયે હું તારી પાસે હાજર થઈશ. આમ હિંમત મળતાં સરસ્વતીએ, વડવાનળને સુવર્ણકુંભમાં ધારણ કર્યો, અને ઔર્વંગાશ્રમમાંથી નીકળી, કોટિસહસ્રતીર્થમાં થઇ, ભૂતીશ્વરમાં આવ્યાં, જ્યાં સિદ્ધમુનિએ તપ કરી નિવાસ કર્યો છે. આ પ્રસંગે પુરાણકારે, સિદ્ધમુનિ(મંકણ)નું આખ્યાન આપ્યું છે.

પૂર્વે અહીં સુનાભ નામના એક ઋષિ હતા, તેમણે ઘણાં વર્ષ સુધી તપ કર્યું. આથી તેમને એક ગુમડું થયું અને તેમાંથી એક

૪૯ બ્રહ્મપુરાણ અ. ૨૬ મહાભારત આદિ પર્વ અ. ૬૭
હરિવંશપુરાણ, હરિવંશ પર્વ અ. ૪૬ પદ્મપુરાણ ઉત્તર ખંડ અ. ૧૫૮

જાતનો રસ ઝરવા લાગ્યો. ઋષિએ પોતાના તપપ્રભાવનું ફળ માની, વધુ આનંદમાં આવી જઇ, નૃત્ય કરવા માંડયું. આથી ભગવાન રૂદ્રે તેના ઉપર પ્રસન્ન થઈ, તપસ્વાનો વેષ ધારણ કરી, ઋષિને પૂછ્યું કે, તમે શા કારણથી આટલા બધા આનંદનિમગ્ન થયા છો? ત્યારે સિદ્ધમુનિએ પોતાના હાથમાંથી નીકળતા શાક રસને બતાવી કહ્યું કે, મારા તપપ્રભાવનું ફલાદેશ જોઈ, હું ઘણો જ પ્રસન્ન થયો છું. જેથી મારૂં હ્રદય આનંદસાગરમાં લહેર મારી રહ્યું છે. આ વાતને સાધારણ વસ્તુની માફક હસી કાઢી, રૂદ્ર ભગવાને કહ્યું કે, તેમાં કોઈ મોટી વાત નથી, એમ કહીને પોતાના હ્રદય આગળ સહેજ ખોતરતાં, તેમાંથી ઢગલાબંધ ભસ્મ નીકળવા માંડી. આથી પોતાનું તેજોભંગ થતાં, સિદ્ધમુનિ આશ્ચર્ય પામ્યા અને નમસ્કાર કર્યા. એટલે રૂદ્રે પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કરી દર્શન આપ્યાં. તે સમયથી તેમનું નામ ભૂતીશ્વર પડયું, અને વરદાન આપ્યું કે હે ઋષિ! આપના તપથી પ્રસન્ન થઈ હું અહીં નિવાસ કરીશ, અને આજથી આપ મંકણ તરીકે પ્રસિદ્ધ થશો.

આ મંકણનું ઉપાખ્યાન પુરાણકારે અહીં સારી રીતે બંધબેસતું કર્યું છે. આ કથા ઘણેખરે ઠેકાણે એક યા બીજા સ્વરૂપે દાખલ થયેલી છે. સ્કંદપુરાણ, પદ્મપુરાણ, વામનપુરાણ અને મહાભારતમાં આ આખ્યાન સારી રીતે રજુ કરેલું છે.[૫૦] તેમાં જુદાંજુદાં સ્થાનોમાં મંકણકથાને રજુ કરી છે તે પ્રમાણે સરસ્વતીપુરાણકારે પણ હિમાલયમાં તે સ્થાનનો નિર્દેશ કરીને પ્રસંગાનુરૂપ વસ્તુસંયોજના કરી છે.

**સર્ગ ૭ મો**—ભૂતીશ્વરથી રૂદ્રકોટિ આગળ આવતાં, તેનું માહાત્મ્ય સમજાવવા એક આખ્યાયિકા રજુ થઇ છે, અને તે માટે

---

૫૦ પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ. ૧૮ — વામનપુરાણ અ. ૩૮
મહાભારત વનપર્વ અ. ૮૩ — શલ્યપર્વ અ. ૩૮
સ્કંદપુરાણ પ્રભાસ ખંડ અ. ૨૭૦ — નાગરખંડ અ. ૪૦

દક્ષયજ્ઞ વિધ્વંસનું વસ્તુવિધાન મુખ્યતઃ જણાવાયું છે. તેમાં દક્ષયજ્ઞનું વર્ણન, દક્ષે રૂદ્રનું કેવળ અપમાન કરવા તેમને તથા સતીને નહીં આપેલું આમંત્રણ, સતીની હઠ અને પિતાને ઘેર વિના નિમંત્રણે જઇ તેને આપેલો ઠપકો, રૂદ્રની નિંદા સાંભળી કરેલો દેહત્યાગ, આથી રૂદ્રને ઉપજેલો ક્રોધ અને વીરભદ્રાદિક ગણોને યજ્ઞધ્વંસ કરવાનું ફરમાન, ગણોએ કરેલો યજ્ઞનાશ અને દક્ષનો શિરચ્છેદ, ઇંદ્રાદિકનું રૂદ્રગણ સાથે યુદ્ધ અને તેમને મળેલો પરાજય, દેવતાઓની સ્તુતિથી વિષ્ણુનું આગમન અને યુદ્ધમાં ત્રણેનો પરાજય, દેવોએ કરેલું મહાદેવનું ધ્યાન અને યજન, શિવનું કોટિ સ્વરૂપ, વગેરે હકીકતો રસમય રીતે આ ઉપાખ્યાનમાં યોજવામાં આવી છે.

દક્ષયજ્ઞભંગની હકીકત ઘણાંખરાં પુરાણોએ સહેજસાજ ફેરફાર સાથે લીધી છે. શ્રીમદ્ભાગવત, વાયુપુરાણ, બ્રહ્મપુરાણ, કૂર્મપુરાણ, વામનપુરાણ, પદ્મપુરાણ, શિવપુરાણ, સ્કંદપુરાણ અને મહાભારત, એમાં આ પ્રસંગ સારી રીતે ચર્ચાયો છે.[૫૧] દરેક મહાપુરાણમાં આ હકીકત થોડેઘણે અંશે દાખલ થયેલી જ છે, જેથી એમ લાગે છે કે રૂદ્રમાહાત્મ્યના પ્રસંગોમાં આ પ્રસંગ મુખ્ય હશે, જેને લઇને દરેક પુરાણે તે ગ્રહણ કર્યો હશે. તેથી જ સરસ્વતીપુરાણકારે પણ તેની નોંધ લેવી આવશ્યક માની હોય.

સર્ગ ૮ મો—રૂદ્રકોટિથી સરસ્વતી આગળ જતાં શ્રી કંઠમાં થઈ, કુરૂક્ષેત્રમાં આવે છે. અહીં પુરાણકાર કુરૂક્ષેત્રનો ઉત્પત્તિ પ્રસંગ

---

૫૧ શ્રીમદ્ભાગવત પુરાણ સ્કંધ ૪ અ. ૨ થી ૭ વાયુપુરાણ અ. ૩૦
બ્રહ્મપુરાણ અ. ૩૭ વામનપુરાણ અ. ૪–૫
પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ. ૫ ૭ શિવપુરાણ અ. ૭
મહાભારત વનપર્વ અ. ૮૨ સ્કંદપુરાણ કાશીખંડ અ. ૮૭ થી ૮૯
કેદારખંડ અ. ૧ થી ૫ પ્રભાસખંડ અ. ૧૯૯

અને પવિત્રતાનું માહાત્મ્ય, તેની આખ્યાયિકા દ્વારા સૂચવે છે. કુરૂ નામે બ્રાહ્મણ. યજ્ઞ કરવાની અભિલાષાથી ખેતી કરતો હતો. એક વખત ભગવાને ચોરનું રૂપ લઇ તેને પૂછ્યું, હે મહારાજ! આપ શું કરો છો? પણ કુરૂએ તેને કંઇ જવાબ આપ્યો નહીં, તેથી વારંવાર આ પ્રશ્ન પૂછવા લાગ્યા. આથી ચીડાઇ કુરૂએ કહ્યું કે, હું કાંટા વાવું છું, અને ચોર લોકો ઉત્પન્ન થાય તે માટે આ કાર્ય કરૂં છું. તેથી બ્રાહ્મણના વચને કરી ત્યાં કાંટા ઉગ્યા, તથા ચોર લોકોની વધુ વસ્તી થઇ, પણ પ્રભુભજનને પ્રતાપે તે સ્વર્ગમાં ગયો. ત્યારબાદ સરસ્વતીના પુનિત પ્રવાહને લઇ ને કુરૂક્ષેત્ર વધુ પવિત્ર ગણાયું.

આ કથાનકને મળતું જ આખ્યાન, થોડાક ફેરફાર સાથે મહાભારત શલ્યપર્વ અધ્યાય ૫૩ માં જણાવાયું છે. તેમાં કુરૂરાજા પૃથ્વિ ખેડે છે તે સમયે ઇંદ્ર તેની પાસે આવી, તમો શા માટે ખેતી કરો છો, એમ વારંવાર પૂછી તેનો ઉપહાસ કરે છે. પરંતુ તેના કાર્યને વધુ મહત્વનું માની, તેની અડગ શ્રદ્ધાને અનુમોદન આપી, દેવોએ કુરૂક્ષેત્રને પવિત્ર બનાવ્યું. આથી જણાય છે કે સરસ્વતી-પુરાણકારે આ આખ્યાનનું મૂળ મહાભારતમાંથી લીધું છે, પણ તેનો પ્રધાન ઉદ્દેશ સરસ્વતીની યશગાથા ગાવાનો હોઇ, સરસ્વતીથી તેની પવિત્રતા મનાઇ હોવાનું જણાવી, પોતાનું લક્ષ્યબિંદુ રજુ કર્યું છે. કુરૂક્ષેત્રનું માહાત્મ્ય અને પવિત્રતા બતાવનારા ઉલ્લેખો અનેક પુરાણોમાંથી મળી આવે છે.

ત્યાંથી સરસ્વતી વૈરાટનગર અને ગોપાયનગિરિ પાસે થઇ, અહીશેશ્વર અને જયંતિસર આગળ આવી, ગુપ્ત રીતે વહન કરી, પુષ્કરમાં આવે છે. એ જણાવતાં પુરાણકારે તેનું વિસ્તૃત માહાત્મ્ય નોંધ્યું છે. તદુપરાંત ત્યાંના જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ કુંડોનું વર્ણન પણ સારી રીતે કર્યું છે. પુષ્કરનું આવું જ માહાત્મ્યવર્ણન પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ. ૧૮ માં આવેલું છે; જેથી સરસ્વતી-

પુરાણકારે તેના આધારે અહીં દાખલ કર્યું હોય, એમ માનવાને કારણ છે.

**સર્ગ ૯ મો**—પુષ્કરમાંથી સરસ્વતી ખર્જુર વનમાં ગયાં, જ્યાં તે નંદા નામથી પ્રસિદ્ધિ પામ્યાં. સરસ્વતીનું નંદા નામ શા કારણને લઇને પડ્યું, તે જણાવતાં પુરાણકારે એક કથાપ્રસંગ રજુ કર્યો છે. પ્રભંજન રાજા એક વખત શિકાર કરવા ગયો હતો, અને એક મૃગલીને પાણી પીતી જોઈ બાણ માર્યું. બાણ વાગતાં જ મૃગલીને વાચા થઈ કે, ધર્મશાસ્ત્રના નિયમનું ઉલ્લંઘન કરી તેં મારાં બાળકોની પણ દરકાર કર્યા વગર બાણ માર્યું, માટે તું પશુ જેવો છે, જેથી વ્યાઘ્ર યોનીને ધારણ કર. શાપ સાંભળતાં જ રાજા અવિચારી કૃત્ય માટે ખિન્ન થયો, અને શાપાનુગ્રહ માટે પ્રાર્થના કરી. ત્યારે મૃગલીએ કહ્યું કે, જ્યારે તને નંદા ગાયનો સમાગમ થશે, ત્યારે તું તારા મૂળ સ્વરૂપને પામીશ. શાપના પ્રભાવે પ્રભંજન રાજા વ્યાઘ્રરૂપ બની વનમાં વિચરવા લાગ્યો, અને એક દિવસે ખર્જુર વનમાં તેણે ક્ષુધા-તૃપ્તિ માટે, નંદા નામે ગાયને પકડી. આથી ગાયે પોતાના વત્સને મળી આવવા પ્રાર્થના કરી, છતાં સિંહે તેને છોડી નહીં ત્યારે તેણે વિશ્વાસ બેસારવા માટે સિંહને કહ્યું કે, જો હું પરત ન આવું તો, અનેક મહાપાતકોની ભોક્તા થાઉં. આથી સિંહે તેને જવાની રજા આપી. તે પોતાના વત્સને મળી, કેવળ સત્યને ખાતર પાછી આવી. પશુઓમાં આવું સત્યવ્રતાચરણ જોઇ, સિંહ વિસ્મય પામ્યો અને પૂછવા લાગ્યો કે તું કોણ છે? અને મૃત્યુને ભેટવા કેમ પાછી આવી છે? આનો જવાબ આપતાં નંદા કહેવા લાગી કે મારૂં નામ નંદા છે, અને મારૂં સત્યવ્રત ખંડિત ન થાય તે માટે હું પરત આવી છું. નંદા નામ સાંભળતાં જ તે સિંહરૂપનો ત્યાગ કરી, પ્રભંજન રાજા પુનઃ પોતાના અસલ સ્વરૂપને પામ્યો. નંદાના આવા સત્યપ્રભાવથી પ્રસન્ન થઇ, ધર્મરાજા ત્યાં આવ્યા અને નંદાને સ્વર્ગમાં મોકલી, ત્યારથી તે નદીનું નામ નંદા પડ્યું, અને પવિત્ર તીર્થ તરીકે મનાયું.

નંદાનું આખ્યાન પદ્મપુરાણ સૃષ્ટિખંડ અ. ૧૮ માં આ પ્રમાણે આપવામાં આવ્યું છે. આ પુરાણકાર પણ તેને જ અનુસર્યો છે, કારણ તે અક્ષરેઅક્ષર આ આખ્યાનને ગળતું છે. એટલે બન્ને વચ્ચે નિકટનું સામ્ય છે. આથી એટલું તો સ્પષ્ટ જ છે કે, સરસ્વતીપુરાણના વિધાનકે, જુદાંજુદાં પુરાણોનાં સરસ્વતીને આનુષંગિક આખ્યાનો જોયાં છે, જેથી તે વિદ્વાન અને બહુશ્રુત હતો એટલું જ નહીં પણ આ પુરાણની રચના અનેક પુરાણોના અધ્યયન પછી થઈ હતી એમ લાગે છે. તેને લઈને જ સરસ્વતીના પ્રવાહ ઉપર આવતાં તીર્થોના આખ્યાનસંગ્રહો તેણે અનેક ઠેકાણેથી ઉદ્ધૃત કર્યા છે. આ આખ્યાનને મળતો જ પ્રસંગ, સ્કંદપુરાણ અર્બુદખંડમાં કપિલાતીર્થ માહાત્મ્યપ્રસંગે આપેલો છે.[૫૨] જેમાં ફક્ત નંદાને બદલે કપિલા, એટલો નામ માત્રનો જ ફેર છે.

ત્યાંથી આગળ મેરૂપાદમાં જતાં, મર્કટતીર્થનું માહાત્મ્ય જણાવી, તેનો કથાપ્રસંગ યોજાયો છે. મૃગકેતુ નામનો વિદ્યાધર પોતાની સ્ત્રી સુકેશી સાથે વનમાં ફરતો હતો, તેવામાં ત્યાં ભૃગુની પુત્રી દેવયાની કદુંક (દડા) વડે રમતી હતી. સુકેશીને તે દડો લેવાનું મન થયું, એટલામાં દેવયાનીના હાથમાંથી દડો પડી ગયો, એટલે વિદ્યાધરે લઇ પોતાની પ્રિયાને આપ્યો. આથી દેવયાની કોપિત થઇ, અને શાપ આપ્યો કે, મારો દડો લેનાર, વાનરયોનિને પ્રાપ્ત થાઓ. આથી વિદ્યાધરે અને તેની સ્ત્રીએ તેનો અનુગ્રહ કરવા પ્રાર્થના કરી, ત્યારે તેણે કહ્યું કે જ્યારે તે વાનર સાથે તમારો સમાગમ થશે, ત્યારે તમો બંને શાપથી મુક્ત થશો. પછી તે માનવલોકમાં વાનર થયો અને તેની સ્ત્રીએ પણ મનુષ્યલોકમાં જન્મ લીધો. તેના પિતાએ તેનું લગ્ન બીજા એક પુરૂષ સાથે કર્યું. પછી તે તેના પતિ સાથે ઘેર જવા લાગી, રસ્તામાં એક વાનરને જોઇને તેના પતિએ તીર સાધ્યું. પણ

૫૨ જુઓ. સ્કંદપુરાણ અર્બુદખંડ અ. ૨૯

તેણે તે ઝુંટવી લઈ ભાંગી નાખ્યું, છતાં પણ તે ફરીથી વાનરને મારવા તૈયાર થયો, ત્યારે તેના સુહૃદોએ રોકયો. પછી વનમાં શોધ કરીને તેને વાનરને મારી નાંખ્યો. આથી સ્ત્રીએ ઘણું જ કલ્પાંત કર્યું, અને લજ્જા તથા ભયનો ત્યાગ કરી કહ્યું કે, હું આ વાનર સિવાય જીવી શકીશ નહીં, માટે ચિતા તૈયાર કરાવો. તેના પતિએ ચિતા તૈયાર કરાવી અને તે વાનરની સાથે સહગમન કરી, બંને જણ વિદ્યાધરના સ્વરૂપને પામ્યાં. તે સમયથી અહીં મર્કટતીર્થ થયું.

આ વિદ્યાધરની કથા કોઇ પણ પુરાણમાંથી લેવામાં આવી છે કે એ પુરાણકારની સ્વતંત્ર કલ્પના છે, તે સંબંધી કંઇ જણાતું નથી. કથાસરિત્સાગર, અને અરેબીઅન નાઇટસમાં આવી કથાઓ જોવામાં આવે છે. શાપના યોગે મનુષ્યેતર યોનિને પ્રાપ્ત કર્યા પછી, ઇષ્ટજનનું સંમિલન થતાં અસલ સ્વરૂપને પ્રાપ્ત કર્યાના અનેક પ્રસંગો, પુરાણોમાંથી ઉપલબ્ધ થાય છે. આગળ જણાવેલ નંદાની કથા તેને મળતું જ પ્રતીક રજુ કરે છે. શ્રીમદ્ભાગવતમાં નૃગરાજાની કથા, અને મહાભારતનું નહુષાખ્યાન આવા જ પ્રસંગો દર્શાવે છે.[૫૩] સરસ્વતી-પુરાણનું આ આખ્યાન મોટે ભાગે કોઇ પુરાણના આધારે જ મૂકાયાનું જણાય છે.

મર્કટતીર્થથી આગળ આરાસણની ઉત્પત્તિમાં, તંડમુનિ અને વિષ્ણુનો સંવાદ આવેલો છે. એક વખત ભગવાન શ્રીકૃષ્ણ નરદેહ ધારણ કરી, અહીં તપ કરતા તંડિમુનિ પાસે આવ્યા. મુનિવરે તેમને ઓળખી લીધા, અને બેસવા આસન આપી, અર્ઘ્યપાદ્ય વડે યજન કરી, આગમનનું કારણ પૂછ્યું. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે પુત્રપ્રાપ્તિ માટે ઉપાય પૂછ્યો. તંડિએ તે જણાવતાં રૂદ્રનું આરાધન કરવા કહ્યું, આથી કૃષ્ણે બદરીકાશ્રમમાં જઇ રૂદ્રારાધન કરી, પુત્રપ્રાપ્તિ માટે

૫૩ શ્રીમદ્ભાગવત દશમ સ્કંધ. અ. ૬૪
મહાભારત વનપર્વ અ. ૧૯૯

વર મેળવ્યો. તંડિમુનિએ ભગવાન કૃષ્ણને આસન આપ્યું, તેથી આ પર્વતનું નામ આરાસણ પડયું.

વિષ્ણુ ભગવાને પુત્રપ્રાપ્તિ માટે રૂદ્રનું આરાધન કર્યું હતું, તેની હકીકત લિંગપુરાણ, શિવપુરાણ, હરિવંશપુરાણ અને મહાભારત, એમાંથી મળી આવે છે.[૫૪] તે આખ્યાયિકાને અહીં બંધબેસતી કરી, આરાસણ તીર્થોત્પત્તિનું માહાત્મ્ય જણાવાયું છે. ફક્ત જુદાંજુદાં પુરાણોમાં કેટલેક ઠેકાણે તંડિને બદલે તેના શિષ્ય ઉપમન્યુનું નામ આપેલું છે. આથી જણાય છે કે, પ્રસંગની નવીનતા દર્શાવવા પુરાણકારે, શિષ્યને બદલે ગુરૂનું નામ ગોઠવી દીધું હોય તે સંભવિત છે.

**સર્ગ ૧૦ મો**—આરાસણમાંથી સરસ્વતી, ગોલાંગુલ વગેરે સ્થાનો પાસે માતૃતીર્થમાં આવતાં, પુરાણકારે કર્ણમોટી પ્રસંગે અંધકાસુર અને મુંડાસુરના નાશની હકીકત આપી, માતૃગણોનું ઉત્પત્તિવિધાન જણાવ્યું છે. પૂર્વે આ સ્થળે એક અંધકેતી નામનો દાનવ હતો, તે બહુ પાપીષ્ઠ હોઈ શિવજી પાસે ગયો, અને તેમને મુદ્દગર મારી કહેવા લાગ્યો કે, હું આપની પાસે યુદ્ધ માગવા આવ્યો છું. આથી મહાદેવે તેને ત્રિશૂળ માર્યું, જેથી તેના શરીરમાંથી રક્તપાત થયો અને તેમાંથી મુંડાસુર વગેરે અનેક રાક્ષસગણો ઉત્પન્ન થયા. આમ વિપરીત થતાં, શિવે તેના રૂધિરનું પાન કરવા માતૃગણોને ઉત્પન્ન કર્યાં, જેથી તે રક્તમાંથી અન્ય રાક્ષસો થવા પામ્યા નહીં. પણ અંધકાસુર દેવતાઓને ઘણોજ ત્રાસ આપવા લાગ્યો. તેથી દેવોએ રૂદ્રનું આરાધન કર્યું, ત્યારે રૂદ્રે પોતાનો કર્ણ ( કાન ) ખેંચી, એક ગણને ઉત્પન્ન કર્યો, જેનું નામ કર્ણમોટી રાખ્યું, અને તેને અંધકાસુરનો નાશ કરવા આજ્ઞા કરી. આ ગણનું મોઢું ગુફા જેવું

---

૫૪ લિંગપુરાણ પૂર્વાર્ધ અ. ૧૦૮ શિવપુરાણ જ્ઞાનસંહિતા અ. ૬૮ હરિવંશપુરાણ ભવિષ્યપર્વ અ. ૭૬ મહાભારત અનુશા. પર્વ અ. ૧૪

પહોળું હતું તેથી, તે અંધકાસુર વગેરે બધા દાનવોનું ભક્ષણ કરી ગયો, અને રાક્ષસોનો નાશ કર્યો. જે સ્થાને રૂદ્રે માતૃઓને ઉત્પન્ન કરી, તે માતૃતીર્થ થયું, અને તેમના પ્રભાવે પવિત્ર મનાયું. પુરાણકારે, તેની ફલશ્રુતિમાં, લગ્નાદિ કાર્યો વખતે આ માતૃઓનાં પૂજન કરવાનું ભારપૂર્વક જણાવ્યું છે.

આ આખ્યાન લગભગ મત્સ્યપુરાણના અંધકાસુરવધકથાપ્રસંગને મળતું જ છે, ફક્ત તેમાં થોડોક ફેરફાર થયેલો છે. અંધકાસુર પાર્વતીનું હરણ કરવા કૈલાસમાં જાય છે તે સમયે, મહાદેવ તેને ત્રિશૂળ મારે છે. જેથી રકતસ્રાવ થઈ, અનેક અંધકો ઉત્પન્ન થાય છે, પણ માતૃગણો ઉત્પન્ન કરી, તેમના દ્વારા અંધકોનો નાશ કરવાથી, અંધકાસુર દીન વાણી વડે રૂદ્રારાધન કરી તેમને પ્રસન્ન કરે છે. જેથી શિવ તેને પોતાની પાસે રાખી, અનુચર બનાવે છે, એમ મત્સ્યોકત અંધકાસુર આખ્યાનમાં જણાવ્યું છે.[૫૫] સરસ્વતીપુરાણના આખ્યાનમાં કર્ણમોટીથી અંધકાસુરનો નાશ થયાનું સૂચવાયું છે, જે ઉપર્યુકત કથા પ્રસંગથી જુદું પડે છે. પરંતુ બીજી હકીકત મત્સ્યને અનુસરે છે. પુરાણકારે માતૃતીર્થની મહત્તા વધારવા, માતૃઓ દ્વારા અંધકોનો નાશ નોંધ્યો છે, જે પ્રસંગાનુરૂપ સંયોજના કરી હોવાનું લાગે છે. પણ તટસ્થ દૃષ્ટિએ જોતાં, આ પ્રસંગનાં મૂળ તત્ત્વો, મત્સ્યપુરાણના અંધકાસુર આખ્યાનને અવલંબિત હોવાનું જણાય છે.

ત્યારપછી ત્યાંથી નજદીકમાં અનરક તીર્થવર્ણન પ્રસંગે, સોમશર્માનું આખ્યાન આપેલું છે. સોમશર્મા નામનો એક દરિદ્રી બ્રાહ્મણ હતો, તેની સ્રીનું નામ દમની હતું. બન્ને જણ પ્રભુપરાયણ રહેતાં અને પોતાના એકના એક પુત્રનું લાલનપાલન કરી, દિવસ નિર્ગમન કરતાં હતાં. એક વખત સોમશર્મા વનમાં જઈ, લાકડાં કાપી, માથે

---

૫૫ મત્સ્યપુરાણ અ. ૧૭૯

ભારો લઇ ઘેર આવ્યો, અને ઘણો ભાર લાગ્યાથી ઉતાવળ કરી ભારો નાંખ્યો. તેનો ઘોર શબ્દ થયો, અને તે મહાશબ્દથી તેનો બાલક ચમકીને મરણ પામ્યો. ઘરમાં જઇ દમનીએ જોયું તો પુત્ર મૃત્યુ પામેલો જણાયો. આથી તે દંપતી ઘણોજ શોક કરવા લાગ્યાં. પછી છોકરાના મરણને કેટલોક વખત થયા બાદ એક વખત રાત્રે સોમશર્મા ઉંઘતો હતો ત્યારે, તેની સ્ત્રી દમનીએ તેના મુખમાં અનેક કીડા ખદબદતા જોયા અને બાળહત્યાને લઇને તેના શરીરમાંથી દુર્ગંધ નીકળવા લાગી. બીજે દિવસે તેણે પતિને તે વાત કરી. આથી તે સ્નાન કરવા સરસ્વતી ઉપર ગયો. ત્યાં અગાડી તેણે સ્નાન કર્યું, તેથી તે શુદ્ધ અને પવિત્ર થયો એટલું જ નહીં પણ, તેને લાગેલી બાળહત્યા નાશ પામી. પછી આ અનરક તીર્થનું માહાત્મ્ય જાણી તે ઘણો પ્રસન્ન થયો અને તે સમયથી અનરક તીર્થનો પ્રભાવ વધ્યો.

આવા પ્રસંગો પુરાણોમાં કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવે છે. તદુપરાંત પંચતંત્ર, હિતોપદેશ અને સાધારણ વાર્તાસાહિત્યમાં, સાહસકર્મથી થતા ગેરલાભો દર્શાવવા આવા પ્રસંગો યોજાયલા હોય છે. અનરકતીર્થ અને તેનું માહાત્મ્ય પુરાણકારે, મહાભારતને અનુસરીને જ આપ્યું છે. બ્રહ્મહત્યાથી શરીરમાં દુર્ગંધ છૂટે, તેમજ તેથી મલિનતા પ્રાપ્ત થયાના અનેક પ્રસંગો પુરાણોમાંથી મળી આવે છે. શ્રીમદ્ભાગવતમાં બ્રહ્મહત્યાને મલિન ચાંડાલિની જેવી, અને દુર્ગંધયુકત હોવાનું જણાવ્યું છે.[૫૬]

---

૫૬ तां ददर्शानुधावन्ति चांडालीमिव रुपिणीम् ।
जरया वेपमानाङ्गी यक्ष्मग्रस्तामसृक्पटाम् ॥ १२ ॥
विकीर्य पलितां केशां स्तिष्ठ स्तिष्ठेति भाषिणीम् ।
मनगंध्यसुगंधेन कुर्वंती मार्गदूषणम् ॥ १३ ॥
श्रीमद्भा. स्कंद ६ अ. १३

**સર્ગ ૧૧ મો**—ઉપર્યુક્ત અનરકતીર્થ પ્રસંગવર્ણનમાં પુરાણકારે નોંધ્યું છે કે, તેના પતિએ બેદરકારીથી ભારો નાંખવાથી, મહાશબ્દના યોગે તેનો પુત્ર મરણ પામ્યો. તેથી તેને પતિ ઉપર ક્રોધ થયો, પણ પતિદ્રોહના મહાપાતકથી બચવા, તેણે સોમશર્માનો ત્યાગ કર્યો નહીં, કારણ પતિદ્રોહ કરવાથી ધારા શિલારૂપ બની ગઇ હતી. તે વસ્તુના અનુસંધાનમાં ધારાએ પતિદ્રોહ શા કારણથી કર્યો હતો, તે કેમ શિલા થઇ હતી તે આખુંયે કથાનક પુરાણકારે અહીં આપ્યું છે.

દક્ષિણાપથમાં વટપદ્રક નામે શહેરમાં બળભદ્ર નામનો એક ધાર્મિક અને વીર પુરૂષ રહેતો હતો. તે આખાય શહેરનું રક્ષણ કરતો, એવો બલિષ્ઠ અને કુલિન હતો. તેની સ્ત્રીનું નામ લક્ષ્મી હતું, જે પવિત્ર અને સદાચરણી હતી. તેને રેવતી, કપર્દી અને ભાનુરાજ એમ ત્રણ પુત્રો હતા. કાળે કરી તે અને તેની પત્ની મરણ પામ્યાં. ત્યારબાદ એક વખત દેશમાં ભયંકર દુષ્કાળ પડયો, તેમાં અનેક મનુષ્યો અને પ્રાણીઓ પંચત્વ પામ્યાં. તેનો ભંડાર પણ ખાલી થયો, ત્યારે તે ત્રણ પુત્રોએ પોતાની સ્ત્રીઓ સહિત વનમાં જઈ નિવાસ કર્યો. તેમની સ્ત્રીઓનાં નામ અનુક્રમે ધરણી, ધારિણી અને ધારા હતાં. તે બધાં વનમાં ફળ, મૂળ અને માંસ વડે પોતાનો નિર્વાહ કરતાં હતાં, તેવામાં વનમાં પણ દાવાનળ સળગ્યો, જેથી કંઇ પણ ખાવા રહ્યું નહીં ત્યારે રેવતે કહ્યું કે, આપત્કાળમાં ગમે તે ઉપાયે પણ દેહનું રક્ષણ કરવું; માટે આ સ્ત્રીઓને મારીને આપણે આપણા શરીરને બચાવવાં, તેમાં ધર્મશાસ્ત્રનો બાધ નથી. એમ કહી પહેલાં તેણે પોતાની સ્ત્રી ધરણીને મારી નાંખી, ને તેના માંસના પાંચ ભાગ કર્યા. આથી સાત દિવસ ગુજરાન ચાલ્યું. પછી તે જ પ્રમાણે કપર્દીની સ્ત્રી ધારિણીને પણ મારી નાંખી, તેના ચાર ભાગ કરી નિર્વાહ કર્યો. ત્યારબાદ ભાનુરાજની સ્ત્રી ધારાનો વારો આવ્યો. ત્યારે બન્ને જણે

વિચાર્યું કે, નિરર્થક પ્રાણ ખોવા કરતાં જો અહીંથી નાસી છૂટીએ તો આ મહાદુઃખમાંથી ઉગરી શકાય, એમ નક્કી કરી પતિપત્ની બન્ને જણ નાસી છૂટયાં અને એક મહાવનમાં જઈ ચઢયાં. ત્યાં ફળ મૂળ વગેરે સાધન હોવાથી, ત્યાં જ રહેવાનો વિચાર કર્યો અને ધારાને ત્યાં મૂકી, કૂપ નજરે પડતાં પાણી માટે તે કૂવા ઉપર ગયો. ત્યાં ઘડો અને દોરડું મૂકેલાં જ હતાં, તે વડે તેણે પાણી કાઢવા માંડયું ત્યારે, "મને પાણી પાઓ" એવા શબ્દો નજીકમાંથી સાંભળતાં, પાણી કહાડી તે શબ્દ આવતા સ્થાને ગયો, તો ત્યાં એક રકતકોઢવાળો માણસ જોયો, અને પાણી પાયું. પાણી પીતાં જ તે શાન્ત થયો અને આશીર્વાદ આપવા લાગ્યો. ભાનુરાજને દયા આવી, અને તેને પોતાની પર્ણકુટીમાં રાખ્યો. વળી તેની યથાશકિત સેવા કરવા પણ સ્ત્રીને કહ્યું. કેટલેક સમયે તે પતિયો સારો થયો. ભાનુરાજ અને તેની સ્ત્રી આ પતિયાને બંધુરાજ કહી બોલાવતાં હતાં, કારણ ભાનુરાજ તેને પોતાના બંધુસમાન ગણતો. એક વખત ભાનુરાજ વનમાં ગયો, ત્યારે ધારાએ વિહ્વળ થઈ બંધુરાજ સાથે જારકર્મ કર્યું. આમ ઘણો વખત સુધી ધારાએ બંધુરાજ સાથે જારકર્મ ચાલુ રાખ્યું, અને પતિનો ઘાત કરવા વિચાર કર્યો. એક વખત ભાનુરાજ વનમાંથી આવ્યો, એટલે ધારાએ તેને પાણી લાવવા કહ્યું, આથી તે પાણી લેવા કૂવા ઉપર ગયો, ત્યારે ધારા તેની પાછળ ગઇ ને તેને ધક્કો મારી કૂવામાં નાંખ્યો, અને હર્ષ પામતી બંધુરાજ પાસે જઇ બધી હકીકત સંભળાવી. આથી બંધુરાજે તેને ઘણોજ ધિક્કાર આપ્યો અને તિરસ્કારયુકત વચનો કહ્યાં. પછી ધારાએ એક લાકડાના પાંજરામાં બંધુરાજને બેસાર્યો, અને પાંજરૂં માથે મૂકી વીરવર્મા રાજાના નંદીપુર નગરમાં ગઇ. લોકો જ્યારે તેને પૂછવા લાગ્યા ત્યારે તેણે કહ્યું કે, આ રકત-પીતવાળો મારો પતિ છે, અને તેમની સેવા કરવાનો મારો ધર્મ છે, તેથી આ પાંજરામાં ઘાલી એક ગામથી બીજે ગામ લઈ જાઉં છું. એમ કહી, પોતે પતિવ્રતા હોવાનો ડોળ કરવા લાગી. આ વાત

નગરમાં ફેલાતાં નગરજનો તેને જોવા માટે આવવા માંડયાં, અને ધાન્ય વસ્ત્ર વગેરે આપી તેનો નિર્વાહ ચલાવવા લાગ્યાં.

એક વખત આ નગરનો રાજા પણ તેની કીર્તિ સાંભળી તેને જોવા ગયો, અને તેનો સઘળો વૃત્તાન્ત સાંભળવા ઇચ્છા જણાવી.

આ બાજુ ભાનુરાજને કોઇ દયાળુ માણસે કૂવામાંથી કાઢયો, તે ફરતો ફરતો વીરવર્માના જ નગરમાં આવી ચડયો, અને પતિવ્રતાની કીર્તિ સાંભળી તેને જોવા ગયો, તો ત્યાં પોતાની સ્ત્રી ધારાને જ જોઈ! તેને પ્રથમ તો ક્રોધ ચડયો, પણ પોતાનો આવેશ દબાવી, આગળ શું થાય છે તે જાણવા કાંઈ પણ ન બોલતાં શાન્ત રહ્યો.

જ્યારે ધારાએ વીરવર્માને તેની જીવનકથા કહી તે સમયે, ભાનુરાજ ત્યાં જ ઉભો હતો. તેને જોઇને ધારા તેનો દ્રોહ કરી કહેવા લાગી કે, "હે રાજન્! હું પતિવ્રતા સ્ત્રી છું, મારા આ રક્તપીત્તવાળા સ્વામી પહેલાં નિરોગી હતા, પણ કર્મના યોગે તેમની આવી દુઃખદ સ્થિતિ થઇ છે, જે અહીં ઉભેલા પેલા ઘાતકી માણસને લઇને જ બન્યું છે." આથી વીરવર્માએ ભાનુરાજને પાસે બોલાવી, તેમની દુર્દશા શા માટે કરી તે વિષે પૂછવા લાગ્યો.

પછી ભાનુરાજે કહ્યું કે, આ મારી સ્ત્રી છે. એ જારકર્મ કરનારી તેમજ અસત્યવાદિની દુષ્ટા છે, માટે હું મારૂં સમગ્ર વૃત્તાન્ત પહેલાં કહું છું તે સાંભળો. એમ કહી તેણે બનેલી હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. ભાનુરાજનું કથન સાંભળી રાજાએ તેને કહ્યું કે, તમારી સત્ય હકીકત માટે કંઈ પૂરાવો છે ? ત્યારે ભાનુરાજે પતિયાને પૂછવા જણાવ્યું.

રાજાએ પતિયાને બધી વાત પૂછતાં, ભાનુરાજનું કથન સત્ય ઠર્યું. તે સમયે ભાનુરાજે પણ વિશેષમાં કહ્યું કે, જો મારૂં કથન સત્ય

હોય તો, મેં આ સ્રીને આપેલ મારૂં અર્ધજીવીત મને પાછું મળજો, એટલું જ નહીં પણ તે શિલારૂપ થાઓ. આ સાંભળતાં જ ધારા શિલારૂપ બની ગઇ, અને પતિયો સત્ય બોલ્યો તેથી, તેનો રક્તપીત્તનો રોગ નાશ પામ્યો. ત્યારપછી સ્વામીભક્તિ અને પાતિવ્રત્યપાલનનું માહાત્મ્ય વર્ણવાયું છે.

પતિદ્રોહથી, યા જારકર્મથી, અનેક દુઃખો પડયાના પ્રસંગો પુરાણ અને લોકવાર્તામાંથી જોઇએ એટલા મળી આવે છે. રામાયણમાં પણ ઋષિરાજ ગૌતમની પત્ની અહલ્યા જારકર્મના યોગે શિલારૂપ થયાનું જણાવાયું છે, જે સુપ્રસિદ્ધ છે. (જુઓ. વા. રા. બા. કાં. અ. ૪૮-૪૯) જારલુબ્ધક સ્રીઓ પતિનું અનિષ્ટ કરવા સહેજ પણ સંકોચ રાખતી નથી, તેવાં વધુ પ્રમાણો અહીં આપી, તેનું પિષ્ટપેષણ કરવાનું ઉચિત નહીં લાગ્યાથી તે બધાં આપ્યાં નથી. પુરાણકારે પતિદ્રોહ અને તેથી થતા કર્મવિપાકનું તાદૃશ ચિત્ર ખડું કરવા, અનરકતીર્થ સાથે પતિ-માહાત્મ્યનો ઠીક પ્રસંગ યોજ્યો છે.

**સર્ગ ૧૨ મો**—અનરકતીર્થ છોડયા પછી સરસ્વતી મોક્ષેશ્વર, સંગમેશ્વર, અંડવેશ્વર વગેરે અનેક સ્થાનોમાં થઇ, શ્રીસ્થળ આગળ આવતાં પ્રાચીમાધવનું માહાત્મ્ય જણાવી, વૃકીમોક્ષનું ઉપાખ્યાન વર્ણવાયું છે. પૂર્વે કોઈ પાંડુરક નામના વ્યાધે, વનમાં એક વૃકીને બાણ માર્યું. ઘાયલ થયેલ વૃકી જલેચ્છાથી તેની શોધ કરતી સરસ્વતી ઉપર ગઈ, અને અહીં જળમાં પડી મરણ પામી. તેથી સ્થાનના પુણ્યપ્રભાવે તેને સ્વર્ગમાં લઇ જવા વિમાન આવ્યું, અને નાના પ્રકારનાં દેવદુંદુભિ વાગવા લાગ્યાં, તે વૈમાનમાં બેસી વૃકી સ્વર્ગમાં ગઈ. આ સ્થાનના પુણ્યપ્રભાવના યોગે વૃકીમોક્ષની હકીકત જાણી, તેમજ દુંદુભિનો નાદ સાંભળી, ત્યાં તપ કરતા ઋષિવરો આશ્ચર્ય પામ્યા. તે સમયથી પ્રાચીમાધવ તીર્થનું મહત્ત્વ વધુ ગણાયું. તીર્થમાહાત્મ્યોમાં આવાં વર્ણનો ખાસ જોડવામાં આવે છે, જે તે તે તીર્થનું મહત્ત્વ વધારે

છે. આ ઉદ્દેશ ધ્યાનમાં લઈ સરસ્વતીપુરાણકારે પણ તેવું સર્જન અહીં રજુ કર્યું છે.

અહીં સિદ્ધવટ પાસે મહાલય તીર્થનો ઉલ્લેખ કરતાં, તેનું માહાત્મ્યવર્ણન વર્ણવી, બર્બરકનું આખ્યાન મૂકાયું છે. પૂર્વે હિરણ્યપાદ નામનો દાનવ અહીં બીલ (ગુફા) બનાવી રહેતો હતો, અને દેવ લોકોને વધુ ત્રાસ આપી રંજાડતો. તેમની સ્તુતિ સાંભળી વિષ્ણુએ તે દાનવ ઉપર કુંભકુક્ષી પર્વત નાંખ્યો, તેને લઈને તેનાં હાડકાં ભાંગી ગયાં, અને ઘણું જ લોહી નીકળવા માંડયું. તે સમયે હિરણ્યપાદે મોટો અવાજ કર્યો, જેમાંથી મહારવ નામે એક પુરૂષ થયો. હિરણ્યપાદ નાશ પામ્યો, અને મહારવ ભયનો માર્યો લંકામાં ગયો, ત્યાં પૌલસ્ત્યે તેને સાંત્વન કરી ખરપુત્ર મકરાક્ષસની કન્યા જૃંભિકા પરણાવી, તેનાથી તેને બર્બરક નામે પુત્ર થયો. બર્બરક મોટો થતાં તેણે માતા પાસેથી પૂર્વવૃત્તાન્ત સાંભળ્યો. અને ક્રોધિત થઇ વેર લેવા ફરીથી સિદ્ધપુર પાસે આવી, ત્યાંના જનસમાજને ત્રાસ આપવા માંડયો. આમ પોતાનો પુત્ર દુરાચારી જોઈ, મહારવે રૂદ્ર ભગવાનનું તપ કર્યું, અને પુત્રને વશ કરવા વરદાન માંગ્યું. આથી રૂદ્રસ્વરૂપી મહાલય ભગવાને, જાતે આવી વરદાન આપ્યું કે, તારા પુત્રને અહીં મારો એક ભક્ત આવી વશ કરશે, એમ કહી પોતે અંતર્ધ્યાન થયા.

પુરાણકારે રજુ કરેલ આ પૌરાણિક આખ્યાયિકા એક ઐતિહાસિક પ્રસંગનું સાચું પ્રતીક છે. તેની પાછળ ઇતિહાસનો સૂક્ષ્મઆત્મા ઝળકી રહ્યો છે. બર્બરક એ એક ઐતિહાસિક વ્યક્તિ છે, અને સિદ્ધરાજે તેને હરાવી, વશવર્તિ બનાવ્યો હતો, એ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. પુરાણકારે તે ઐતિહાસિક સત્યને પૌરાણિક ઠરાવવા હળવો પ્રયત્ન કર્યો છે, અને તેમ કરી ઐતિહાસિક તત્ત્વને જાળવી રાખવામાં ઠીકઠીક સફળતા મેળવી છે. બર્બરકનું વિસ્તૃત વિવેચન આ આખ્યાયિકાને અનુલક્ષી આગળ ઐતિહાસિક અનુશીલનમાં કરવામાં આવ્યું છે, જેથી તે ચર્ચાને

અહીં સમેટી લઈ, ત્યાંનાં તીર્થો અને તેને લગતા કથાસાહિત્ય તરફ વળીશું.

સિદ્ધપુર આગળનું મહાલય તીર્થ પ્રાચીન તીર્થ છે, મહાભારત અને સ્કંદપુરાણમાં પણ તેના ઉલ્લેખો છે, પરંતુ તે હાલના સિદ્ધપુર પાસે જે બતાવાય છે, તે નહીં હોતાં સિદ્ધવટ પાસે હોવાનું જણાય છે. સિદ્ધવટ સિદ્ધપુરથી દોઢ માઈલ દૂર બીલિયા ગામની નજદીકમાં છે, અને મહાલય પણ ત્યાં હશે, એમ પુરાણકથન અનુસાર જણાય છે. આથી હાલનો હીંગલાજ તરફથી આવતો પ્રવાહ, પ્રાચીન કાળમાં બીલિયા ગામની નજદીકમાં જઈ, સિદ્ધપુર પાસે આવતો હતો એમ લાગે છે. આ અનુમાનને સિદ્ધવટ પાસેનો રેતાળપ્રદેશ પુષ્ટિ આપે છે. ઉપર્યુક્ત અનુમાન પ્રમાણે હાલનો સિદ્ધપુર નજીકનો સરસ્વતીપ્રવાહ, પ્રાચીન કાળમાં સહેજ દૂર વહેતો, એમ અનુમાન જાય છે. સિદ્ધપુર પાસે પુરાણકારે પિંડતારક, વાલખિલ્યાશ્રમ, અને વાલખિલ્યેશ્વરનાં સ્થાનો બતાવ્યાં છે, આ બધાં સ્થાનો આનર્તપુર (હાલના વડનગર) પાસે હોવાનું નાગરખંડ જણાવે છે.[૫૭]

**સર્ગ ૧૩ મો**—સિદ્ધપુરથી આગળ ચાલતાં, એકદ્વાર તીર્થ પ્રસંગે તેનું માહાત્મ્ય દર્શાવવા, કુશકેતુનું ઉપાખ્યાન આપેલું છે. પૂર્વે એક કુશકેતુ નામનો બળવાન રાજા હતો. તેને ધનકેતુ નામે પરમ ધાર્મિક, અને મહાદાની પુત્ર હતો. રાજાએ પોતાના સર્વ રાજ્યકાર્યની વ્યવસ્થા, ધનકેતુને સોંપી હતી. તેના દાનીપણાની કીર્તિ વધુ ને વધુ ફેલાવા માંડી. તેની પાસે એક બળવાન્ રિપુમર્દન નામે હાથી હતો. એક વખત નજદીકના રાજાએ તેનો હાથી, દાનમાં માગી લાવવા એક બ્રાહ્મણને કહ્યું. આથી તે બ્રાહ્મણે ધનકેતુ પાસે આવી, રિપુમર્દન હાથીની યાચના કરી. ત્યારે કંઈપણ આનાકાની કર્યા સિવાય

---

૫૭ સ્કંદપુરાણ નાગરખંડ અ. ૨૧ તથા ૭૯

તેણે તે હાથી આપી દીધો. આ વાત તેના પિતાના જાણવામાં આવતાં, પોતાના પ્રધાન શુદ્ધબુદ્ધિને બોલાવી, પુત્રના આવા વર્તન માટે વિચાર કર્યો. અને રાજપુરોહિતના કહેવા પ્રમાણે, તે બ્રાહ્મણને નિષ્ક્રય આપી તે હાથી ખરીદી લીધો. પોતાનો પુત્ર આવું દાનીપણું ચાલુ રાખશે તો રાજ્ય ભયમાં આવી પડશે, એમ સમજી ધનકેતુને ચાલ્યા જવા હુકમ કર્યો. પિતાની આજ્ઞા થતાં જ ધનકેતુ રથ જોડાવી, તેમાં સ્ત્રી તથા બે પુત્રોને બેસાડી વનમાં ગયો. ધનલોભી બ્રાહ્મણોએ તેનો રથ તથા ઘોડા માગી લેતાં, પુત્રોને ખભા ઉપર બેસાડી, આગળ ચાલ્યો, અને વનમાં એક જળાશય સમિપમાં નિવાસ કરી, પ્રભુભજન કરવા લાગ્યો.

આ વનમાં એક કપિલ નામના મહર્ષિ રહેતા હતા. તેમની સ્ત્રીને દાસીની જરૂરત હોવાથી, ઋષિએ ધનકેતુ પાસે માગણી કરી. ત્યારે ધનકેતુએ કહ્યું કે મારી પાસે દાસી નથી, પણ આ મારા બે પુત્રોને લઈ જાઓ, તે તમારૂં કામકાજ કરશે. મારી સ્ત્રી હાલમાં બહાર ગઈ છે, તે આવે એટલે આ પુત્રોને લઈ જજો. છતાં તેની રાહ જોયા વગર, ઋષિ છોકરાઓને લઈ ચાલ્યા ગયા. તેના ગયા પછી ધનકેતુની સ્ત્રીએ આવી પુત્રોને જોયા નહીં, તેથી રૂદન કરવા લાગી. પણ તેના પતિએ તેને ધર્મવાર્તા કહી, આશ્વાસન આપ્યું. આ ઋષિ, પુત્રોને લઈ શહેરમાં વેચવા ગયા, ત્યાં ધનકેતુના પિતા કુશકેતુએ, કોઈ કુળવાનના પુત્રો ધારી, ખરીદી લીધા, અને તેની પાસેથી સઘળો વૃત્તાન્ત જાણતાં, પોતાના પૌત્રો જાણી આનંદ થયો. તેનું મહાદાનીપણું જાણી, ધર્મરાજાએ ઋષિનો વેશ ધારણ કરી, તેની પાસે આવી, સ્ત્રી આપવા માગણી કરી. આથી કંઈ પણ વિચાર કર્યા વગર ધનકેતુએ સ્ત્રીને દાનમાં આપી. આવું મહાવ્રત જોઈ ધર્મ પ્રસન્ન થયા, દેવદુંદુભિ વાગવા માંડયાં અને દેવરાજ ઈંદ્ર ત્યાં આવ્યો. ધનકેતુએ તેમનું સ્વાગત કર્યું. પછી ઇંદ્રે તેને સ્વર્ગમાં લઇ જવા કહેતાં, તેણે પોતાના પિતા,

સૈન્ય અને બાંધવોસહ આવવા માગણી કરી, તેથી ઈંદ્રરાજ ધનકેતુને તેના પરિવાર સહ સ્વર્ગમાં લઇ ગયા. તેણે સરસ્વતીના તીર પર જ્યાં નિવાસ કર્યો હતો, તે એકદ્વાર નામે તીર્થ થયું, અને પવિત્ર મનાયું.

આ આખોએ કથાપ્રસંગ, દાન અને તપપ્રભાવનું વર્ણન કરનારો છે. અતિદાતાપણું કેટલીક વખત કફોડી સ્થિતિમાં લાવી મૂકે છે, તેનો તાદૃશ ચિતાર આ આખ્યાન રજુ કરે છે. વામન અવતાર ધારણ કરી, વિષ્ણુએ મહાદાનેશ્વરી બળીને આમ જ પાતાળમાં સ્થાન આપ્યું હતું.

સત્યને કારણ હરિશ્ચંદ્રે દારૂણ દુઃખ વેઠયું હતું. આ કથાપ્રસંગ પણ લગભગ હરિશ્ચંદ્રાખ્યાનને અનુરૂપ જ છે. તેમાં વિશ્વામિત્ર લ્હેણા માટે તેનાં સ્ત્રીપુત્રોને વેચે છે, જ્યારે સરસ્વતીપુરાણકાર અહીં તે દાનમાં આપ્યાનું જણાવે છે. પરન્તુ બન્નેનું સર્જન એકસરખું જ છે. આવાં આખ્યાનો પુરાણાન્તરોમાં તપ, વ્રત, અને દાનનો મહિમા વધારવા મૂકવામાં આવે છે, તે પ્રમાણે એકદ્વાર તીર્થનું મહત્ત્વ વધારવા, કોઇ પુરાણના આધારે ઘટતો ફેરફાર કરી, આ આખ્યાન અહીં બંધબેસતું કર્યું છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

સર્ગ ૧૪ મો—સિદ્ધપુરથી સરસ્વતી વટેશ્વર આગળ થઇ, મુંડીશ્વર પાસે આવે છે. અહીં પુરાણકારે મુંડીશ્વરનું માહાત્મ્ય દર્શાવતું આખ્યાન આપ્યું છે.

પૂર્વે લુબ્ધક નામનો એક પારધી અહીં રહેતો હતો, તે હિંસા કરી, ઉદરપોષણ ચલાવતો. ઘણે કાળે તે મૃત્યુ પામ્યો, અને તેનું શરીર ગીધ વગેરે ખાઇ ગયાં, પણ ખોપરી પડી હતી. તે મુંડી નામના ઋષિના હાથમાં આવતાં, ઋષિએ તેને શૌચ માટે પાણી લઇ જવા રાખી, અને તેઓ રાત્રિએ તેમાં સરસ્વતીનું જળ ભરી મૂકતા હતા.

એક વખત સોમશર્મા નામનો વટેમાર્ગુ બ્રાહ્મણ, વિસામો ખાવા મુંડીના આશ્રમ પાસે વડ તળે બેઠો. તેણે ઉંચે નજર કરતાં વડની ડાળે એક મોટો કાચંડો ઉંધે માથે લટકતો જોયો. રાત્રિ પડી ગઈ હતી, એટલે તે વડ તળે જ સુઈ રહ્યો. થોડી વારે ત્યાં અગાડી એક મોટું સૈન્ય આવ્યું, અને શંખભેરિના નાદ થવા લાગ્યા. વળી સૈન્યમાં હાથી, ઘોડા, પદાતી વગેરે જોઈ, તે વિસ્મય પામ્યો, અને શું થાય છે તે જોવા લાગ્યો. સૈન્ય પાસે આવ્યું, એટલે તેમાંથી એક બળવાન ખડ્ગધારી પ્રતિહાર આગળ આવ્યો, અને વડ તળે સુંદર શય્યા પાથરી, પેલા કૃકલાસ ( કાચંડા )ને તેમાં સુવાડયો. શય્યામાં સુવાડતાં જ તે દિવ્ય પુરૂષ થઇ ગયો, અને પ્રતિહારને કહેવા લાગ્યો કે, મારે માટે જે સાહિત્ય છે, તેવું જ સુખસાધન આ બ્રાહ્મણને આપો. આથી પ્રતિહારે બ્રાહ્મણને પણ સુખશય્યા પાથરી, તેમાં સુવાડયો. સવાર પડતાં જ આ બધું નાશ પામેલું જોઇ, પેલો બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો, અને કૃકલાસને તેનું કારણ પૂછ્યું. ત્યારે તે કહેવા લાગ્યો કે પૂર્વે હું લુબ્ધક નામે પારધી હતો, અને કાળે કરી મૃત્યુ પામ્યો. મારૂં શરીર તો કૂતરા અને ગીધ લઇ ગયાં, પણ મારી ખોપરી મુંડી નામના ઋષિએ શૌચકાર્ય માટે જળ લઈ જવા રાખી છે. તે ઋષિ રોજ રાત્રે તેમાં સરસ્વતીનું જળ ભરી રાખે છે, તે પવિત્ર જળના પ્રભાવે મને આ મહાસુખ મળે છે, પણ દિવસે તે ખાલી થતાં પૂર્વકર્મના યોગે, મારે આ યોનિમાં રહેવું પડે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! મારૂં કલ્યાણ કરવા તે ખોપરી તેમની પાસેથી લઇ, સરસ્વતીમાં નાંખો, જેથી મારો ઉદ્ધાર થશે. પછી તે બ્રાહ્મણે મુંડીને મળી, ખોપરી સરસ્વતીમાં નાંખી દીધી, જેથી લુબ્ધક વ્યાધ સદ્ગતિને પામી સ્વર્ગમાં ગયો.

આવી જ કથા ગરૂડપુરાણ સારોદ્ધારમાં આવેલી છે, અને તેમાં પણ પાપી પારધીનું હાડકું, કાગડાએ ગંગામાં નાંખવાથી, તેનો ઉદ્ધાર થયાનું જણાવ્યું છે. પુરાણકથાઓ અને તીર્થમાહાત્મ્યોનાં વર્ણનોમાં,

અતિશયોક્તિ અલંકાર ખાસ કરીને વપરાય છે. તેનું મુખ્ય કારણ જનસમાજની ધર્મ ઉપર શ્રદ્ધા અને પ્રીતિ સુદૃઢ કરવા માટે જ હોય છે. મુંડીશ્વર એ ઐતિહાસિક સ્થાન છે, જેને મંડુકેશ્વર પણ કહેવામાં આવે છે. સિદ્ધરાજના પિતૃવ્યક ક્ષેમરાજે, આત્મસંન્યાસ ગ્રહણ કરી, અહીં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું, એમ ઇતિહાસ કહે છે. આ સ્થાન આમર્દકી અને સરસ્વતીનાં સંગમસ્થાન ઉપર આવ્યું હોવાનું પુરાણકાર બતાવે છે. ઐતિહાસિક દૃષ્ટિએ પણ તે પ્રામાણિક છે.

**સર્ગ ૧૫ મો**—ત્યાંથી માંડવ્યેશ્વર પાસે આવતાં અણિમાંડવ્યનું ઉપાખ્યાન યોજ્યું છે. એક વખત અહીં અણિમાંડવ્ય ઋષિ વનમાં બીલિપત્ર લેવા નીકળ્યા, તેવામાં ધર્મવર્મા રાજાની સ્ત્રી, સરસ્વતીના કિનારા ઉપર સ્નાન કરવા આવી, અને આભરણો ઉતારી સ્નાન કરવા લાગી. ત્યારે એક સમડી તે આભરણને માંસ ધારી, એક કટિસૂત્ર ચાંચમાં ઘાલી લઈ ગઈ, પણ તે કઠણ લાગવાથી, જ્યાં અણિમાંડવ્ય ઋષિ બીલિ લેતા હતા ત્યાં બીલિના કરંડીઆમાં તે નાંખ્યું. પણ ઋષિને તેની ખબર પડી નહીં. સ્નાન કર્યા પછી કટિસૂત્ર નહીં જોતાં, રાણીએ સેવકોને તેની શોધ કરવા વનમાં મોકલ્યા. તે ફરતા ફરતા અણિમાંડવ્ય પાસે આવી, કટિસૂત્ર સંબંધી પૂછવા લાગ્યા. પણ ઋષિ જાણતા નહીં હોવાથી, તેમણે અજ્ઞાનતા દર્શાવી. તેવામાં રાજસેવકોની કરંડીઆ તરફ નજર જતાં, તેમાં કટિસૂત્ર જોયું, અને ઋષિને પકડી, રાજા પાસે લઈ ગયા. રાજાએ તેમને શૂળીએ ચડાવવાનો હુકમ કર્યો, અને શૂળીએ ચડાવ્યા. પણ પૂર્વકર્મના યોગે તેમનું મૃત્યુ થયું નહીં. આમ સાત દિવસ સુધી શૂળી ઉપર જીવતા રહેવાથી, તેમને નીચે ઉતારી નાંખવા રાજાએ હુકમ કર્યો, પણ ઋષિ શૂળી સાથે એવા તો સજ્જડ જોડાઈ ગયા કે, તેનાથી જૂદા થઇ શકયા નહીં. પછી રાજાએ શૂળીના સ્થંભો ભાગી નાંખી ઋષિને જૂદા પાડયા, પણ શૂળીની અણી તેમના ગળામાં જ રહી. પછી રાજાએ ઋષિને

આ યાતના તેમને શા કારણથી ભોગવવી પડી, એમ પૂછતાં ઋષિએ કહ્યું કે, પૂર્વજન્મમાં હું પાંચ વરસનો હતો ત્યારે મેં બાળસ્વભાવને લેઇ, એક તીડને શૂળ વડે આરપાર વીંધી નાંખ્યું હતું. તે પ્રાયશ્ચિત્તને લઈ મારે આ યાતના ભોગવવી પડી છે. ત્યારબાદ અણિમાંડવ્યે અહીં તપ કરી, રૂદ્રનું શિવલિંગ સ્થાપન કર્યું, જેનું નામ પણ અણિમાંડવ્યેશ્વર રાખ્યું. અને સરસ્વતીના પુનિતપ્રવાહને લઇ, તે સ્થાન તથા મહાદેવજીનું વધુ મહત્ત્વ ગણાયું.

આ આખ્યાનમાં સ્થાનપ્રભાવને લઇને જ, અણિમાંડવ્યને ચોરીનું કલંક ચોંટયું હતું, એમ જણાવવાનો આશય છે. આને મળતી જ હકીકત ભાદ્રપદ શુકલચતુર્થીના દિવસે ચંદ્રદર્શનથી, શ્રીકૃષ્ણને સ્યમંતક મણિ ચોર્યાનો આરોપ આવ્યાની કથામાં જણાવાયલી છે. ખરી રીતે સ્યમંતક આખ્યાન શ્રીમદ્‌ભાગવત્ દશમસ્કંધના અધ્યાય ૫૬માં સ્વતંત્ર આવેલું છે, પણ સ્થાનપ્રભાવ યા તો કોઈ કર્મપ્રભાવે તેમ બન્યાનું પુરાણકારે કલ્પિત માન્યું છે. પુરાણકારો ઘણી વખત સ્વતંત્ર કલ્પનાઓ રજુ કરવા, પુરાણપ્રચલિત આખ્યાનોને આમ બંધબેસતાં કરે છે. અણિમાંડવ્યનું કથાનક પણ તેવું જ ઉદાહરણ રજુ કરે છે. માંડવ્યની આવી કથા મહાભારતમાં આપવામાં આવેલી છે.

અહીંથી સરસ્વતી પિલુપર્ણતીર્થ પાસે જાળેશ્વર વગેરે સ્થાનોને પવિત્ર બનાવી, સિદ્ધેશ્વર પાસે કાકતીર્થમાં આવે છે. સહસ્રલિંગમાં અક્ષયજળ કરવા, સિદ્ધેશ્વર પાસેથી જળવિથિકા (નહેર) બનાવી હતી, એમ ઐતિહાસિક વિધાનમાં જણાવાયું છે. કાકતીર્થ આ જળવિથિકા-(નહેર)ના મુખ ઉપર જ હતું. ત્યાંથી સહસ્રલિંગ સુધીનાં નહેર ઉપરનાં તીર્થો, દેવમંદિરો, અને જળાશયોનો વિસ્તૃત ઇતિહાસ પુરાણકારે નોંધ્યો છે, અને તેનું માહાત્મ્ય દર્શાવતી આખ્યાયિકાઓ પણ રજુ કરી છે. ત્યાંથી સરસ્વતી રૂદ્રયાન, અને વિષ્ણુયાન પાસે થઇ, રૂદ્રકૂપમાં પ્રવેશ કરી, સહસ્રલિંગમાં પ્રસ્થાન કરે છે.

અણિમાંડવ્યના કથાનકને બાદ કરતાં આ સર્ગ મોટે ભાગે ઐતિહાસિક હકીકતો રજુ કરે છે. તેમાં કર્ણ અને મીનળનાં ટુંકજીવન-વૃત્તો, સિદ્ધરાજઉત્પત્તિ અને તેનાં મહત્કાર્યોનો ઇતિહાસ, સહસ્રલિંગનું સ્થાપત્ય, સરસ્વતીમાંથી જળવિથિકા ( નહેર ) દ્વારા સહસ્રલિંગને જળપૂર્ણ કરવાની અદ્દભુત યોજના વગેરેનું રસિક વર્ણન, પુરાણકારે સાદા શબ્દોમાં ભવ્ય રીતે આપ્યું છે. તદુપરાંત સિદ્ધરાજે સન્માનિત કેશવ વ્યાસ માટે પણ ઠીકઠીક પરિચય નોંધ્યો છે. આ બધાં ઐતિહાસિક વિધાનોની ચર્ચા, ઐતિહાસિક અનુશીલનમાં સંપૂર્ણ રીતે કરવામાં આવી છે, જેથી અહીં તેના સાહિત્યપરિચય પુરતી ટૂંક નોંધ આપવા પ્રયત્ન કર્યો છે.

**સર્ગ ૧૬ મો**—સહસ્રલિંગ અને સરસ્વતીના કિનારા વચ્ચે લાંબું અંતર છે, છતાં સરસ્વતી આ મહાસરમાં આવતાં હોઈ, તેના પ્રવાહના તટવર્તિતીર્થોમાં સહસ્રલિંગનો સમાવેશ કર્યો છે. ખરી રીતે આ પુરાણનું સંયોજન સહસ્રલિંગ માટે જ કરાયું હતું, એમ બંધબેસતાં અનુમાનો અને કેટલાંક પ્રમાણો વડે જણાયું છે, જેની ચર્ચા આગળ ઐતિહાસિક વિભાગમાં કરવામાં આવી છે. એટલે પુરાણકાર સહસ્રલિંગની અવશ્ય નોંધ લે, એટલું જ નહીં પણ તેનું સુસ્પષ્ટ વર્ણન આપે, તેમાં નવાઇ નથી પુરાણકારે આ આખાએ સર્ગમાં તેનું વિગતવાર વર્ણન આપતાં, તેનાં તટવર્તિ દેવમંદિરો, મઠો, સત્રશાળાઓ, ઓવારાઓ અને તીર્થો વગેરે તેના માહાત્મ્યસહ પૂરતી ચોકસાઈ અને બારીકાઈથી આપેલાં છે, જેનું યથાર્થ વિવેચન ઐતિહાસિક અનુ-શિલનમાં ઐતિહાસિક પ્રમાણોને અનુલક્ષી કરવામાં આવ્યું છે.

**સર્ગ ૧૭ મો**—સહસ્રલિંગથી આગળ ચાલતાં સરસ્વતી દ્વારિકા-ક્ષેત્રમાં જાય છે એમ સ્કંદપુરાણ કહે છે, પણ સરસ્વતીપુરાણ તેમ નહીં જણાવતાં ત્યાં સ્વર્ગદ્વારતીર્થ હોવાનું લખે છે. સૌરાષ્ટ્રનું દ્વારકા અને સરસ્વતીના તટ ઉપરનું દ્વારકાતીર્થ બંને જૂદાં છે. કારણ

પુરાણકાર પાટણ પછી એકદમ સૌરાષ્ટ્રની ધાર્મિકપુરીમાં સરસ્વતી ઉત્પન્ન કરે, તે અસંબદ્ધ લાગે છે, જેથી દ્વારિકા નામનું કોઈ તીર્થ, પાટણ અને ગોવત્સ વચ્ચે હશે એમ લાગે છે. ધર્મારણ્યપુરાણમાં પણ દ્વારિકા, ગોવત્સ, અને લોહયષ્ટિ તીર્થનાં વર્ણનો આપ્યાં છે. આથી સરસ્વતી તટ–પ્રદેશ ઉપર પાટણ છોડયા પછી દ્વારિકાતીર્થ પ્રસિદ્ધ તીર્થસ્થાન હતું, એમ જણાય છે, એટલું જ નહીં પણ, તે મોઢેરા (ધર્મારણ્ય)ની આસપાસ દશબાર ગાઉમાં હતું, એમ ચોક્કસ સમજાય છે, જેથી તેની ગણના ધર્મારણ્યક્ષેત્રમાં કરવામાં આવી હશે. સ્વર્ગદ્વાર અને દ્વારિકાતીર્થ એક જ હશે કે જૂદાં જૂદાં હશે; તે જાણવા માટે કંઈપણ પ્રમાણ નથી. અનુમાનથી તે બન્ને એક જ હોવાનું લાગે છે. ત્યાંથી સરસ્વતી ગોવત્સતીર્થમાં આવતાં, પુરાણકારે તેનો ઉત્પત્તિ પ્રસંગ આપ્યો છે.

કોઇ એક બલાનક નામનો રૂદ્રભક્ત એક વખત વનમાં ફરતો હતો, તેવામાં તેણે મૃગના ટોળામાં અદ્દભુત રૂપાળું ગોવત્સ (ગાયનું વાછડું) જોયું. તેણે તે વાત પોતાના રાજા પુરંજયને કરી. રાજાને કુતુહલ થયું, અને તે કૌતુક જોવા વનમાં આવ્યો, તો ખરેખર મૃગયૂથમાં ગોવત્સ દેખ્યું. તેને પકડવાની ઇચ્છા થઇ, અને તે તેની પાછળ પકડવા દોડયો, કે તરત જ તે ગોવત્સ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયું. રાજાએ ઝાડીમાં પેસી પકડવા પ્રયત્ન કર્યો, તો ત્યાં ગોવત્સને બદલે શિવલિંગ જોયું. તે સમયે મહાનાદ થઇ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. ત્યારબાદ પુરાણકારે ગોવત્સ અને તેનું માહાત્મ્ય આપેલું છે, અને આમ ગોવત્સની ઉત્પત્તિ આ પ્રસંગદ્વારા ચિતરી છે.

સ્થાનમાહાત્મ્યનો પ્રભાવ જણાવવા આવી આખ્યાયિકાઓ ખાસ કરીને જોડી કાઢવામાં આવે છે. તેમાં સત્ય કેટલું હશે તે કહી શકાતું નથી, પણ તીર્થ પ્રત્યેની ધાર્મિક ભાવના મજબુત કરવા, પુરાણકારો આમ લખતા હશે, તે તો ચોક્કસ છે. આ તીર્થ ક્યાં

હશે, તે માટે કંઈ પણ પુરાવા મળતા નથી. વઢીયારમાં કચ્છના રણની પાસે વાછડા સોલંકી કરીને એક પ્રસિદ્ધ સ્થાન છે, જ્યાં સરસ્વતીનો પ્રવાહ અને મહાદેવજીનું પ્રાચીન શિવાલય છે. પણ તેના કરતાં સરસ્વતી-પુરાણનું ગોવત્સતીર્થ તે હાલનું અડીયા મહાદેવનું પ્રખ્યાત સ્થાન હશે, એમ અનુમાનથી લાગે છે. ગોવત્સનું વિશેષ માહાત્મ્ય સ્કંદપુરાણ બ્રાહ્મખંડાંતર્ગત ધર્મારણ્ય ખંડના ૨૭ મા અધ્યાયમાં આવેલું છે.

અહીંથી સરસ્વતી લોહયષ્ટિમાં થઇ જીલ્લ તીર્થમાં જાય છે, જેનો કથાપ્રસંગ પણ સાથે જ આપેલો છે. પુરાણકારે લોહયષ્ટિ પાસે સરસ્વતીનું માહાત્મ્ય બતાવ્યું છે પણ, લોહયષ્ટિનું માહાત્મ્ય આપ્યું નથી. ઉપર્યુક્ત સ્કંદના ધર્મારણ્ય ખંડમાં, તેને માટે ૨૮–૨૯ એમ બે અધ્યાયો રોકી, તેનો કથાપ્રસંગ આપેલો છે. પુરાણકારે તે હકીકતને અહીં ઉડાવી દીધી છે. આગળ જીલ્લ તીર્થ માટે જણાવતાં સરસ્વતી-પુરાણકાર કહે છે કે, એક વખત મહાદેવજી કૈલાસ ઉપર પાર્વતી સાથે આનંદ કરતા હતા, તેટલામાં પાર્વતીએ ગંગાને જોયાં, અને સ્ત્રી-સ્વભાવ અનુસાર તેમને તેના ઉપર ઇર્ષ્યા આવતાં ક્રોધિત થયાં. તેવામાં કાર્તિક સ્વામી ત્યાં આવ્યા, અને માતાના હાથમાં કેરી (આમ્રફળ) જોઈ તે માગી. પાર્વતી ક્રોધાવેશમાં હોઈ તેમની માગણીનો અસ્વીકાર કર્યો, તેથી કાર્તિકસ્વામી રીસાઇ, દક્ષિણાપથ તરફ ચાલ્યા ગયા. તેમના ગયા પછી પાર્વતી ખિન્ન થયાં. અને પુત્રવાત્સલ્યને લઇને તેની શોધ કરવા દક્ષિણાપથમાં ચાલ્યાં. રસ્તામાં નર્મદા વગેરે તીર્થોએ તેમનું પૂજન કર્યું, અને તેમની સાથે ગયાં તો આગળ કાર્તિકસ્વામીને કપિલધારા નામે ગંગાતટ ઉપર તપ કરતા જોયા. પછી આલિંગન કરી, પાર્વતી સ્કંદને મળ્યાં અને તેમને લઇ સર્વ દેવગણો સાથે શંકર વગેરે ઝીલ્લતીર્થમાં આવ્યાં. બધા દેવતાઓએ મહાદેવજીને કસ્તુર્યાદિ સુગંધ દ્રવ્યો વડે સ્નાન કરાવ્યું, જેથી ત્યાં એક મોટું સરોવર થયું અને સર્વ દેવતાઓ તેમાં જીલવા લાગ્યા, તેથી તેનું નામ જીલ્લ તીર્થ

થયું, એટલું જ નહીં પણ શંકરનું પાદોદક હોઈ, તે ગંગા જેવું પવિત્ર ગણાયું.

તીર્થમાહાત્મ્યોમાં ઘણાંખરાં આવાં જ કથાનકો હોય છે. કોઈ ઠેકાણે કૃષ્ણની લીલાભૂમિ બતાવવામાં આવે છે, તો કોઈ ઠેકાણે શંકરનાં વિહારસ્થાનો કલ્પે છે. વસ્તુતઃ સ્થાનપ્રભાવ દર્શાવવા, આવા પ્રસંગો ગોઠવવા જ પડે છે. આ કથાપ્રસંગ પણ તેવું જ એક પ્રતીક છે.

આ પછી તપ્તોદક તીર્થ માહાત્મ્યપ્રસંગ અને તેનું ઉપાખ્યાન આપેલું છે. તેનું વસ્તુવિધાન એક પ્રાચીન પૌરાણિક આખ્યાયિકામાંથી લીધું છે, પણ પ્રસંગાનુરૂપ તેમાં થોડોક ફેરફાર કરેલો છે. એક વખત શંકર ભગવાન ખિન્ન મને કૈલાસમાં બેઠા હતા, તે સમયે પાર્વતીએ ઉદાસીનતા માટે કારણ પૂછ્યું. તેનો જવાબ આપતાં શંકર કહેવા લાગ્યા કે, હું દંડી( સંન્યાસી )નું સ્વરૂપ ધારણ કરી, ઋષિવરોના આશ્રમમાં ભિક્ષા માગવા ગયો હતો, ત્યારે ઋષિપત્નીઓ મોહ પામી, મારી પાછળ ભમવા લાગી. આથી ઋષિઓએ તેમને રોકી, છતાં નહીં ગણકારતાં પાછળ ને પાછળ આવતી હતી, તે જોઇ તે મુનિઓએ મને શાપ આપ્યો કે, તમારૂં લિંગ પતન પામો. આથી મારા લિંગનો પાત થયો. પણ તેટલાથી સંતોષ નહીં પામતાં તે દ્વિજશ્રેષ્ઠો મને મારવા પાછળ આવ્યા, જેથી દોડતો અહીં આવી ખિન્ન મને સ્થિર થયો છું. આ બાજુ ઋષિઓએ બ્રહ્માની સ્તુતિ કરી, તેમને બોલાવી પૂછ્યું કે, આ દંડી કોણ હતો ! તે સત્યને સમજાવો. બ્રહ્માએ તે રૂદ્ર હતા; એમ જણાવી, ઉપદેશ આપ્યો કે તમો રૂદ્રનું આરાધન કરી, તેમનો અનુગ્રહ મેળવો. પછી દેવતાઓએ રૂદ્રનું આરાધન કર્યું. આથી પ્રસન્ન થઈ શિવે દંડી સ્વરૂપે દર્શન આપ્યાં અને તેમનું પતિત થયેલ લિંગ જે દિવસે દિવસે ઉન્નત થતું હતું, તેને વધતું અટકાવ્યું. આ સ્થાને એક મહાતીર્થ થયું, જે તપ્તોદક તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું.

આ કથાનું મૂળ ઘણાં પુરાણોમાંથી મળી આવે છે.[૫૮] પરંતુ સરસ્વતીપુરાણકારે તેમાં થોડોક ફેરફાર કર્યો છે. વધુમાં તપ્તોદકતીર્થની હકીકત નવીન છે. સરસ્વતીપુરાણકારે તેનું મહત્ત્વ વધારવા આ પ્રસંગને રજુ કર્યો છે. ત્યારપછી કૃતસ્મર પર્વત પાસે આવતાં, નિઃસહાય કુમારિકા સરસ્વતીને જોઇ, કૃતસ્મરને કામોદ્રેક થયો અને તેની સાથે લગ્ન કરવા માગણી કરી. તેની દુષ્ટ બુદ્ધિ જોઇ સરસ્વતીએ તેનો નાશ કરવા વિચાર્યું અને સ્નાન કરી આવું ત્યાં સુધી વડવાનળને ધારણ કરવાનું કહેતાં, કૃતસ્મરે વડવાનળને હાથમાં લીધો કે તરત જ તે ઔર્વાનલના તાપથી બળી ગયો. ત્યાં હરિણી વજ્રીણિ, ન્યંકુ અને કપિલા એમ તેના જૂદા જૂદા પ્રવાહો થયા તે બદલ ક્ષારોદધિને જોવાથી પંચસ્રોત થયા હોવાનું પુરાણકારે જણાવ્યું છે. ત્યાંથી સરસ્વતી પ્રભાસમાં પધાર્યાં, ત્યાં સુધીની હકીકત આપી સર્ગ સમાપ્ત કર્યો છે. જલ્લ તીર્થથી આરંભી, પ્રભાસપ્રવેશ સુધીની હકીકત ખાસ કરીને સ્કંદપુરાણના સરસ્વતીઆખ્યાનને અનુસરીને આપી છે. ફક્ત તેનો વિસ્તાર કરી, જે તે સ્થાનોનાં માહાત્મ્યવર્ણનો પદ્ધતિસર નોંધ્યાં છે. ( જુઓ સ્કંદપુરાણ અ. ૩૩ થી ૩૫ ) બાકી સરસ્વતીપુરાણકારે આ અધ્યાયોમાં કંઇ નવીન ઉમેરો કર્યાનું જણાતું નથી.

સર્ગ ૧૮ મો—પ્રભાસમાં આવ્યા પછી સરસ્વતીસંગમ વર્ણવ્યા પહેલાં, પ્રભાસક્ષેત્રનું માહાત્મ્ય બતાવવા તેનું આખ્યાન આપેલું છે. પૂર્વે ઉત્તંગ નામના મુનિની સ્ત્રી ઉપર ચંદ્ર મુગ્ધ થયો. આ વાત ઋષિના જાણવામાં આવતાં ચંદ્રને તેની પ્રભા નાશ પામો, એવો શાપ આપ્યો. આથી તેણે અહીં શંકરનું આરાધન કરી, પ્રભા (તેજ) પુનઃ પ્રાપ્ત કરી, તેથી આ ક્ષેત્રનું નામ પ્રભાસ પડ્યું.

---

૫૮ શિવપુરાણ જ્ઞાનસંહિતા, અ. ૪૧ વામનપુરાણ અ. ૬
 સ્કંદપુરાણ પ્રભાસખંડ, પ્રભાસક્ષેત્ર, અ. ૧૮૭
 સ્કંદપુરાણ માહેશ્વરખંડમાં કેદારખંડ, અ. ૬
 સ્કંદપુરાણ નાગર ખંડ, અ. ૧

ચંદ્રને યક્ષ્મારોગ દક્ષશાપથી થયો હતો, એ પુરાણપ્રસિદ્ધ વાત છે. (જુઓ. શ્રીમદ્‌ભાગવત સ્કંદ. ૬, અ. ૬, મહાભારત શલ્યપર્વ અ. ૩૫) છતાં સરસ્વતીપુરાણકારે ચંદ્રને ઉત્તંગથી શાપિત થઈ, યક્ષ્મા થયાનું જણાવ્યું છે. સરસ્વતીપુરાણકાર અક્ષરશઃ સ્કંદને અનુસર્યો હોઈ, સ્કંદનું આ વિધાન તેણે દાખલ કર્યું છે, જે વાસ્તવિક છે. પણ સત્યતાની દૃષ્ટિએ, ભાગવતનું કથન પ્રામાણિક છે. આ સર્ગમાં ઉપર્યુક્ત ઉપાખ્યાન સિવાયનો કેટલોક ભાગ સ્કંદના પ્રભાસ ખંડ અ. ૩૪ માંથી લીધો છે. વળી કેટલોક માહાત્મ્યભાગ નવીન પણ દાખલ કર્યો છે. અંતમાં સ્કંદે વિસ્તારથી જણાવેલ પ્રભાસનાં કેટલાંક તીર્થોનાં માહાત્મ્ય જણાવી. સરસ્વતીનું સ્તુતિગાન **सरस्वती वाससमा कुतो गुणाः** વગેરે બે પદ્યોવડે ગાઈ, આ સર્ગની તેમજ પુરાણની ઇતિશ્રી કરી છે. આ બે પદ્યો સ્કંદના સરસ્વતીઆખ્યાનમાં તેમજ મહાભારતમાં પણ આપેલાં છે.[૫૯] આ પછી પુરાણશ્રવણની ફળશ્રુતિ દર્શાવતું માહાત્મ્ય થોડાક શ્લોકમાં આપ્યું છે.

**ઉપસંહાર**—આ પ્રમાણે સરસ્વતીપુરાણ, અને તેના કથાસાહિત્યનું ટુંક વિવેચન આપવામાં આવ્યું છે. પુરાણકારે જૂદાંજૂદાં પુરાણોના આધારે, અનેક આખ્યાયિકાઓ ભેગી કરી, પુરાણનું સંયોજન નવીન રીતે ઉપજાવી કાઢ્યું છે. તેમ કરી તેને સરસ્વતી તેમ જ તેનાં

---

૫૯ महाभारत शल्यपर्व अ. ५४ स्कंदपुराण प्रभासखंड अ. ३५ श्लो. १२२ अ. ३६ श्लो. ५८

**सरस्वती वाससमा कुतो रतिः सरस्वती वाससमा कुतो गुणाः ।**
**सरस्वतीं प्राप्य दिवंगता जनाः सदा स्मरिष्यन्ति नदीं सरस्वतीं ॥ ३८ ॥**
**सरस्वती सर्व नदीषु पुण्या सरस्वती लोकशुभावहा सदा ।**
**सरस्वतीं प्राप्य जनाः सुदुष्कृतं सदान शोचन्ति परत्रचेह च ॥ ३९ ॥**

તટવર્તિ તીર્થસ્થાનોની ઠીકઠીક પ્રતારણા કરી છે, એટલું જ નહીં પણ તેમાં ઐતિહાસિક વિધાનો દાખલ કરી, પુરાણ સાથે ઇતિહાસનો સુસંયોગ સાધ્યો છે. આમ પુરાણ સાથે ઇતિહાસની સંકલના કેટલાંક પુરાણોમાંથી મળી આવે છે. સરસ્વતીપુરાણકારે પણ એ જ ન્યાયે સિદ્ધરાજ અને તેનું જીવનચરિત્ર, તેનાં મહત્કાર્યો અને સહસ્રલિંગનો ઇતિહાસ, આ પુરાણમાં ગોઠવ્યો છે. આથી પુરાણકારની વિદ્વત્તા, બહુશ્રુતતા, અને ઇતિહાસપ્રિયતા જ્વલંત હતી, એમ કહ્યા વગર નહીં ચાલે. કારણ આ પુરાણનું પૌરાણિક સાહિત્ય, અને સપ્રમાણ ઐતિહાસિક સાધનો, તેના ઉત્તમ પરિપાકનું જ પરિણામ છે.

આ વિભાગમાં સરસ્વતીનું વૈદિક અને પૌરાણિક મહત્ત્વ, તેનાં તટવર્તિ તીર્થો અને આશ્રમોની નોંધ, તેના સળંગ પ્રવાહનું સત્ય સ્વરૂપ, તેના કથાસાહિત્યનું માર્મિક વિવેચન, વગેરે યથાલભ્ય સાધનો દ્વારા તેમજ જરૂર પૂરતાં અનુમાનોવડે આલેખવા પ્રયત્ન કર્યો છે. હૃદયના જે તે વિષયના વિચારો, કલમદ્વારા મૂર્ત કરી શકાય છે, તે પ્રમાણે અનેક ગ્રંથો ઉપરથી, સરસ્વતી સંબંધી ઉપજેલા વિચારો, તેમજ વિદ્વાનોના પરિપક્વ સૂચનો દ્વારા આ વિભાગમાં સરસ્વતી સંબંધી ચર્ચા યથામતિ કરવામાં આવી છે. આ વિષય ઉપર જેટલું કહેવું હોય તેટલું કહી શકાય છે, પણ વિસ્તારભયને લઇને, તેમજ આ પુરાણને અસંબદ્ધ લાગતી વિચારણા અસ્થાને હોઈ જરૂર પૂરતું વિવેચન કરી અહીં જ વિરમીશું.



સરસ્વતીપુરાણનું પૌરાણિક સ્વરૂપ, રચનાવિધાન અને કથા-સાહિત્ય, એની લાંબી ચર્ચા કર્યા પછી તેનાં ઐતિહાસિક તત્ત્વો અને તેનું મહત્વ, તેમાં સમાયેલું સત્ય અને કલ્પના, વગેરે સાહિત્યની પર્યાલોચના આ વિભાગમાં આપવા પ્રયત્ન કર્યો છે. પૌરાણિક દ્રષ્ટિએ જોતાં આ પુરાણ બીજાં પુરાણોની માફક ધાર્મિક શ્રદ્ધાનાં ઓજસ ફેંકે, પણ તેથી તેની કિંમત સાધારણ તીર્થમાહાત્મ્ય કરતાં વધુ ન ગણાય, તેનું સાચું મૂલ્યાંકન તો તેના ઐતિહાસિક સાહિત્ય ઉપર જ અવલંબે છે. જો કે તેનાં ઐતિહાસિક વિધાનો ગુજરાતના ઇતિહાસ ઉપર નવીન પ્રકાશ નાંખી, ખાસ વધુ અજવાળું પાડે તેવાં તો નથી જ, છતાં સહસ્રલિંગ મહાસ્થાનનો સંપૂર્ણ ખ્યાલ આપે તેવું ક્રમબદ્ધ વર્ણન આ સિવાય બીજા કોઇ ગ્રન્થકારે નોંધ્યું નથી. સરસ્વતીથી સહસ્રલિંગમાં અક્ષય જળ થયાનું સંશોધન, સિદ્ધરાજના કીર્તિસ્તંભના અવશેષમાંથી હમણાં જ જણાયું છે, જ્યારે આ પુરાણે તેની સંપૂર્ણ સંકલના સમજાવવા અદ્વિતીય હકીકત રજુ કરી છે. આ સિવાય આ ગ્રન્થમાંનું સિદ્ધરાજનું ટૂંક ચરિત્ર, તેના માતાપિતા કર્ણ અને મીનળનાં ચરિત્રવર્ણનો, બર્બરક અને ચાવડાઓનાં દુશ્ચરિત્રો, કર્ણમેરૂ પ્રાસાદ અને કેશવ વ્યાસની સંક્ષિપ્ત નોંધો, ઇતિહાસનાં પ્રામાણિક સાધનોને અનુમોદિત થઇ વધુ જોમ આપે છે. તેથી આ વિભાગમાં તેની યથાસ્થિત ચર્ચા કરવા વિચાર છે. પુરાણોનાં ઐતિહાસિક તત્ત્વો મોટે ભાગે પૌરાણિક છાયાની અસર અનુભવે છે, છતાં તેમાંથી તટસ્થ નજરે ઐતિહાસિક સાહિત્ય નિરાળું જ પડે છે.

બર્બરક

બર્બરક એ ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિ છે. તે મહાપ્રતાપી, ગુર્જરેશ્વર સિદ્ધરાજનો વિશ્વાસુ અને માનીતો સેવક હતો. જીવનના વિકટ પ્રસંગોએ અને સંકટોમાં તેણે સિદ્ધરાજને સારી એવી મદદ કરી હતી. તે નિરંતર અંગરક્ષકની માફક સિદ્ધરાજની પાસે જ રહેતો. તેનાં અદ્ભુત કાર્યોની કેટલીએ યશગાથાઓ આજે બાબરા ભૂતના નામથી જનસમાજમાં પ્રચલિત છે. જયસિંહદેવે સંપાદન કરેલી સિદ્ધરાજ અને બર્બરકજીષ્ણુની ઉપાધિઓનું ઉપાદાન કારણ તેને લઇને જ હતું. લોકસમાજ તેની ગણના મહાબળવાન અને ભયંકર વ્યક્તિ તરીકે કરતો. તેના નામ માત્રથી જ સાધારણ મનુષ્યોને કંપારી છૂટતી. સિદ્ધરાજનાં મહત્કાર્યોમાં તેને વશવર્તિ બનાવ્યાનો પ્રસંગ અદ્ભુત લેખાતો, તેને લઇને તો સિદ્ધરાજ દેવાંશી અને મંત્રવિદ્યાનો પ્રખર અભ્યાસી હોવાની જનશ્રુતિ ચાલતી. આમ સિદ્ધરાજ પરાજિત સેવક તરીકે તેમ જ બલગર્વિત અનાર્ય પ્રજાના સરનશીન તરીકે બર્બરકનું મહત્વ ઇતિહાસમાં અમરતા પામ્યું. પરંતુ તે કોણ હતો, ક્યાંથી આવ્યો હતો, તેનું ચારિત્ર્ય કેવું હતું, વગેરે સંબંધી સપ્રમાણ પુરાવાઓના અભાવે આપણે આજે તેના ઇતિવૃત્તથી તદ્દન અણજાણ છીએ. આ પુરાણમાં તેના સંબંધમાં કેટલુંક લખવામાં આવ્યું છે. તેથી તે પ્રમાણોના આધારે તેનું ટૂંક જીવનદર્શન આપવા અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**बर्बरक** શબ્દનો વાચ્યાર્થ જંગલી—મૂર્ખ એવો થાય છે. ભારતની જંગલી જાતિઓ ગણાવતાં વાયુપુરાણે સહ્યાદ્રિના ઉત્તર ભાગમાં બર્બર જાતિ હોવાનું જણાવ્યું છે.[1] અરબી ભાષામાં જંગલને

---

१ काम्बोजा हरदाश्चैव बर्बरा प्रिय लौकिकाः ।
पीनाश्चैव तुषाराश्च पह्लवा बाह्यतोदराः ॥११८॥
वायुपु. पूर्वार्ध अ. ४५

બર અને તેમાં રહેનારાઓને બારબરી કહેવામાં આવે છે. સંસ્કૃત બર્બર—અને અરબી બારબરીમાં ઘણું જ નિકટનું સામ્યત્વ જણાય છે. તેથી બર્બરોના સેનાનાયકને બર્બરક કહેવાતો હોય એ સંભાનનીય છે. બર્બર શબ્દ રાક્ષસના અર્થમાં કેટલેક ઠેકાણે વપરાયો છે. હનુમાન નાટકમાં બર્બર શબ્દ રાક્ષસ જાતિ વિશેષ તરીકે મૂકાયો છે.[2] તે જ પ્રમાણે દ્વયાશ્રય,[3] કીર્તિકૌમુદી,[4] સુકૃતકીર્તિકલ્લોલિની,[5] અને સુકૃત-સંકીર્તન,[6] પણ તેમ જ જણાવાયું છે. રાક્ષસ એ અનાર્ય પ્રજાનું પૌરાણિક સ્વરૂપ છે, એટલે તે જંગલી જાતિનો હતો એવું નિર્વિવાદ-રીતે સિદ્ધ થાય છે. વળી તેને યાતુધાનેન્દ્ર, દૈત્યેન્દ્ર પણ કહ્યો હોવાથી તે સરદાર યાને તે લોકોનો નાયક હતો, એમ ચોકખું જણાય છે. તે સિદ્ધપુર પાસે રહેતો હતો, અને ત્યાંના લોકોને વધુ ત્રાસ આપતો હતો, એમ દ્વયાશ્રયમાં લખ્યું છે. પરંતુ તેનું આદિ નિવાસસ્થાન ક્યાં હતું, તે ક્યારે ત્યાંથી આવ્યો, વગેરેની વિચારણા અહીં કરવા જેવી છે.

---

૨ उर्वी बर्बरभूमि भारहतये भूरिश्रवाः पुत्रतां ।
यस्यारस्वमथा विधाय महितः पूर्णश्चतुर्धा विभुः ॥१॥
हनुमान्नाटक

૩ निरभुक्षमहि ह्योद्यं च यातुधाना उपद्रुवुस्ता स्तव सत्रशाला ॥३॥ द्वया. स. १२

૪ स्मशाने यातुधानेन्द्रं बध्वा बर्बरकाभिधम् ॥३८॥
कीर्तिकौमुदि. स. २

૫ येन बर्बरदैत्येन्द्रः पुरी परिसरे द्दलः ॥५४॥
सुकृतकीर्तिकल्लोलिनी

૬ यः संचरन्बर्बरं खेचरस्य ।
स्कंधाधिरूढो रचयांचकार ॥२३॥ सु. सं. स. २

બર્બરોનું આદિ નિવાસસ્થાન જણાવતાં વિદ્વાનોએ જૂદીજૂદી કલ્પનાઓ રજુ કરી છે. ડૉ. બુલ્હર તેને કોળી, ભીલ જેવી જાતિનો ગણાવી, કાઠિયાવાડના બાબરીઆવાડમાં તેઓનું પ્રાચીન રહેઠાણ કલ્પે છે.[૭] કર્નલ ટૉડ સાહેબ અગિયારમા અને બારમા સૈકામાં વસતી પહાડી પ્રજાને બર્બરો જણાવી સિદ્ધરાજે તેની સાથે યુદ્ધ કર્યાનું નોંધ્યું છે.[૮] આથી બર્બરોનું આદિ નિવાસસ્થાન ગુજરાત હોવાનું ગર્ભિત સૂચન થાય છે. પરંતુ આ બંને વિદ્વાનોનાં અનુમાનો વાસ્તવિક હોવાનું લાગતું નથી.

ભારતનું ભૂગોળવર્ણન જૂદાંજૂદાં પુરાણોમાંથી મળી આવે છે. તેમાં બર્બર દેશ હોવાનું કેટલાએ સૂચન કર્યું છે. મહાભારતમાં ભારતના દેશો ગણાવતાં બર્બર દેશ હોવાનું જણાવ્યું છે.[૯] પદ્મપુરાણમાં રાહુનું મસ્તક બર્બરસ્થળમાં પડયાનો ઉલ્લેખ છે.[૧૦] આથી બર્બરસ્થળ એટલે બર્બર વિભાગ હોવાનું સૂચિત થાય છે. કર્મકાંડમાં રાહુના આવાહન શ્લોકમાં પણ તેને બર્બરદેશનો નિવાસી જણાવ્યો છે.[૧૧] બૃહત્સંહિતાના ભૂગોળવર્ણનમાં બર્બરદેશ ભારતની નૈઋત્યે હોવાનું જણાવ્યું છે. આથી તો બર્બરદેશનું સ્થાન પણ નક્કી થાય છે. ટૉલેમી અને પેરીપ્લસે બર્બરી અને બર્બરિકોનનો ઉલ્લેખ કરી સિન્ધુમુખ પાસે હોવાનું માન્યું છે. વળી કેટલાક વિદ્વાનો તેને

---

૭ બૉમ્બે ગેઝેટીયર વૉ. ૧ ભા. ૧ પા. ૧૭૪–૭૫

૮ ટ્રાવેલ્સ ઑફ વેસ્ટર્ન ઇંડિયા પા. ૧૭૩–૧૯૫

૯ किराता बर्बरा सिद्धा वैदेहा ताम्रलिप्तिकाः ॥
म. भा. अ. भीष्मपर्व अ. ९

१० राहुर्विमुक्तो यस्तेन सोऽपतत् बर्बरस्थले ।
अतः स बर्बरोद्भूत इति भूमौ प्रक्षंगताः ॥ ३३ ॥
प. पु. उत्तरखंड अ. ९९ વેંકટેશ પ્રેસની આવૃત્તિ

११ राहुर्बर्बरके देशे संजातः कामवर्जितः ॥

પંજાબની ઈશાને અને કોકણની ઉત્તરે પણ મૂકે છે.[12] આથી ભારતમાં બર્બરદેશ હતો, એમ નિશ્ચિત થાય છે, પણ તેનું સાચું સ્થાન ક્યાં હશે તે માટે મતભેદ રહે છે. સરસ્વતીપુરાણ બર્બરકનું ઉત્પત્તિસ્થાન લંકા જણાવે છે.[13] વરાહમિહિરે તેને ભારતની નૈઋત્યમાં મૂકયો છે. આથી સરસ્વતીપુરાણકારે તેને મોંધમ દક્ષિણમાંથી આવ્યો હતો તેમ જ જણાવ્યું હોય, એ સંભવિત છે. વળી બર્બર જાતિ સહ્યાદ્રિની ઉત્તરમાં વસતી હોવાનું આગળ વાયુપુરાણના આધારે જણાવ્યું છે. આથી બર્બરદેશ ભારતની દક્ષિણે કે નૈઋત્ય કોણમાં હશે, એમ માનવાને કારણ છે.

બર્બરદેશનું નામ ખાસ તેમાં વસતી બર્બરજાતિને લઈને જ પડયું હોય, એમ લાગે છે. ભારતના કેટલાક દેશોનાં નામો તેમાં વસતી પ્રધાન જાતિને લઈને જ પડયાં છે. આભીર ઉપરથી આભીર, કીરતોનું કીરાત, અને ગુર્જરોનું ગુજરાત એ જાતિવિષયક નામો જ છે. તેવી જ રીતે બર્બરજાતિ ઉપરથી બર્બરદેશનું નામ પડયું હોય, એ સયુક્તિક છે. તે જાતિએ જ્યાં જ્યાં નિવાસ કર્યો ત્યાં ત્યાં તેણે પોતાના નામથી જ સંસ્થાનો બનાવ્યાં હતાં. આથી આફ્રિકાનું

---

૧૨ જુઓ ખંભાતનો ઇતિહાસ પરિશિષ્ટ ૬ પાદટીપ્પણ નં. ૮૮

૧૩ पितरं निहतं बुध्वा तथा रूपं तु विष्णुना ।
निवासं पैतृकं मुक्त्वा भयाल्लंकां जगाम सः ॥ १७१
तत्रासौ राक्षसेंद्रेण पौलस्त्येन तु सांत्वितः ।
निवासं रोचयामास संमार्गेव महोदधः ॥ १७२

* * *

जातमात्रेपि सहसा वयः प्रापसमातृकं ।
बर्बरकेति नामास्य पितरौ चक्रतुस्तदा ॥१७७॥
सरस्वतीपुराण सर्ग १२

બાબેરીયન સંસ્થાન, ભારતનો બર્બરદેશ, અને કાઠિયાવાડનું બાબરિયા-વાડ બર્બરોનું પ્રાચીન નિવાસસ્થાન હોવાનું સૂચન કરે છે. આમ પ્રાચીન ભારતમાં બર્બરોની પુષ્કળ વસતિ હતી અને એમના આદિ-વતનને બર્બરદેશ કહેતા હતા, એમ ચોક્કસ સમજાય છે. હવે આપણે બર્બરકના ચરિત્ર તરફ વળીએ.

બર્બરકનું ક્રમબદ્ધ જીવનવૃત્ત કંઇથી પણ મળતું નથી, પરંતુ આ પુરાણ(સરસ્વતીપુરાણ)માં તેના સંબંધી કેટલીક હકીકત રજુ થઇ છે, તેમાં તેનું જીવનવૃત્ત આપતાં લખ્યું છે કે:—

"પૂર્વે હિરણ્યપાદ નામનો એક દાનવ સિદ્ધપુરના મહાલય પાસે ભોંયરૂં કરી રહેતો હતો. તે ત્યાં નિવાસ કરતા ઋષિ–મુનિઓને વધુ ત્રાસ આપતો હતો. તેથી વિષ્ણુ ભગવાને દેવતાઓની સ્તુતિ સાંભળી કુંભકુક્ષિ નામનો પર્વત તેના ઉપર નાંખ્યો. આથી તેનાં હાડકાં ભાગી ગયાં અને તેમાંથી પુષ્કળ રક્ત અને મેદ નીકળ્યો. તે રાક્ષસે મોટો અવાજ કર્યો. તેમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો. તેનું નામ મહારવ પડયું અને પિતાને મરેલા જાણી તે ભયનો માર્યો પૈતૃકસ્થાનનો ત્યાગ કરી, લંકામાં ગયો. ત્યાં પૌલસ્ત્યે તેને સાંત્વન આપી રાખ્યો, અને ખર રાક્ષસના પુત્ર મક રાક્ષસની પુત્રી જૂંભિકા પરણાવી. તેનાથી તેને બર્બરક નામનો પુત્ર થયો. તે બહુ બળવાન હતો ને પિતામહનું વેર વાળવા સિદ્ધપુર પાસે આવી, લોકોને ત્રાસ આપવા લાગ્યો.[૧૪] આ

---

૧૪ यो सौ हिरण्यपादोभूत् दानवो बलगर्वितः ।
सजित्वा सकलान् लोकान् सदेवासुरमानुषान् ॥ १६४
महास्मशानमध्ये तु भूमौ कृत्वा बिलं महत् ।
तस्मिन् महालये स्थाने सुखं वसति निर्भयः ॥ १६५
तेन वित्रासिता देवा विष्णुंशरणमभ्ययुः ॥
मधुसूदन रक्षास्मान्पापात्स्मान्महासुरान् ॥ १६६,

પૌરાણિક સંકલનાને ઐતિહાસિક દ્રષ્ટિથી નિહાળતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે બર્બરકના પહેલાં અહીં અનાર્યોનો નિવાસ હતો અને કોઈ વીરપુરૂષે તેઓને અહીંથી હાંકી કાઢી કેટલોક સમય શાન્તિ ફેલાવી હતી. ત્યારપછી ઘણો કાળ વીત્યા બાદ બર્બરકે ફરીથી અહીં આવી, પોતાના સૈનિકો સહ નિવાસ કર્યો હતો, એટલું જ નહીં પણ તે ત્યાં આવનાર અને રહેનાર જનસમાજને વધુ ત્રાસ આપતો હતો. બર્બરકની અગાઉ અહીંની અનાર્ય પ્રજાનો નાશ કરી કોણે હાંકી કાઢી હશે તે માટે સ્પષ્ટ સૂચન મળતું નથી. કારણ પુરાણકારે વિષ્ણુ ભગવાને તેનો નાશ કર્યો હોવાની પૌરાણિક કલ્પના મૂકી છે, પણ તેની પાછળ કોઇ ઐતિહાસિક વ્યક્તિનું ગર્ભિત સૂચન હોવાનું લાગે છે. બર્બરકની અગાઉ બે ત્રણ પેઢીનો સંબંધ વિચારતાં કદાચ મૂળરાજે તે અનાર્ય પ્રજાનો નાશ કરી, હાંકી કાઢી હોય તે બનવાજોગ છે. કારણ મૂળરાજે ત્યાં અગાડી હજારો બ્રાહ્મણોને ગાયો વગેરે દાનમાં આપી દાનયજ્ઞ કર્યો હતો. તે સમયે તેના ભયથી પ્રજા દક્ષિણમાં નાસી ગઇ હોય. એમ લાગે છે. પાછળથી રાજશાસનની વ્યવસ્થા ઢીલી પડતાં પુનઃ તે લોકોએ બર્બરકની સરદારી નીચે અહીં આવી, જનસમાજને ત્રાસ આપવા માંડયો હશે, એમ આખી યે પરિસ્થિતિ વિચારતાં જણાય છે.

તે લોકો દક્ષિણમાં નાશી ગયા તેથી, પુરાણકારે પુરાણની મહત્તા સાચવવા, તેઓ લંકામાં રાવણ પાસે ગયા, જ્યાં રાવણે તેમને

---

૧૬૭, ૧૬૮, ૧૬૯, ૧૭૦, ૧૭૧, ૧૭૨, ૧૭૩, ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૭૯, ૧૮૦, ૧૮૧, ૧૮૨, ૧૮૩

ततस्तैरेव सहितो भूतेयो भीषणाकृति ।
अगात् संत्रासयामास तीर्थे तस्मिन् तथागतान् ॥१८४॥
स. पु. स. ११

આશ્વાસન આપી રાખ્યા; મહારન ખર રાક્ષસના પુત્ર મક રાક્ષસની પુત્રી જંભિકા પરણાવી અને તેનાથી બર્બરકનો જન્મ થયો, વગેરે આખ્યાયિકા બંધબેસતી કરી, ઐતિહાસિક સત્ય ઉપર પૌરાણિક ઢોળ ચડાવ્યો છે. આ પૌરાણિક કલ્પનાને મુનિરાજ હેમચંદ્રે પણ દ્વ્યાશ્રય કાવ્યમાં દાખલ કરી, સિદ્ધપુરના બ્રાહ્મણો પાસે રાક્ષસેશ્વર બર્બરક, ખર રાક્ષસ કે લવણાસુર હોવાનું સૂચન કરાવ્યું છે.[૧૫] આમ એક જૈનાચાર્ય પોતાના ગ્રંથમાં સનાતન ધર્મનાં પૌરાણિક વિધાનો રજુ કરે, એ વધુ આદરણીય અને પ્રશંસનીય છે, એટલું જ નહીં પણ તેમની ધાર્મિક ઉદારતા અને અન્ય ધર્મો પ્રત્યેની સમાનતાનો સચોટ પુરાવો રજુ કરે છે.

આગળ જણાવી ગયા પ્રમાણે બર્બરોનું આદિનિવાસસ્થાન કદાચ દક્ષિણ ભારતના પશ્ચિમ કિનારા ઉપર હશે, પણ તે પ્રજાએ પ્રાચીન-કાળથી ગુજરાતને પોતાનું રહેઠાણ બનાવ્યું હતું. એમ ચોક્કસ લાગે છે. સરસ્વતીપુરાણમાં હિરણ્યપાદ સિદ્ધપુર પાસે બીલ (ગુફા) બનાવી રહેતો હતો એમ જણાવ્યું છે. આથી તે લોકો સિદ્ધપુર નજદીક ગુફામાં રહેતો હતો. આજે પણ સિદ્ધપુરથી નજદીક માઇલ દોઢ માઇલના અંતરે સિદ્ધવટ પાસે બીલીયા નામનું ગામડું આવેલું છે. ત્યાં અગાડી પહેલાં બીલ (ગુફા) હશે અને તેને લઇને જ આ ગામનું નામ પડયું હશે, એમ સમજાય છે. માધવાનળ કામકુંડલાના મુખ્ય નાયક માધવાનળની પુષ્પાવતી હાલ જે બીલહરી નામથી ઓળખાય છે, તે તેની નજીક ગુફા હોવાને લઇ કહેવામાં આવે છે. આ નામ, કલચુરી વંશના રાજા કર્ણ તરફથી પુષ્પાવતીના જીર્ણોદ્ધાર વખતે તેની પાસેની

---

૧૫ निचकार विप्रान्ह जघान शश्वद्दुभुजे स यद्वल्लशगो यथा वा।
इतिहन्यदभ्यशश्वद् भुक्त लोकान्सखरस्तथाकिन
विवेद्वियैनम ॥ द्वया. का. अ. १२ श्लो. ७

મહાદેવવાળી ગુફાને લઇને રાખવામાં આવ્યું હતું.[૧૬] આથી સિદ્ધપુર પાસેનું બીલીયા ગામ પણ બીલ(ગુફા)ને લઇને જ પડયું હોય એમ અનુમાન થાય છે અને તેથી બર્બરો તેની આસપાસ જંગલમાં રહેતા હતા એમ ચોક્કસ જણાય છે.

બર્બરકની સામાન્ય કલ્પના એક ક્રૂર માનવ જેવી ગણવામાં આવે છે. સરસ્વતીપુરાણમાં તેનું શબ્દચિત્ર આપતાં જણાવ્યું છે કેઃ—

**दंष्ट्राकरालवदनं विद्युज्जिह्वं सुलोलुपं ।**
**पिंगाक्षं वकत्रं नासं च स्तब्धकर्णं च दुःसहं ॥१६७॥**
**बर्बरैरुर्ध्वगै स्थूलै मूर्ध्नि केशैर्भयप्रदं** ॥ स. पु. स. १२

તેનું મોઢું મોટી દાઢોવાળું અને વિજળીના ચમકારા જેવી જીભથી ભયંકર લાગતું હતું. તેની આંખો પિંગ વર્ણની, કાન ઉભા અને નાક વાંકું હતું. તેના મોંઢા ઉપર વાળના ગુચ્છા હતા તેથી તેનું સ્વરૂપ ભયાન્વિત લાગતું. આવા ભયંકર સ્વરૂપને લઇને જ લોકસમાજ તેને બાબરો ભૂત કહેતા હશે. કેટલીક વખત લોકોકિતમાં પણ આંતરિક સત્ય સમાયેલું હોય છે. અહીં પુરાણકારે તેનું શબ્દચિત્ર રજુ કરવામાં સંપૂર્ણ સફળતા મેળવી છે.

અનાર્ય પ્રજાનો મુખ્ય વ્યવસાય ચોરી, લુંટફાટ વગેરે કરી નિર્વાહ કરવાનો હોય છે. બર્બરક પણ તે પ્રમાણે પોતાના સાથીદારો સાથે, સિદ્ધપુરની આસપાસમાં વસતા જનસમાજને લુંટી લઇ વધુ ત્રાસ આપતો હતો. તેનો ત્રાસ એટલો બધો વધી પડયો હતો કે, શહેરમાં વસતા પૌરજનોને ખુદ જયસિંહદેવની રૂબરૂ આવી, ત્રાસ દૂર થવા વિનંતિ કરવાની ફરજ પડી. તે બ્રાહ્મણોએ જયસિંહદેવ આગળ તેનો તાદશ ચિતાર આપતાં કહ્યું કે, " હે મહારાજ ! મહાપાપી બર્બરકે

---

૧૬ જુઓ સાતમી પૌર્વાત્ય પરિષદ વડોદરાના રીપોર્ટમાં આ ઉપરનો કૃષ્ણસેવક કઠનીવાળાનો લેખ. પા. ૯૯૫

સિદ્ધપુરમાં સત્રશાળાને ભાંગી નાંખી છે. એટલું જ નહીં પણ જે શ્રીસ્થળ આપના વૃદ્ધોએ પાદાર્ચન કરીને બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું, તે યાતુધાનોએ તોડી નાખ્યું છે. વળી રૂદ્રમહાલય પ્રાસાદનો ભંગ કર્યો છે. હે પ્રભો! સરસ્વતીનો તીરપ્રાંત આજે રજનીચરથી વ્યાપ્ત થયો છે, બર્બરક અને તેના સાથીદારો અમોને જે દુઃખ આપી રહ્યા છે તેનાથી અમારૂં રક્ષણ કરો."[૧૭] બર્બરકના ત્રાસનું આવું જ વર્ણન બલ્કે સાદી ભાષામાં અને સચોટ રીતે આપતાં આ પુરાણમાં જણાવ્યું છે કે "બર્બરક આ તીર્થમાં રહેનારા અને આવનારા તીર્થવાસીઓને અનેક રીતે હેરાન કરતો હતો. તે મૃત મનુષ્યો જે ચિતાગ્નિથી અલ્પ દગ્ધ થયાં હોય તેવાનાં, તેમજ જલમધ્યે મૃત થનારાઓનાં માંસ ભક્ષણ કરતો હતો. વળી પોતાની ભીષણાકૃતિવડે લોકોને વધુ દુઃખ આપતો અને ઋષિઓની સમાધિનો ભંગ કરતો. દેવકાર્ય માટે લાવવામાં આવતાં ઘી, દૂધ, દહીં વગેરે પદાર્થોનું પાન કરી જતો. આવાં પાપકર્મ કરનારો તે દુષ્ટાત્મા ત્યાં રહેતો હતો."[૧૮]

---

૧૭ ऋषयोन्यदामेत्य तमित्य वोचन्नगमाम या यासु पयांस्यपाम।
निरभुक्ष्महि ह्योद्य च यातुधाना उपदुद्रुवुस्तास्तव
सत्रशालाः ॥४॥
स्मरसीद यस्मिन्विहरिष्यसि त्वं स्मरसीदमाराधदखेल पर्णैः।
स्मरसीदमर्चिष्यसि यश्च विप्रान्यदु दास्यसे तन्निरभञ्जि
तीर्थम ॥५॥ द्वया. का. स. १२

१८ जनान् संत्रासयामास तीर्थे तस्मिन्समागतान् ।
जलमध्ये मृतानां च तथाऽप्यनशनेन च ॥१८५॥
चिताग्निनाल्पदग्धानाम महामांसानि भक्षयन् ।
वसति स्म स दुष्टात्मा लोकानां भयमावहत् ॥१८६॥
क्षीरं दधिघृतं क्षौद्रं युक्तमिक्षुरसेन च ।
देवस्नानार्थमानीतं पिबंति तृषितास्तुते ॥१८९॥
सरस्वतिपुराण स. १२

આ પ્રમાણે બર્બરક વધુ ત્રાસ આપતો હોઇ શ્રીસ્થળનાપૌરજનોની વિનંતિ લક્ષમાં લઈ સિદ્ધરાજે જાતે આવી તેને પરાજિત કરી વશવર્તિ બનાવ્યો. સરસ્વતીપુરાણકારે એ હકીકત નોંધી નથી. પણ તેના પિતા મહારવે બ્રહ્માનું તપ કરી અહીં આવતાં, તેણે રૂદ્રમહાલયનું પૂજન કર્યું અને વરદાન માગ્યું કે, મારો પુત્ર દુરાચારી છે તેને આપ યોગ્ય શાસન કરો. આથી રૂદ્રમહાલયે પ્રત્યક્ષ થઇ કહ્યું કે, અહીં આવી જે સાધક મારૂં વિધિપૂર્વક આરાધન કરશે, તે તારા પુત્રને પરાજિત કરી સેવક બનાવશે.[૧૯] આથી પુરાણકારે સ્પષ્ટ સૂચન નહીં કરતાં મોઘમ રૂદ્રભક્તદ્વારા તેને પરાજિત કરવાનો ઉલ્લેખ કર્યો છે. આમ કરવાનો મુખ્ય ઉદ્દેશ શો હશે તે સમજી શકાતું નથી, પણ પુરાણની પ્રાચીનતા જાળવવા કદાચ મોઘમ લખ્યું હોય, એ સંભવિત છે.

સિદ્ધરાજને બર્બરકજીષ્ણુ કહેતા હતા, એટલે તેણે બર્બરકનો પરાજય કર્યો હતો, એ નિર્વિવાદ છે. ઐતિહાસિક ગ્રંથોમાં સિદ્ધરાજે (દ્વયાશ્રય. કા. સિવાય) ફક્ત બર્બરકને હરાવ્યાનું જ સૂચન કર્યું છે, જ્યારે આ પુરાણે તેનો, તેના માતાપિતાનો, અને તેના કાર્યનો સંપૂર્ણ પરિચય આપ્યો છે; એટલું જ નહીં, પણ રૂદ્રભક્ત તેને પરાજિત કરશે એમ જણાવી, સિદ્ધરાજે કરેલ તેના ઉપરના વિજયનું ગર્ભિત સૂચન કર્યું છે. દ્વયાશ્રયમાં તો સિદ્ધરાજને બર્બરક સાથે થએલ સંગ્રામનો સંપૂર્ણ

---

૧૯ य एष देवदेवेश पुत्रो मे शासनातिगः ।
अपराधी दुराचारी न पश्यति तथा कुरु ॥१९३॥
ततः प्रीतस्तु भगवन् देवो रुद्रमहालयः ।
उवाच दीनं प्रहसन् पुत्रत्राणार्थमागतं ॥१९४॥
अत्रस्थं साधको यो मां विधिनाराधयिष्यति ।
सयास्ता तव पुत्रस्य भविष्यति महाद्युतिः ॥१९५॥
तस्य बर्बरको भृत्यः सर्वदाज्ञां करिष्यति । स. पु. स. १२

હેવાલ આપ્યો છે.[20] તે બધું અહીં વિગતવાર આપતાં આ નિબંધનું કલેવર વધી જવા સંભવ છે. પણ તેના સારરૂપ હકીકત આ નિબંધમાં જો ન આપવામાં આવે તો બર્બરકનું જીવનદર્શન અપૂર્ણ જ લેખાય, તેથી તેનું ટુંક બ્યાન અહીં આપવામાં આવ્યું છે.

"સિદ્ધપુરના બ્રાહ્મણોની વિનંતિનો સ્વીકાર કરી, સિદ્ધરાજે પોતાનું સૈન્ય લઈ સિદ્ધપુર પાસે સરસ્વતીના તટ ઉપર પડાવ નાંખ્યો. સૈન્ય આવેલું જાણી, બર્બરકના અનુચરોએ તેને સિદ્ધરાજના આગમનના સમાચાર આપ્યા. આથી બર્બરકે પોતાના સૈન્યને શસ્ત્રસજ્જ થવા હુકમ કર્યો. પછી બંને સૈન્ય વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. બર્બરકના સૈન્યે સિદ્ધરાજની સેના ઉપર ઝાડો અને પથ્થરોનો વરસાદ વરસાવી તેના સૈનિકોને હતાશ બનાવી દીધા. પરન્તુ સિદ્ધરાજના હુકમને તાબે થઇને, તેમજ તેને જાતે શસ્ત્રધારણ કરી લડવા આવેલો જોઈ, તેના સૈનિકો બમણા બળથી લડવા લાગ્યા. જયસિંહે સૈનિકોને પડકાર કર્યો અને રથારૂઢ થઇ બર્બરક સાથે યુદ્ધ કરવા લાગ્યો. બંને વચ્ચે કેટલુંક વાગ્યુદ્ધ થયા પછી શસ્ત્રાસ્ત્રોનું યુદ્ધ જામ્યું. બર્બરકે જયસિંહ દેવનો રથ ભાગી નાંખ્યો. આથી તે પદાતી બની તેની સામે આવી લડવા લાગ્યો. પછી જયસિંહે બર્બરકના મુર્ધ્નિપ્રદેશ ઉપર પ્રહાર કર્યો, પણ તેની તલવાર ભાંગી ગઇ. આથી બન્ને જણે હાથોહાથનું દ્વંદ્વ-યુદ્ધ કરવા માંડયું. તેમાં જયસિંહદેવે તેને હરાવી બંદીવાન બનાવ્યો અને તેની સ્ત્રી પિંગલીકારીની વિનંતિથી તેને પ્રાણદાન આપી છૂટો કર્યો. પછી બર્બરકે સિદ્ધરાજને અમૂલ્ય રત્નોની ભેટ ધરી, અને આજીવન તેનો સેવક થઇ સેવા કરવા લાગ્યો."

આમ બર્બરકને હરાવી સોલંકી કુળભૂષણ જયસિંહદેવે **सिद्धराज** અને **बर्बरकजिष्णु** નાં માનવંતાં બીરૂદો પ્રાપ્ત કર્યાં.

---

૨૦ જુઓ દ્વ્યા. કા. સર્ગ ૧૨ શ્લોક ૨૨ થી ૮૨

ઉદયપ્રભાની સુકૃતકીર્તિકલ્લોલિનીમાં તેને સિદ્ધરાજે મારી નાંખ્યો હતો, એમ જણાવ્યું છે.[૨૧] પણ બર્બરકજીષ્ણુ ઉપાધિ ઉપરથી તેણે બર્બરકને જિત્યો હતો એમ ચોક્કસ જણાય છે. જેને **द्व्या. का.** અને બીજા ઐતિહાસિક ગ્રંથોથી પુષ્ટિ મળે છે. આથી સુ. કી. ક. નું કથન અસંગત લાગે છે. કદાચ લહિયાની ભૂલને લઇ **पुरि परिसरे जीतः** ને બદલે **हतः** મૂકાયું હોય તેમ લાગે છે.

બર્બરક રાત્રિ-દિવસ સિદ્ધરાજની પાસે જ રહેતો, અને તેનાં વિકટકાર્યો સહેલાઇથી કરી તેને પ્રસન્ન કરતો હતો.[૨૨] સિદ્ધરાજે બંધાવેલ કેટલાંયે મહાસ્થાનો બાબરા ભૂતે એક રાત્રિમાં ઉભાં કર્યાની લોકોક્તિ આજે ગુજરાતમાં સંભળાય છે. તેમાં સત્યાંશ તો ગમે તે હોય, પણ તે સિદ્ધરાજનો આજ્ઞાપાલક અને કર્ત્તવ્યદક્ષ સેવક હતો તે વાત પ્રત્યક્ષ રીતે ફલિત થાય છે.

## ચારિત્ર્યહીન ચાવડાઓ

ચાવડાઓને સંસ્કૃતમાં **चापोत्कटो** કહ્યા છે. અને તેના શબ્દાર્થ મુજબ તેઓ પ્રબળ ધનુર્ધારી હશે, એમ જણાય છે, પણ પ્રબંધ-ચિંતામણિના કથન ઉપરથી તે લોકો લુંટારાઓ જેવા હતા એમ લાગે છે. "કારણ યોગરાજના પુત્ર ક્ષેમરાજે સોમનાથપાટણમાં આવેલાં પરદેશી વહાણો લૂટ્યાં હતાં, ત્યારે યોગરાજે પુત્રને ઠપકો આપતાં કહ્યું હતું કે આપણા પૂર્વજોએ આવી નીતિ અખત્યાર કરેલી હોવાથી બીજા રાજાઓની આગળ તેઓ હલકા ગણાય છે. તે કલંક ધોવા માટે મેં તમોને આવાં કૃત્ય કરવાનો નિષેધ કર્યો હતો,

---

૨૧ જુઓ ટીપ નં. ૫

૨૨ **सविश्वविधिनाध्यादावपि सान्तर्धिराज्ञया ।**
**त्यक्तसंकुटनोसांकोटिनं नृपमरञ्जयत् ॥४॥**
**द्व्या. का. स. १३**

છતાં તમોએ મારી મહેનતને ધૂળધાણી બનાવી દીધી."[૨૩] આથી ચાવડાઓ લૂંટફાટનો ધંધો કરતા હતા એમ જણાય છે. આજે પણ વઢીઆર પ્રાંતમાં લૂંટારૂઓને જાવડા કહેવામાં આવે છે, તે ચાવડાઓનું ઘસાઈ ગયેલું રૂપ હોય એમ લાગે છે. અને ઉપર્યુક્ત પ્રમાણને પુષ્ટિ આપે છે. એ હકીકતને પ્રમાણિક ઠરાવતાં આ પુરાણમાં પણ તેઓના હીનચારિત્ર્ય માટે કેટલુંક લખવામાં આવ્યું છે.

સરસ્વતીપુરાણ સર્ગ ૧૫ માં પાટણ આગળ સરસ્વતીનું વર્ણન આપ્યું છે, તેમાં જાળેશ્વર આગળનું વહન પાપસ્પર્શના ભયથી નાશ પામ્યાનું જણાવી, ચાવડાઓના દુશ્ચરિત્રને કારણભૂત ગણતાં નોંધ્યું છે કે "પૂર્વે વિષ્ણુ ભગવાને જે ક્રોધરસા નામના અસુરોનો નાશ કર્યો હતો તેઓ ફરીથી પૃથ્વિ ઉપર ચાપોત્કટો (ચાવડાઓ) થયા અને અર્બુદારણ્યથી અહીં આવી, મદ્યપાન અને શરમવગરનાં ભયંકર કૃત્યો કરવા લાગ્યા. તેથી તેમના સ્પર્શભયથી સરસ્વતીદેવી, તીર્થો અને દેવ ઋષિગણો સાથે અહીંથી અદૃશ્ય થયાં."[૨૪] આથી તેઓ નિંદ્યકર્મ કરનારા સ્વચ્છંદી અને વિલાસી કોળી, ઠાકરડા જેવા હશે એમ લાગે છે, અને તેને લઈને જ તેઓને ક્રોધરસા રાક્ષસના પુનરાવતારી બતાવવાનો પુરાણકારનો આશય હશે, એમ જણાય છે. ચાવડાઓનો

---

૨૩ જુઓ પ્રબંધચિંતામણિ દુ. કે. શાસ્ત્રી સં. પા. ૨૧

૨૪ एतु क्रोधरसा नाम विष्णुना निहता पुरा ।
चापोत्कटा इति ख्याता संभूता धरणीतले ॥ ६८
संप्राप्यैतन्महास्थानमर्बुदारण्यसंस्थिताः ।
न्यवसन् रौद्रकर्माणो मद्यपा निरपत्रपाः ॥ ६९
तेषां स्पर्शभयाद्देवी तिर्थैः सह सरस्वती ।
अदृश्या तत्र संजाता देवै ऋषिगणैः सह ॥ ७०
सरस्वतीपुराण सर्ग १५

ઉલ્લો રાજા તે સામંતસિંહ (ભૂયડ) દારૂડીઓ અને સ્વચ્છંદાચરણી હોવાના અનેક પુરાવાઓ ઇતિહાસમાંથી મળી આવે છે મોઢ બ્રાહ્મણના ઉત્પત્તિગ્રંથ ધર્મારણ્યમાં પણ તેનાં નિંદકર્મોનો ઉલ્લેખ કરેલો છે.[25]

આ પુરાણે ચાવડાઓને આબુ બાજુથી આવેલા હોવાનું જણાવ્યું છે. વનરાજનો પિતા જયશિખરી, પંચાસર જે હાલના લોટેશ્વર મહાદેવથી ચાર પાંચ ગાઉ છેટે આવેલું છે, ત્યાં રાજ્ય કરતો હતો. પણ તે ક્યાંથી આવ્યો હતો તે જણાવેલું નથી. ગુર્જરોના પાટનગર ભિન્નમાળમાંથી ચાપોત્કટ રાજા વ્યાઘ્રમુખના સિક્કાઓ મળ્યા છે. વળી પ્રસિદ્ધ જ્યોતિષિ બ્રહ્મગુપ્તે પોતાના ગ્રંથમાં વ્યાઘ્રમુખ ચાપોત્કટ(ચાવડા)ની નોંધ લીધી છે.[26] આથી ભિન્નમાળમાં ચાવડાઓનું રાજ્ય હતું એમ લાગે છે, અને ત્યાંથી ચાવડાઓએ ગુજરાતમાં આવી પંચાસરમાં રાજગાદી સ્થાપી હશે, એમ માનવા કારણ છે. તેને લઇને જ પુરાણકારે ચાવડાઓને અર્બુદારણ્ય તરફથી આવેલા હોવાનો ઉલ્લેખ કર્યો હશે. એમ સમજાય છે. ચાવડાઓ એશિયાઇ હૂણ જાતિના છે, અને તેઓ મધ્ય-એશિયામાંથી આવ્યા હતા, એમ કેટલાક પુરાતત્ત્વવિદો માને છે. આથી ચાવડાઓ ગુજરાતમાં ભિન્નમાળ બાજુથી આવ્યા હતા તે વિધાનને આ પુરાણ પ્રામાણિક ઠરાવે છે.

---

૨૫ राजा भूयड नामेति मत्सुतो राजशासने ।
बहुमोदकभक्षी च कामिकामफलाविद् ॥९४॥
योषिताबृंद आसक्ति हस्तिन्यौ हस्तिराट् सम ।
अंतःपुरे वसेन्नित्यं रंगरागमतिः सदा ॥९५॥
(अप्रकट) धर्मारण्य पुराण अ. ६६

૨૬ જુઓ પ્રસ્થાન અંક ૧. વર્ષ ૧૧ પા. ૪૭
ગુર્જરો વિષે શ્રી. ઘનપ્રસાદ ચં. મુનશીનો લેખ

## કર્ણ અને મીનળનાં પૂર્વચરિત્રો

સિદ્ધરાજના ચરિત્રાલેખનમાં પ્રથમતઃ તેનાં માતાપિતાનો પરિચય ઇષ્ટ ગણાય. સત્પુત્રોનો સંસ્કારવારસો માતાપિતાના ઉત્તમ ગુણોને જ આભારી હોય છે; કારણ પિતાની ઉત્તમ સંસ્કૃતિનું સાચું પ્રતિબિમ્બ સુપુત્રનું જ સરળ હૃદય ઝીલી શકે છે, એટલું જ નહીં પણ પચાવી શકે છે. સિદ્ધરાજનો પિતા કર્ણ અનેક સદ્ગુણોથી અલંકૃત હોઈ પ્રજાપાલનમાં અને પ્રજાની પ્રીતિ મેળવવામાં તે સફળ નિવડયો હતો. કર્ણને કોઇ કોઈ વિદ્વાનોએ મહાશૃંગારી હોવાના ઉલ્લેખો કર્યા છે. તેના દુશ્ચરિત્ર બાબત પ્રબંધચિંતામણિ અને કુમારપાળચરિત્રમાં કેટલીક હકીકત છે. પણ દ્વયા. કા. જેવા પ્રામાણિક ગ્રંથસાધન વડે તે બધી અર્ધ ઐતિહાસિક બાબતો અર્થહીન જણાઈ છે, એટલું જ નહીં પણ કર્ણ દેવાંશી અને સચ્ચરિત્રમાન હતો, એમ સિદ્ધ થયું છે.[૨૭] સરસ્વતીપુરાણકારે પણ તેના ચરિત્ર માટે કેટલીક પ્રામાણિક હકીકત રજુ કરી છે, અને તેમાં તેનો પરિચય આપતાં જણાવ્યું છે કે—

"દક્ષ પ્રજાપતિને સતીએ શાપ આપ્યો હતો કે તમો મૃત્યુલોકમાં જન્મ લેશો. (દક્ષ પ્રજાપતિએ જ્યારે યજ્ઞ કર્યો હતો ત્યારે, શંકરને આમંત્રણ આપ્યું નહીં. છતાં પિતૃસ્નેહને વશ બની, પાર્વતી વિના આમંત્રણે દક્ષને ઘેર ગયાં, તોપણ ત્યાં કોઇએ તેમનું સન્માન કર્યું નહીં. આથી કોપિત સતીએ શાપ આપ્યો અને કુંડમાં પડી પ્રાણાર્પણ કર્યું. આ કથા પુરાણાન્તરોમાંથી મળી આવે છે. આ પુરાણમાં પણ ભૂતીશ્વર માહાત્મ્ય પ્રસંગે આ આખ્યાયિકા આપેલી છે. તે પ્રસંગને સજીવન કરી; પુરાણકાર કહે છે કે સતીએ દક્ષને શાપ આપ્યો.) આવો શાપ સાંભળતાં જ દક્ષે સતી પાસે શાપાનુગ્રહની માગણી કરી, આથી પાર્વતીએ કહ્યું કે જ્યારે

---

૨૭ વિશેષ વિગત માટે જુઓ મારો આ વિષય ઉપરનો લેખ "કર્ણદેવ સોલંકીના જીવન ઉપર કેટલોક પ્રકાશ" બુદ્ધિપ્રકાશ. પુ. ૮૧, અં. ૪

દેવકાર્ય માટે તમારે ત્યાં હરિ( વિષ્ણુ )નો જન્મ થશે, ત્યારે તમો શાપથી મુક્ત થશો. આથી દક્ષ પ્રજાપતિ વૈવસ્તવ મન્વંતરમાં રૂપ-લાવણ્યયુક્ત, રાજગુણોપેત, કર્ણનૃપતિ રૂપે જન્મ પામ્યા."[२८]

આમ પુરાણકારે કર્ણને દક્ષાવતારી હોવાની કલ્પના રજુ કરી, તેનું મહત્વ વધારવા પ્રયાસ કર્યો છે. સાધારણતઃ રાજામાં પ્રભુનો અંશ હોય છે, એમ શાસ્ત્રપુરાણો કહે છે. આથી તેમજ કર્ણ પ્રજાપ્રિય હોવાના કારણે તેને માટે ગ્રંથકારે ઠીકઠીક ઉપમા રજુ કરી છે. તેની આ ઉપમાને દ્વયાશ્રયકારે પણ અપનાવી લઇ કર્ણને દક્ષાવતાર બતાવવાનો પ્રયત્ન કર્યો છે.[२९] બન્ને ગ્રંથકારોની આ કલ્પના કેવળ કર્ણને માનવશ્રેષ્ઠ યા તો દેવાંશી બતાવવા માટે જ રજુ કરવામાં આવી છે. આ સિવાય તેમાંથી બીજો કોઇ હેતુ માલુમ પડતો નથી. કર્ણના ગુણોનું ટુંકું બ્યાન આપતાં સરસ્વતીપુરાણમાં તેને ધર્મનો બીજો

---

२८ दक्षप्रजापतिर्यो सौ सत्यायासपुराकृतौ ।
पराभूतास्मि ते यस्मान्मृत्युलोके जनिष्यसि ॥ १४९
श्रुत्वा शापं ततस्तस्माद्दक्षेणामितबुद्धिना ।
प्रसादिता तु सा देवी शापस्यांतं पुनर्ददौ ॥ १५०
यदा त्वं मानुषे लोके हरिं संजनयिष्यसि ।
देवकार्यार्थसिध्यर्थं तदा शापाद्विमोक्ष्यसे ॥ १५१
रूपलावण्यसंयुक्तः सर्वैं राजगुणैर्युतः ।
सकर्णदेवो नृपति जातो वैवस्वतेंतरे ॥ १५२ ॥
स. पु. स. १५

२९ पुनन्प्रीणन् जगद्दक्षावतारोस्यापरः सुतः ।
प्रीणन्प्रीणन् प्रियभूत्कर्णः कीर्तिभ्रिण्वन् भ्रिणन् ॥१॥
द्व्या. का. स. ९

અવતાર પાને ધર્મપુરુષ વર્ણવ્યો છે.[૩૦] તે જણાવતાં તે સોમવંશી એટલે ચંદ્રવંશી ક્ષત્રિય હોઈ ચૌલકુલોત્પન્ન હોવાનું જણાવ્યું છે. આથી ચૌલ એ ચૌલુક્યોનું ટૂંકું રૂપ હોવાનું લાગે છે. કર્ણ ધર્મપ્રિય હતો તેમ જ ચુસ્ત રુદ્રભક્ત હતો તે માટે અનેક પ્રમાણો ઉપલબ્ધ થાય છે. કેટલાક ગ્રંથકારોએ તો તે દાની હોવાનું પણ સૂચન કર્યું છે. સુરથોત્સવ, સુકૃતકીર્તિકલ્લોલિની, સુકૃતસંકીર્તન, વસ્તુપાળતેજપાળ-પ્રશસ્તિ, કીર્તિકૌમુદી, કુમારપાળ-ચરિત્ર અને દ્વયાશ્રયમાં તેના અનુપમ ગુણો વર્ણવ્યા છે. આથી સરસ્વતીપુરાણકારનું આ કથન ઐતિહાસિક વિધાનો વડે પ્રમાણિત થાય છે.

મીનળદેવીનું ચારિત્ર શુદ્ધ હતું. તે સુંદર સ્વરૂપવાન સ્ત્રી હતી. કર્ણનાં રૂપગુણથી મુગ્ધ થઇ ઠેઠ દક્ષિણથી ગુજરાતમાં આવી, કર્ણને વરી હતી. કર્ણ અને તેના વચ્ચે ખૂબ પ્રેમ જામ્યો હતો. છતાં પ્રબંધ-ચિંતામણિ અને કુમારપાળચરિત્રમાં તે કદરૂપી હતી, કર્ણને ગમતી ન હતી સિદ્ધરાજનો જન્મ મુંજાલ મંત્રીની યુક્તિનું પરિણામ હતું, વગેરે હકીકત જોડી કાઢી છે[૩૧] ગુજરાતના સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર માનનીય રા. રા. ક. મા. મુનશીએ તે પ્રમાણોના આધારે "પાટણની પ્રભુતા"માં તેનાં ચારિત્ર વિષે શંકા ધરાવે તેવી કેટલીક હકીકત મૂકી છે, જેના પ્રત્યુત્તર રૂપે સ્વ૦ નારાયણ વસનજી ઠક્કુરે 'મહારાણી મયણલ્લા'માં તે સંબંધી પ્રામાણિક વિવેચન વડે તેના ચારિત્ર્યને વિશુદ્ધ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. ખરી રીતે તેનું ચારિત્ર્ય વિશુદ્ધ હતું એવાં અનેક પ્રમાણો દ્વયા. કા. માંથી મળી આવે છે. તદુપરાંત સરસ્વતીપુરાણમાં પણ તેનું ચારિત્ર્ય વિશુદ્ધ હોવાનું જણાવતાં લખ્યું છે કે, "તેની સ્ત્રી જયકેશીની

---

૩૦ सोमवंश समुद्भूत श्चौलवान्वय संभवः ।
कर्णदेवो भवद्राजा साक्षाद्धर्म इवाऽपरः ॥८०॥
सरस्वती पु. अ. १५

૩૧ प्रबंध चिंतामणि પા. ૮૭ શ્રી. દુ. કે. શાસ્ત્રી સંપાદિત

પુત્રી સતી સાધ્વી હતી. તેને કૃષ્ણને જેમ દેવકીએ જન્મ આપ્યો હતો તેમ સિદ્ધરાજને જન્મ આપ્યો હતો."[૩૨]

હ્યા. માં કર્ણચરિત્રનું વિસ્તૃત વર્ણન કરતાં મીનળ અને કર્ણના લગ્નપ્રસંગનું સુંદર વિવેચન કર્યું છે. તેમાં ચિત્રકારે બતાવેલ કર્ણના ચિત્રથી મીનળ તેને વરી ચૂકી હતી, અને પિતાની અનુજ્ઞા મેળવી દાસ-દાસીઓ વગેરેને સાથે લઈ પાટણ આવી કર્ણ સાથે વિધિવત્ લગ્ન કર્યું હોવાનું જણાવ્યું છે, અને તેનાથી મહાપ્રતાપી સિદ્ધરાજનો જન્મ થયો હતો, એમ કહ્યું છે.[૩૩] આથી પ્ર. ચિ. અને કુ. ચ. નાં તે વિધાનો અપ્રામાણિક ઠરી નિરાધાર બને છે. તે પ્રસંગને વધુ પુષ્ટિ આપી સરસ્વતીપુરાણમાં આ સંબંધી સુંદર રૂપક આલેખતાં સિદ્ધરાજ-જન્મની નવીન આખ્યાયિકા રજુ કરી જણાવ્યું છે કે—

"વિજયનામનો માયાવિદ્યાધર વિદ્યાધરોનો અગ્રણી હતો. તેનો નિવા સસુરપર્વતમા હતો. આ વિદ્યાધરને બે પુત્રીઓ હોઇ તેમાં સુદેવા ઘણી જ ધર્મિક અને રૂપસુંદરી હતી. પૂર્વ જન્મમાં તે દક્ષ પ્રજાપતિની સ્ત્રી હતી. વિદ્યાધરને ત્યાં જન્મ લીધા પછી થોડીક ઉમરનાં આવતાં તેણે પાર્વતીનું આરાધન આદર્યું. તે હમેશાં કૈલાસમા જઇ પાર્વતીનું પૂજન કરતી. આમ ઘણોક કાળ વ્યતીત થયા બાદ યૌવન પ્રાપ્ત થતાં તેનો વિવાહ કરવા માટે માતાએ લગ્ન માટે તેના પિતાને કહ્યું. પણ વિદ્યાધરે આશ્વાસન આપતાં કહ્યું કે હે કલ્યાણી! તેમાં કાંઈ શોક કરવા જેવું નથી. જેવાં ફળ તેવાં કર્મ મળે છે. તે જે ગૌરીનું આરાધન કરે છે તે પ્રાપ્તકાળે તેના સર્વ કાર્યો કરશે. જે બાજી કન્યા હતી તેનું લગ્ન રત્નચૂડનાગ સાથે કર્યું. એક વખત સુદેવા

---

૩૨ तस्य भार्याभवत्साध्वी जयकेशीसुता प्रिया ।
सा सुतं जनयामास देवकीव पुरा हरिं ॥८१॥
स. पु. स. १५

૩૩ જુઓ द्वया. का. स. १०-११

વિમાનમાં બેસી ફરવા નીકળી અને ફરતી ફરતી મૃત્યુલોકમાં જંબૂદ્વીપમાં આવી. અહીં આવતાં જ તેને માનશુકન થવા લાગ્યા. ચંદ્રના પૂર પ્રકાશમાં રાત્રી આનંદ આપતી હતી. તે સમયે રાજા (કર્ણ) પોતાના રાજપ્રાસાદમાં પલંગ ઉપર નિદ્રાને સ્વાધીન હતો. તેને જોતાં જ પૂર્વકર્મોને લઇને સુદેવાને તેના ઉપર પ્રેમ ઉપજ્યો, અને કામથી મોહિત બની તેણે રાજાને જગાડયો. જાગતાં જ રાજાએ પોતાની પાસે કોઇ સુરૂપા સ્ત્રીને, કામાર્ત થયેલી જોઇ. પણ પરદારા જાણીને તે ધર્માત્માએ તેના પ્રેમનો ઇન્કાર કર્યો. આથી સુદેવાએ પોતાની સંપૂર્ણ ઓળખાણ આપી, પ્રાર્થના કરી કે, હું આપને જોતાં જ વરી ચુકી છું. માટે મારો સ્વીકાર કરો, નહિતર આપના નિરાદરથી હું પ્રાણત્યાગ કરીશ. આવો તેનો મનોભાવ જાણીને ધર્મવત્સલ રાજાએ ગાંધર્વ-વિવાહથી તેની સાથે લગ્ન કરી, યથેચ્છ ભોગ ભોગવી, સુદેવાને સંતોષ આપ્યો. આથી દેવકાર્યોની સિદ્ધિ માટે તેમજ દક્ષશાપને મુક્ત કરવા સ્વયં નારાયણે તેના દેહમાં ગર્ભરૂપે નિવાસ કર્યો. પરંતુ પૂર્વશાપને લઇને કર્ણ અને સુદેવાનો વિયોગ થયો પિતાને ઘેર ગયા પછી ગર્ભધારણથી સુદેવા ઘણી જ લજ્જા પામવા લાગી, અને બ્રહ્માની સ્તુતિ કરી, આ દુઃખમાંથી મુક્ત કરવા જણાવ્યું. તેથી ધર્મસંરક્ષણ માટે તેમ જ અસુરોના વધાર્થે બ્રહ્માએ તેના ગર્ભને ઉધ્ધૃત કરી, કર્ણ નૃપતિની ધર્મપત્ની મયણલ્લામાં મૂકયો. તેણે પુત્રને જન્મ આપ્યો, જે મહાપ્રતાપી સિદ્ધરાજ થયો."[૩૪]

---

૩૪ मालाविद्याधरपतिर्विजयो विश्रुतस्तु यः ।
तस्य कन्या द्वयं जज्ञे वसतः सुरपर्वते ॥
जातस्य दुहिता तत्र सुदेवा रूपसुंदरी ।
पुराकल्पे च साप्यासीत् भार्या दक्षप्रजापतेः ॥
सा तु बाल्यात्प्रभृत्येव योगविद्या गुणान्विता ।
पुरुषद्वेषिणी जाता गौर्याराधनतत्परा ॥

× × ×

આ આખ્યાયિકા એક સત્ય ઐતિહાસિક વસ્તુનું પૌરાણિક રૂપક છે, કારણ તેનું આખુંયે વસ્તુસંયોજન કર્ણ અને મીનળના લગ્નપ્રસંગને અનુરૂપ છે. દક્ષિણમાંથી મીનળનું ગુજરાતમાં આવવું, તેના ચિત્રમાત્રથી મુગ્ધ થવું, પરસ્પરનું મિલન, અને બન્ને વચ્ચે પ્રેમ જાગવો, અને તેની સાથે થયેલ વિધિપુરઃસર લગ્નકાર્ય વગેરે હકીકત બીજા રૂપમાં સરસ્વતીપુરાણકારે આબાદ ચિતરી છે. આથી પુરાણકારનો આ આખ્યાયિકા રજુ કરવાનો મુખ્ય ઉદ્દેશ કર્ણ, મીનળ, અને સિદ્ધરાજને અવતારી પુરૂષ બતાવી, તેના જીવનની સત્ય હકીકત આપવાનો હોય એમ લાગે છે, અને તેથી પુરાણકારનું આ પ્રતીક ઐતિહાસિક છે. આ બધા ઉપરથી એટલો તો નિષ્કર્ષ નીકળી શકે છે કે કર્ણ અને મીનળ સદાચારી હતાં, અને તેઓનું જોડાણ એ વિશુદ્ધ પ્રેમીઓનું સાચું સંગઠન હતું. આથી ઐતિહાસિક ગ્રન્થોમાંની કલ્પિત હકીકતનો નિરાસ થઈ સત્ય શુદ્ધ તત્ત્વની સાબીતી આ પુરાણ પૂરી પાડે છે, એમ કહેવામાં અતિશયોક્તિ નહિ જ ગણાય.

## સિદ્ધરાજચરિત્ર–દર્શન

કર્ણ અને મીનળનાં ચરિત્રવર્ણનો આપ્યા પછી સિદ્ધરાજના જીવનવૃતાન્તનું દિગ્દર્શન આપવા તરફ વળીશું. સિદ્ધરાજનો જન્મ કેવી રીતે થયો હતો તેનું સવિસ્તર વર્ણન આગળ આપી ગયા છીએ. પુરાણકારે સિદ્ધરાજની મહત્તા વધારવા તેને તેના પિતાની માફક દૈવી વ્યક્તિ જણાવતાં ખુદ વિષ્ણુનો પુનરાવતારી જણાવ્યો છે, તેટલુંજ નહીં પણ કૃષ્ણની માફક તેના જન્મનું કારણ જણાવતાં ધર્મ-સંસ્થાપનાર્થ વિષ્ણુએ સિદ્ધરાજરૂપે જન્મ લીધો હતો, એમ જણાવ્યું છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને વારંવાર લેવા પડતા

---

तस्यैव कर्णनृपते र्धर्मपत्नी वसुंधरा ।
मयल्लदेवीत्यभूत्ततस्तस्यै वधुःस्तुतं ॥
स. पु. स. १६ श्लो. १५७ थी १६०

જન્મનું આવું જ કારણ બતાવ્યું છે,[૩૫] તેને અનુરૂપ કારણ જણાવતાં સરસ્વતીપુરાણકારે સિદ્ધરાજ જન્મ માટે લખ્યું છે કે "કળિયુગમાં ધર્મનો નાશ થતાં તેનો ઉદ્ધાર કરવા માટે વિષ્ણુ ભગવાન ફરીથી કેવી રીતે પ્રાદુર્ભાવ પામ્યા હતા તે કહું છું."[૩૬] પુરાણકારની આ કલ્પના સિદ્ધરાજ અનુપમ ગુણાન્વિત હોવાનું સૂચન કરે છે. કાવ્યો અને નાટકોમાં કથાનાયકને દિવ્ય અને ચમત્કારી લક્ષણવાળો વર્ણવામાં આવે છે, પુરાણોએ પણ તે પદ્ધતિનો કેટલેક અંશે સ્વીકાર કરેલો છે, અને તે ન્યાયે આ પુરાણકારે પણ સિદ્ધરાજ માટે આવી કલ્પના રજુ કરી હશે, એમ માનવાને કારણ છે. સાહિત્યદર્પણમાં મુખ્ય નાયકનાં લક્ષણો ગણાવતાં તે પ્રખ્યાત વંશનો, રાજર્ષિ, ધીરોદાત્ત ગુણવાળો, પ્રતાપવાન, અને દિવ્યાદિવ્ય પ્રકૃતિવાળો હોવો જોઇએ, એમ સૂચવ્યું છે.[૩૭] સરસ્વતીપુરાણનું રચનાવિધાન સિદ્ધરાજચરિત્રને ઉદ્દેશીને જ ગુંથવામાં આવ્યું છે, જેની વિસ્તૃત ચર્ચા રચનાકાળના વિવેચનમાં કરવાની છે. એટલે આ પુરાણનો કથાનાયક સિદ્ધરાજ હોઈ તેના ગુણો અને કાર્યોનું વર્ણન અદ્‌ભુત અને દિવ્યાદિવ્ય હોય તેમાં અતિશયોક્તિ ગણાય નહીં.

મહાપુરૂષોના જન્મસમયે અશરીરિણી વાચા અગર આકાશવાણી થયાના અનેક પ્રસંગો પુરાણો અને કાવ્યોમાંથી મળી આવે છે. તે જ

---

૩૫ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८
श्री. भ. गी. अ. ४

૩૬ धर्मे प्रहीयमाणे तु प्रवृत्ते तु कलौ युगे ।
पुनर्यथावतीर्णोऽसौ विष्णुस्तत्कथयामि ते ॥७९॥
स. पु. स. १५

૩૭ प्रख्यातवंशो राजर्षि धीरोदात्तः प्रतापवान् ।
दिव्योऽथ दिव्यादिव्यो वा गुणवन्नायको मतः ॥ सा. द.

પ્રમાણે સિદ્ધરાજના જન્મપ્રસંગે પણ અશરિરિણી વાચા થયાનો પ્રસંગ સરસ્વતીપુરાણકારે જતો કર્યો નથી. તે દર્શાવતાં સિદ્ધરાજનું આખુંયે જીવનવૃત્ત ટુંકમાં આપી દેવાનો પ્રયત્ન કર્યો છે. અને તેનાં મહત્કાર્યોની આ ઠેકાણે સવિસ્તર નોંધ આપતાં જણાવ્યું છે કે,

"તેનો જન્મ થતાં જ અશરીરિણી વાચા થઈ અને કહેવા લાગી કે આ કુમાર સર્વજિત્ થશે અને સર્વ મનુષ્યોમાં નરશાર્દૂલ ગણાઈ, જયસિંહદેવ તરીકે પ્રખ્યાત થશે. તે જે સનાતન ધર્મ નષ્ટ થયો છે તેનો ઉદ્ધાર કરી ફરીથી સ્થાપન કરશે, અને મનુષ્યલોકમાં પુરૂષોત્તમ એટલે સાક્ષાત્ વિષ્ણુ જેવો, અમર પુરૂષોમાં ઉત્તમ એવો સર્વોત્તમ ગણાશે. તે મહાદેવ તરફ અનન્ય ભક્તિ ધરાવી ચક્રવર્તિ થશે અને સિદ્ધરાજ કહેવાશે. સંપૂર્ણ શ્રદ્ધાભક્તિ વડે પ્રાચીન રૂદ્રમહાલયનો ઉદ્ધાર કરી, ત્યાં રૂદ્રનું આરાધન કરશે, તેમજ મહાલયતીર્થનું માહાત્મ્ય વધારશે તે લોકમાન્ય નૃપતિ, ભૂતોના ઈશ એટલે ભૂતોના સરદાર અને ભય આપવાવાળા, બર્બરકને મહાલયની સમીપમાં જિતી પોતાનો વશવર્તિ બનાવશે. આ મહામના (સત્પુરૂષ) અંધકૂપમાંથી ઉશર (ઉસ) લાવી આપી નાગોને પ્રાણદાન આપશે. તે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, સર્વ જ્ઞાનનો ભંડાર અને સર્વ ધર્મપ્રવર્તક બની રાજાઓનો રાજા મહારાજા થશે."૩૮

---

૩૮ जातमात्रे ततस्तस्मिन्वागुवाचाशरीरिणी ।
शृण्वतां सर्वभूतानां तदभूतमिवाभवत् ॥८२॥
यस्माज्जेष्यति सर्वे हि सिद्धवद्देवदेहभृत् ।
जयसिंहदेव इति नाम लोके ख्याता भविष्यति ॥८३॥
नष्टं नष्टं पुनर्धर्मं यः समुद्धरते सदा ।
स एष मानुषे लोके संभूतः पुरुषोत्तमः ॥८४॥
समाराध्य महादेवं त्रिपुरांतकरं हरं ।
सिद्धराज इति ख्यातश्चक्रवर्ती भविष्यति ॥८५॥

આથી જોઈ શકાય છે કે આ અશરીરિણી વાચામાં સિદ્ધરાજનાં જીવનનાં સર્વ કાર્યો આવી જાય છે. આને અનુરૂપ પ્રસંગો ગોઠવતાં મુનિરાજ હેમચંદ્રે દ્વયા. કા. માં આવું જ ભવિષ્ય-કથન દૈવજ્ઞ(જ્યોતિષિ)દ્વારા કરાવ્યું છે.[૩૯] તેમ કરી તેમણે સરસ્વતીપુરાણકારના પૌરાણિક પ્રસંગને લોકધર્માનુસાર રીતે દાખલ

---

एष द्रष्ट्वा स्वयं भक्तया रुद्रं रुद्रमहालये ।
महालयेनसंयुक्त प्राचीने तु करिष्यति ॥८६॥
एष बर्बरकं जित्वा भूतेशं भयदं नृणां ।
महालयस्य पुरतः स्ववशे स्थापयिष्यति ॥८७॥
एष उरवर संगृह्य अंधकूपान्महामनाः ।
नागलोके स्वयं गत्वा नागान् संजीवयिष्यति ॥८८॥
एष बुद्धिमनांश्रेष्ठ सर्वज्ञानवतां निधिः ।
भविष्यति महाराज सर्वधर्मप्रवर्तकः ॥८९॥

स. पु. स. १५

३९ एषोऽरिकीर्तिहत्याकृत्स्वप्रतापाग्निचित्यया ।
उत्खेय द्वीप भूपालो निर्भूषोद्यो भविष्यति ॥१७॥
सर्वार्थसाधने पुष्योतिसिध्यो वैष भास्यति ।
भिद्योऽयस्नाल युग्योयं दिग्भ्यो कुण्यंहरिष्यति ॥१८॥
सूर्योऽयं राक्षसाज्यानां प्रजायास्तिष्यवप्रियः ।
स्तुत्यः प्रावृत्य आवृत्यो जुष्यश्च भविता नृपैः ॥१९॥
वृत्योपधीत्यः सुरैः कृच्छ्रेष्येयोपेयश्च पन्नगैः ।
यो विश्वासिश्रशिष्योभूद्देवः सोत्रावतीर्णवान् ॥२०॥
अर्च्या संकल्प्य वृत्योसौ चत्यारिः शंस्यकृत्यवित् ।
दानवध्ये जगच्छस्यं सुरकार्यं करिष्यति ॥२१॥
नीत्या वृष्या च मृज्या च वृद्धा चानेन गेरियम् ।
[illegible] आप्यकृतां जप्ये मार्ग्ये विघ्नं हरिष्यति ॥२२॥

द्वया. का. स. ११

કરતાં તેની તેજ હકીકત સુસંસ્કૃત રીતે રજુ કરી છે. આ રજુ કરાયલી દરેક હકીકત સ્વતંત્ર વિચારણા માગી લે છે. કારણ દરેક મહત્કાર્યની પાછળ તેનો ઇતિહાસ જોડાયેલો જ હોય છે, તેથી જ પૃથક્ પૃથક્ રીતે તે સર્વેની અન્વેષણા અહીં કરવામાં આવી છે.

આ ભવિષ્યકથનમાં સૌથી પહેલાં જયસિંહ શબ્દની વ્યુત્પત્તિ દર્શાવી છે અને તેનું નામાભિધાન ગુણકર્મને અનુસરી રાખવામાં આવ્યું હતું, એમ પુરાણકારનું માનવું છે. તે નરશાર્દૂલે સર્વત્ર વિજય મેળવ્યો હતો, એ ઇતિહાસપ્રસિદ્ધ છે, અને તેથી તેના નામની વ્યુત્પત્તિ દર્શાવતાં તે હકીકતને અહીં બંધબેસતી કરી છે. તે રુદ્રનો અનન્ય ભક્ત હતો એમ જણાવ્યું છે. સિદ્ધરાજની ઉત્કૃષ્ટ રુદ્રભક્તિનાં અનેક ઉદાહરણો દ્વયા. કા. પ્ર. ચિં. અને કુમારપાળચરિત્રમાંથી મળી આવે છે. સિદ્ધપુરના રુદ્રમહાલયનો પુનરુદ્ધાર, સોમનાથની યાત્રા, પૂર્ણશ્રદ્ધાન્વિત ભક્તિથી થયેલ સોમનાથનાં પ્રત્યક્ષ દર્શન, અને સહસ્રલિંગ સરોવર પર બંધાવેલ સહસ્રશિવમંદિરોની હકીકત તેની શિવભક્તિનાં સાચાં પ્રતીકો રજુ કરે છે. તે જ વસ્તુ જણાવતાં શ્લો. ૮૫ માં સિદ્ધરાજની ઉપાધિ સોમનાથ મહાદેવના આરાધનથી પ્રાપ્ત થઈ ચક્રવર્તીનું વરદાન તેમના તરફથી મળ્યું હોવાનું ગર્ભીત સૂચન કર્યું છે. વળી પ્રાચીન મહાલયતીર્થ અને રુદ્રમહાલયનો પુનરુદ્ધાર તેમના દ્વારા થયો હતો, એ શ્લો. ૮૬ થી સૂચવ્યું છે. મહાલયતીર્થ એ પ્રાચીન તીર્થ છે, જે સિદ્ધપુર પાસે સરસ્વતીના તટ ઉપર આવેલું છે. સ્કંદપુરાણના સરસ્વતી આખ્યાનમાં તેમ જ મહા. ભા. ના વનપર્વમાંથી પણ મહાલયતીર્થનો ઉલ્લેખ મળી આવે છે. એટલે એ પુરાણપ્રાચીન મહાતીર્થ છે અને શિવના મહાપ્રાસાદનું "રુદ્રમહાલય" નામ રાખવામાં કદાચ રુદ્રપ્રાસાદ સાથે મહાલયતીર્થનું સ્મૃતિચિહ્ન કાયમ રાખવાનો ઉદ્દેશ કેમ ન સાધ્યો હોય! તેને નષ્ટ ધર્મનો પુનરુદ્ધાર કર્યો હોવાનું જણાવતાં પુરુષોત્તમ (વિષ્ણુ) નો પુનરવતાર મનુષ્યલોકમાં થયો હોવાનું બતાવ્યું છે. તે સનાતન

ધર્માવલંબી હોઈ પુરાણકારે જણાવેલ 'નષ્ટધર્મ' સનાતન ધર્મ માટે વપરાયો હોય તેમ જણાય છે. ચૌલુક્યો ક્ષત્રિય હોઈ પરમ શૈવોપાસક હતા, છતાં વાતાવરણને અનુસરી, સિદ્ધરાજના પુરોગામી રાજવીઓ જૈન ધર્મ પ્રત્યે સરખુ માન ધરાવતા. તેથી સરસ્વતીપુરાણકારે સનાતન ધર્મને નષ્ટ ધર્મ માન્યો હોય, એમ લાગે છે. સિદ્ધરાજ ચુસ્ત શૈવ હતા એમ આગળ જણાવી ગયા છીએ અને તેના સમયમાં શૈવધર્મમાં વધુ જાગૃતિ આવી હતી. અન્ય ધર્મ પ્રત્યે તેને દ્વેષ કે તિરસ્કાર ન હતા છતા તે પોતાને પરમશૈવ માનતો. સનાતન ધર્મપ્રચાર માટેના તેના પ્રયત્નો અવિરત હતા. દેવમંદિરો, યજ્ઞકાર્યો અને અધ્યયનમંદિરો બનાવી તેણે ધર્મશ્રદ્ધાને મૂર્ત સ્વરૂપ આપ્યું હતું. એટલે સનાતન ધર્મનો વિકાસ સાધવા માટે પુરતા પ્રયત્નો કર્યા હતા, અને આ સર્વના પરિણામે તેના પુરોગામી રાજવીઓ કરતાં, તેના સમયમાં શૈવ સંપ્રદાય વધુ ખીલ્યો હતો આથી જ પુરાણકારે તેને ધર્મોદ્ધારક બનાવ્યો છે, અને જેમ વિષ્ણુ ભગવાન ધર્મનાશ થતાં પુનઃ પ્રાદુર્ભાવ પામે છે, તેવી જ રીતે સિદ્ધરાજે પુરુષોત્તમ( વિષ્ણુ )ના અવતારરૂપે પુનર્જન્મ ધારણ કર્યો હતો એમ કહી, તેને વિષ્ણુની તુલનામાં મૂક્યો છે, એટલું જ નહીં પણ તે ખુદ વિષ્ણુનો અવતાર હતો, એમ કલ્પ્યું છે. સરસ્વતીપુરાણકાર જ્યારે તેને કૃષ્ણ જેવો હોવાનું કલ્પે છે, ત્યારે દ્વયા. કારે તેને વિશ્વામિત્રના શિષ્ય રામચંદ્ર જેવો હોવાનું માન્યું છે.[40]

ત્યારપછી બર્બરકને હરાવી. વશ કરશે એમ શ્લો. ૮૭ માં સૂચવ્યું છે. સિદ્ધરાજે બર્બરકને પરાજિત કરી વશવર્તી બનાવ્યો હતો, તેનુ સંપૂર્ણ વિવરણ આગળ આપી ગયા છીએ. એટલે તે સંબંધે અહીં કઈ ખાસ કહેવાનું રહેતું નથી. શ્લો. ૮૦ માં અંધકૂપમાંથી ઉખર ( ઉસ ) લાવી આપી નાગલોકમાં જઈ તે નાગોને જીવનદાન આપશે, એમ ભવિષ્ય ભાખ્યું છે. સરસ્વતીપુરાણકારના આ કથનથી

---

૪૦ द्वया. का. स. ११, श्लो. २०

જણાય છે કે પુરાણકારે સિદ્ધરાજનું ચરિત્રલેખન સંપૂર્ણ વિગતોથી નોંધ્યું છે, એટલું જ નહીં પણ તેનો એકે મહત્વનો પ્રસંગ જતો કર્યો નથી. ઉસ લાવી નાગલોકમાં જઇ પ્રાણદાન આપ્યાની હકીકત ફકત આ પુરાણ અને દ્વયા. કા. માંથી જ મળે છે. આ સિવાય કોઇ પણ ઐતિહાસિક ગ્રંથમાં આ પ્રસંગ નોંધાયો નથી. આથી સરસ્વતીપુરાણની પ્રામાણિકતા અને પ્રાચીનતા માટે મજબુત કારણ મળે છે આ પુરાણમાં તેને માટે ટૂંકું વિવેચન કર્યું છે, જ્યારે દ્વયા. કારે તેની વિસ્તારપૂર્વક નોંધ લેતાં લખ્યું છે કે—

"એક વખત સિદ્ધરાજ રાત્રે નગરચર્યા જોવા નીકળ્યો. અને ફરતો ફરતો સરસ્વતીના તટ ઉપર ગયો. ત્યાં તેણે એવો શબ્દ સાંભળ્યો કે, જો તમો કૂવામાં પડશો તો હું પણ આપની પાછળ પડીશ. આ સાંભળતાં જ સિદ્ધરાજની જીજ્ઞાસા વધી, અને તે જાણવા આગળ ચાલ્યો, અને કહ્યું કે તમો કોણ છો તે જણાવો, આપને જે દુઃખ હશે તે દૂર કરવા મારાથી બનતું કરીશ. ત્યારે નાગપુત્ર પોતાની હકીકત જણાવતાં બોલ્યો કે મારૂં નામ કનકચૂડ છે, અને વાસુકીનાગના મિત્ર રત્નચૂડનો હું પુત્ર છું. એક વખત મારા મિત્ર દમન સાથે વાદ થતાં તે હેમંત ઋતુમાં લવલી પુષ્પ લાવી આપે, તો મારે મારી ભાર્યા હારી જવી એવી શરત કરી. શરત પ્રમાણે તેણે હેમંતમાં લવલી પુષ્પો લાવી આપ્યાં, તેથી કરાર મુજબ હું મારી સ્ત્રી હાર્યો. તેવામાં નાગલોકે દમનને હુલ્લડનાગ જે કાશ્મિરમાં રહે છે, તેની પાસે જવાનો હુકમ કર્યો. તેનું કારણ એવું છે કે, એક વખત હુલ્લડે પાતાળને જળમાં ડુબાવવાનો પ્રયત્ન કર્યો, આથી નાગલોકોએ તેની પ્રાર્થના કરી કહ્યું કે, અહીંથી પ્રતિવર્ષે એક નાગ આપની પૂજા કરવા આવશે, તેથી આ વર્ષે દમનનો પૂજા કરવા જવાનો વારો છે, પણ ત્યાં ઠંડી બહુ જ પડે છે, અને ઘણું જ શ્રમસાધ્ય કાર્ય હોય, ઉસ સાથે લઇ જઇ શરીરે લગાડવામાં આવે, તો નિશ્ચિત રીતે ત્યાં જઇ શકાય તેમ છે. તે કારણથી દમને મારી

પસે ઉસની માગણી કરી, આગળની શરતમાંથી મુક્ત થવા જણાવ્યું. આથી તેના માટે હું આ કૂવામાંથી ઉસ લેવા આવ્યો છું. પણ આ કૂવામાં સૂચીમુખ (સોય જેવા અણીદાર મુખવાળી) મધમાખો રહે છે, જેથી તેના દંશથી મૃત્યુ થઇ પાછા ઉપર આવી શકાય નહીં. આ માટે મારી પ્રાણપ્રિયા મને તેમાં પડતાં રોકે છે, અને સાથે આવવા કહે છે. તેનો મધળો વૃત્તાન્ત સાંભળી સિદ્ધરાજે તેને ઉસ લાવી આપી, તેને નિર્ભય રીતે પાતાળમાં પહોંચાડવા બર્બરકને મોકલ્યો."[૪૧]

આથી જોઇ શકાય છે કે સરસ્વતીપુરાણકારની દૈવી વાણી અને દ્વયા. કાવ્યનું આ વર્ણન એકબીજાને અનુરૂપ છે, ફક્ત દ્વયા. કારે આ પ્રસંગ વિસ્તૃત રીતે પૂર્વાપર સંબંધસહ સમુચિત ભાષામાં રજુ કર્યો છે. પૌરાણિક દૃષ્ટિએ નાગલોક(પાતાળ)માં જવું, કનકચૂડ નાગ સાથે વાર્તાલાપ એ દૈવી કૃત્યો લાગે છે. પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પાતાળ પૃથ્વિની અંદર નહીં, પણ સિંધુમુખ આગળ તે નામનું નગર હતું, અને તેની આજુબાજુનો પ્રદેશ નાગલોક કહેવાતો હતો. વળી ઉપર્યુક્ત વર્ણનમાં જણાવેલ નાગો તે પેટે ચાલનારા નાગ નહીં પણ નાગજાતિના અસુરો હતા, જેઓ નાગલોકમાં રહેતા હતા એમ વિદ્વાનો માને છે[૪૨] તેથી જણાય છે કે કનકચૂડ નાગ ત્યાંથી કંઇ કારણસર ગુજરાતમાં આવ્યો હશે, જેને સિદ્ધરાજે કેટલીક મદદ કરી હતી. વૈદિક સમયમાં કાશ્મિરથી ગુજરાતના કિનારા સુધી નાગજાતિનું જોર હતું, તે પ્રાચીન પરંપરાને ધ્યાનમાં લઇ સરસ્વતીપુરાણકારે કુલ્લડનાગનું નિવાસસ્થાન કાશ્મિર બનાવી, અનુમોદન આપ્યું છે. બર્બરક કનકચૂડને નિર્ભય રીતે પહોંચાડવા પાતાળમાં ગયો હતો. આથી તે સિંધુમુખ પાસેના પાતાળ નગરમાં ગયો હશે, એમ માની શકાય છે. કનકચૂડ કેવળ ઉસ લેવા માટે જ પાટણ આવ્યો હોય એમ

---

૪૧ द्वया. का. स. १३ श्लो. १४ थी १०७

૪૨ જુઓ ખંભાતનો ઇતિહાસ પરિશિષ્ટ उ

લાગતું નથી, કારણ તેટલે દૂરથી આવા નજીવા કારણ માટે તે અહીં આવે એ અસંભવિત છે. પણ અનુમાન થાય છે કે કાશ્મીરનિવાસી નાગજાતિનો સરદાર કુલ્લક, પાતાળના લોકોને ત્રાસ આપતો હોવો જોઈએ, જેનાથી બચવા તે લોકોએ સિદ્ધરાજની મદદ માગવા કનક-ચૂડને પાટણ મોકલ્યો હશે; જેથી સિદ્ધરાજે જાતે બર્બરકને સાથે લઈ તેઓને તેના ત્રાસમાંથી મુક્ત કર્યા હશે, અને તેને અનુલક્ષી સરસ્વતીપુરાણકારે દૈવી વાણીમાં તે નાગલોકમાં જઈ નાગોને જીવતદાન આપશે, એમ જણાવ્યું હોય, એમ લાગે છે. ગમે તેમ હો પણ એટલું તો સ્પષ્ટ છે કે સિદ્ધરાજે નાગજાતિને પણ સારી એવી મદદ કરી હતી, અને અંધકૂપમાંથી ઉસ લાવી આપ્યાનો પ્રસંગ એક મહત્કાર્યનું રૂપક હોય એમ જણાય છે. આવું રૂપક મૂકવાનો પુરાણકારનો શો આશય હશે તે માલમ પડતું નથી, પણ સિદ્ધરાજને દૈવીકાર્યશક્તિવાળો પુરૂષ જણાવવા તેને પાતાળમાં જઈ નાગલોકોને જીવનદાન આપ્યાનું મોઘમ નોંધ્યું હશે. અંતમાં અશરીરિણી વાચાએ સર્વસામાન્ય આશીર્વચન આપતાં કહ્યું છે કે તે જ્ઞાનવંત, બુદ્ધિશાળી અને સર્વ ધર્મપ્રવર્તક થશે. આ પ્રમાણે દૈવીવાણીમાં સિદ્ધરાજનું ટુંકું ચરિત્ર આપી દીધું છે.

અશરીરિણી વાચા બંધ થતાં જ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ દેવદુંદુભિઓ વાગવા માંડયાં, અપ્સરાઓ નાચગાન કરવા લાગી.[૪૩] આવાં વર્ણનો પુરાણોમાંથી પુષ્કળ મળે છે. અનેક મહાપુરૂષોના જન્મનું વર્ણન કરતાં અપ્સરોના નાચ, દેવદુંદુભિનું વાદન, સુગંધિત વાયુનો પ્રચાર, વગેરે સર્વસામાન્ય હોવાનું પુરાણો ઉપરથી જણાય છે અને તેને અનુસરી સરસ્વતીપુરાણમાં પણ તેવું જ વર્ણન આપી પુરાણ-ક્રમને સાચવ્યો છે.

---

૪૩ विरामे तस्य वाक्यस्य पुष्पवृष्टिः पपातयत् ।
देवदुंदुभयोनेदु र्ननृतुश्चाप्सरोगणाः ॥९१॥ स. पु. स. १९

સિદ્ધરાજ દૈવી વ્યક્તિ હોય બાલ્યવયથી જ તેનામાં અનેક ગુણો પ્રતિષ્ઠિત હતા. કારણ મહાપુરૂષોને પ્રાક્કર્મના યોગે જન્મ સાથે જ અદ્દભુત ગુણો પ્રાપ્ત થાય છે. આ પુરાણે પણ તે પ્રમાણે જણાવતાં લખ્યું છે કે "તે રાજપુત્ર જેમ શુક્લ પક્ષમાં ચંદ્રમા વૃદ્ધિ પામે છે, તેમ મોટો થવા લાગ્યો અને બાલ્યવયથી જ તેનામાં સર્વ ગુણો અધિષ્ઠિત થયા હતા."૪૪

ઐતિહાસિક પ્રમાણોના આધારે સિદ્ધરાજનો રાજ્યાભિષેક નાનપણમાં થયો હતો. એટલું જ નહીં પણ કર્ણે જાતે તેને રાજગાદી ઉપર બેસાડયો હતો. આ હકીકતને પુષ્ટિ આપતાં સરસ્વતીપુરાણકાર કહે છે કે "પછી રાજાએ પુત્રને પોતા કરતાં પણ ગુણાધિક (ઘણા ઉત્તમ ગુણવાળો) જોઇ રાજસિંહાસને અભિષિક્ત કર્યો, અને પોતે શિવલોક તરફ પ્રયાણ કર્યું."૪૫ આથી જોઇ શકાશે કે સિદ્ધરાજને ગાદી ઉપર બેસાર્યા પછી કર્ણ લાંબો વખત જીવ્યો હોય તેમ લાગતું નથી. દ્વયા. કારે પણ આ પ્રસંગને અનુમોદન આપી તેને મળતી જ હકીકત નોંધી છે.૪૬ આથી સરસ્વતીપુરાણકારનું કથન ઐતિહાસિક પ્રમાણો વડે વાજબી લાગે છે. ત્યારબાદ સિદ્ધરાજનું

---

૪૪ ततः स वृद्धिमगमत् शुक्लपक्षे यथाशशी ।
सतु बाल्यात्प्रभृत्येव सर्वैर्गुणगणैर्वृतः ॥९२॥
स. पु. स. १५

૪૫ ततो भूपपति र्दृष्ट्वा पुत्रमात्मगुणाधिकं ।
अभिषिच्य स्वराज्ये तं शिवलोकं जगाम सः ॥९३॥
स. पु. स. १५

૪૬ सोऽभिषेक चिकीः सूनोः कीरपां दिविषत्समः ।
पुण्यसूकुम्भहस्तोभाञ्जि र्णुर्विष्णोर्नु गोद्रुहः ॥१०४॥
द्व्या. स. ११

પ્રતાપતેજ વર્ણવતાં પુરાણકાર નોંધે છે કે તેના તેજ માત્રથી ધર્મબાધકો જેમ વાયુથી દીવા ઠરી જાય તેમ નાશ પામ્યા. મતલબ કે તેના રાજસિંહાસને આવ્યા પછી ધર્મવિધ્વંસક દુષ્ટ જનોનો અભાવ હતો. આમ જણાવીને સિદ્ધરાજની ધર્મભાવના વ્યક્ત કરવાનો પુરાણકારનો આશય જણાય છે. વળી તેણે જે રૂદ્રસ્થાનો ગુપ્ત હતાં તેનો શ્રીવિષ્ણુ ભગવાનની કૃપા વડે ઉદ્ધાર કર્યો હતો.

આટલે સુધી તેનું સામાન્ય વર્ણન આપ્યા પછી પુરાણકાર તેના રાજકીય વ્યવસાય સંબંધી ઇશારો કરતાં લખે છે કે "તેણે અવંતિ વગેરે દેશો સાથે સર્વ વસુંધરાને જિતી અને તે રાજા શિવધ્યાનપરાયણ બન્યો."૪૭ તેણે અનેક વિજયો મેળવ્યા હતા અને તેમ કરી કેટલાક દેશોમાં પોતાની સત્તા સ્થાપી હતી, છતાં બીજા કોઇનો ઉલ્લેખ નહી કરતાં પુરાણકારે ફક્ત અવંતિ વગેરે એમ કહી અવંતિના વિજયને સર્વશ્રેષ્ઠ બતાવ્યો છે. અવંતિનો જય તેનો છેલ્લો વિજય પ્રસંગ હતો, તેમજ તેના સર્વ વિજયોમાં તે સર્વોત્કૃષ્ઠ ગણાતો. આ વિજય તેણે ભારે જહેમત ઉઠાવીને મેળવ્યો હતો, એટલું જ નહીં પણ અન્ય વિજયયાત્રાઓના મુકાબલે તેનું મહત્વ સર્વોચ્ચ હતું, અને પ્રજામાં પણ તેમ મનાતું હતું. આથી જ પુરાણકારે તેની છેલ્લી અને મહાન જિતનો ફક્ત ઉલ્લેખ કરી સંતોષ અનુભવ્યો હશે, એમ જણાય છે. આ સિવાય તેમાં બીજો કોઇ પણ ઉદ્દેશ સમાયેલો હોય તેમ જણાતું નથી.

અવંતિની જિત ઇતિહાસપ્રસિદ્ધ છે, એટલે તેને માટે વધુ પ્રમાણોની અપેક્ષા રહેતી નથી પણ સહસ્રલિંગના સ્થાપત્યકાળ

---

૪૭ अवंति मादितः कृत्वाजित्वा सर्वां वसुंधरां ।
ब्राह्मणेभ्यो ददौ राजा शिवध्यानपरायणः ॥९१॥
स. पु. स. १५

મારે વિદ્વાનોમાં આજે જે મતભિન્નતા જોવામાં આવે છે તેનો આ પ્રમાણથી કંઈક ખુલાસો થશે, એમ મારું માનવું છે. પ્રબંધચિંતામણી સહસ્રલિંગનું કાર્ય શરૂ કરી, માલવયુદ્ધનું વિજયપ્રસ્થાન તેણે કર્યું હતું એમ જણાવે છે,[૪૮] જ્યારે દ્વયાશ્રયકાર આ વિજય મેળવ્યા બાદ તેનું મુહૂર્ત કર્યાનું સૂચન કરે છે.[૪૯] સરસ્વતીપુરાણકાર પણ અવંતિ વગેરેની જિત જણાવ્યા પછી જ સહસ્રલિંગનું સ્થાપત્યવિધાન રજુ કરે છે. આથી તેણે સિદ્ધરાજનાં મહત્કાર્યો ક્રમસર આપ્યાં હોય તો આ પુરાણથી પણ તે માળવાના વિજય બાદ થયાનું માનવાને કારણ છે.

આ પછી સિદ્ધરાજના રાજ્યકાળની સામાજિક સ્થિતિ બતાવતાં તેણે રામરાજ્ય જેવું આદર્શ ચિત્ર રજુ કર્યું છે. તેનું સુંદર વર્ણન નોંધતાં પુરાણકાર લખે છે કે "તેના રાજ્યમાં સર્વે વર્ણ સ્વધર્મ-નિરત હતી, કોઈ પણ મનુષ્ય અકાળ મરણને પ્રાપ્ત થતું ન હતું, વ્યાધિ, ભય અને દુઃખ તેના શાસનકાળે દૂર ભાગતાં. પર્જન્ય યથાસમયે પૂરતા પ્રમાણમાં આવતો, પૃથ્વિ સદાયે "સસ્યપ્રદા" ધાન્ય આપતી હતી ( ફળદ્રૂપ હતી ) અને તે નૃપતિના પ્રભાવથી ગાયો કામદુધાની માફક મનુષ્યોને સર્વસુખ આપતી. સિદ્ધરાજના શાસનકાળે ચોર, અગ્નિ અને વિષવ્યાલકો( ઝેરી જનાવરો )નો ભય ન હતો તેમજ સર્વે મનુષ્યો ક્ષુધાતૃષાની ચિંતાથી મુક્ત હતાં."[૫૦] પુરાણોના કેટલાક

---

૪૮ प्र. चिं. दु. के. शास्त्री पा. ९४

૪૯ अतीत्य मैथिलं युद्धं राघवोऽनुकृतक्रतुः ।
प्रापातेलरतीर्थ्यांस पूर्ते चक्रे महासरः ॥११४॥
द्व्या. का. स. १५

૫૦ सर्वे वर्णाः स्वधर्मस्था नाकालमरणं नृणां ।
न च व्याधिर्भयं घोरं तस्मिन् शासति मेदिनी ॥९७॥
कामवर्षी च पर्जन्यः सर्वसस्यप्रदा मही ।
सर्वाद्रोणदुधा गावः प्रभावात्तस्य भूपतेः ॥९८॥

ધાર્મિક રાજાઓનાં ચરિત્રોમાં આવાં વર્ણનો મળી આવે છે. રામાયણમાં પણ રામરાજ્યની લોકસ્થિતિ જણાવતાં આવું જ બલ્કે આને મળતું જ વર્ણન આપ્યું છે.[૫૧] આમ સિદ્ધરાજના શાસનકાળે પ્રજાવર્ગ ઘણો જ સુખી અને આબાદ હતો. રાજાઓ પ્રજાને સુખ અને સગવડ પૂરી પાડતા અને પ્રજાના સુખમાં જ પોતાનું સુખ સમજતા.

## સહસ્રલિંગનું સ્થાપત્યવિધાન

સિદ્ધરાજનું આટલું ચરિત્રવર્ણન આપ્યા પછી પુરાણકાર સહસ્રલિંગ સરોવરનો ઇતિહાસ આપવાનું શરૂ કરે છે. તેમાં તેનો ઉત્પત્તિપ્રસંગ, નહેરદ્વારા તેમાં સરસ્વતીને પધરાવવાની યોજના, તેનાં તીર્થો, દેવમંદિરો વગેરેનાં વર્ણનો ઐતિહાસિક સાહિત્યમાં નવીન ભાત પાડે છે. આવું સપ્રમાણ અને ક્રમબદ્ધ વર્ણન કોઇ પણ ગ્રંથકારે હજુ સુધી નોંધ્યું નથી. એટલું જ નહીં પણ આ પુરાણની પ્રાચીનતાનો મોટો આધાર તેના સહસ્રલિંગવર્ણન ઉપર જ અવલંબે છે, એમ કહીશું તો ખોટું નહીં કહેવાય. સહસ્રલિંગનો સંપૂર્ણ ઇતિહાસ સરસ્વતીપુરાણના આધારે "મહારાજાધિરાજ" પુસ્તકના ખંડ ૩ માં

---

न चौराग्निभयं तत्र न विषव्यालकं तथा ।
क्षुत्पिपासाभयं नास्ति सिद्धराजे प्रशासति ॥९९॥
स. पु. स. १५

५१ रक्षवानररक्षांसि स्थिता रामस्य शासने ।
अनुरञ्जन्ति राजानो ह्यहन्यनि राघवम् ॥११॥
काले वर्षति पर्जन्यः सुभिक्षं विमलादिकः ।
हृष्टपुष्टा जनाः कीर्णे पुरं जनपदास्तथा ॥१२॥
नाकाले म्रियते कश्चिन्नव्याधिः प्राणिनां तथा ।
नानार्थे विद्यते कश्चिद्ग्रामे राज्यं प्रशासति ॥१३॥
वा. रा. उत्तरकांड अ. ९९

વિસ્તારપૂર્વક આપ્યો છે. જો કે તેમાં તે સંબંધી ઠીકઠીક ચર્ચા મારા તરફથી કરવામાં આવી છે, અને તેમાં કેટલાંક બંધબેસતાં અનુમાનો દાખલ કરવામાં આવ્યાં છે, છતાં તેનો આવો પદ્ધતિસર ઇતિહાસ પહેલી વાર જ બહાર પડયો છે. આ સિવાય શ્રી. રામલાલ મોદીએ આ પુરાણના આધારે સહસ્રલિંગની યોજના રજુ કરતો લેખ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના બારમા સાહિત્ય સંમેલન પ્રસંગે લખ્યો હતો, જેમાં તેમણે કેટલાંક નવવિધાનોનો ઉલ્લેખ કર્યો છે. તેવું જ યોજનાચિત્ર આ પુસ્તકના પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે. તદ્ઉપરાંત તેનો નકશો પણ સરસ્વતીપુરાણના પ્રામાણિક સાધનોવડે ઉપજાવી કાઢયો છે તે પરિશિષ્ટમાં લેખની સાથે જ રજુ કર્યો છે. તેમ છતાં અહીં તેનું ક્રમસર વિવેચન આપવાની જરૂરત ઉભી રહે છે. કારણ સરસ્વતીપુરાણનાં ઐતિહાસિક વિધાનોના વિસ્તૃત વિવેચનમાં, પુનરૂકિતના ભયે સહસ્રલિંગનો ઇતિહાસ જો ન આપવામાં આવે તો ગ્રંથવિવેચનની એટલી અપૂર્ણતા ગણાય. તેથી તેના દરેક વિધાનની સંશોધનદૃષ્ટિએ અને તુલનાત્મક પદ્ધતિએ અહીં વિચારણા કરવામાં આવી છે.

સહસ્રલિંગ બંધાવવાની સ્ફુરણા કયા કારણને લઇ સિદ્ધરાજને ઉદ્‌ભવી, તેની પ્રસ્તાવના રજુ કરતાં પુરાણકાર કહે છે કે " એક વખત તે પાર્થિવેન્દ્ર રાત્રે સૂઇ રહ્યો હતો ત્યારે તેને પોતાના નગરનું જળ વગરનું સરોવર સાંભરી આવ્યું. આ સરોવર નગરની નજદીકમાં ઉત્તર દિશાએ આવેલું હતું, જે દુર્લભરાજે બંધાવ્યું હોઇ તે જળપૂર્ણ કેમ થાય તેનો વિચાર કરવા લાગ્યો."[૫૨] આથી સહસ્રલિંગનું કાર્ય

---

૫૨ एकदा पार्थिवेंद्रोऽसौ निशि सुप्तःस्थितः सुखं ॥
संसस्मार सरस्तच्च जलहीनं स्वके पुरे ॥१०१॥
यत्सरो नगराभ्यासे उत्तरस्यां दिशि स्थितं ।
कृतं दुर्लभराजेन जलपूर्ण कथं भवेत् ॥१०२॥
स. पु. स. १५

પૂર્ણ થયા બાદ તેમાં કાયમ જળ રહેતું ન હતું, અને તેને લઈને જ સિદ્ધરાજને આ વિચાર સૂઝયો હોવાનું સૂચન થાય છે. પણ સહસ્રલિંગ સરોવરનું સ્થાપત્ય સિદ્ધરાજે જ કર્યું હતું, છતાં પુરાણકારે તેની કને દુર્લભરાજે એ પૂર્વે બંધાવ્યાનું કેમ કહેવરાવ્યું હશે? સહસ્રલિંગ સરોવર સિદ્ધરાજે જ બંધાવ્યું હતું એ લોકપ્રસિદ્ધ અને ઇતિહાસપ્રણીત વાત છે, તેથી સરસ્વતીપુરાણકારનું એ કથન અહીં અસંબદ્ધ લાગે છે. આગળ વિચારી ગયા પ્રમાણે આ પુરાણનું દરેક કથન બહુધા સત્ય અને પ્રામાણિક હોઇ ઇતિહાસ સાથે મેળ સાધે છે, જ્યારે અહીં ગ્રંથકારે કેમ ભૂલ ખાધી હશે? આ વિચારણીય છે. ખરેખર મને તો તેમાં ગ્રંથકારની બીલકુલ ભૂલ જણાતી નથી. કારણ ઐતિહાસિક પ્રમાણો અને નક્કર અનુમાનો વડે એમ જણાય છે કે, સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવર દુર્લભ-સરોવરના સ્થાન ઉપર જ બંધાવ્યું હતું, અને પિતૃઓનું તે સ્મારક ભૂંસાઈ ન જાય તેટલા માટે તેનું રાજપ્રણીત નામ દુર્લભસરરાજ રાખ્યું હતું.[૫૩] સહસ્રલિંગ નામ તેના કાંઠા ઉપરનાં સહસ્રશિવમંદિરોને લઇને જ કહેવામાં આવતું, જે જનસમાજમાં સુપ્રસિદ્ધ હતું. આથી જ ગ્રંથકારે સિદ્ધરાજ પાસે દુર્લભરાજે બંધાવેલ સરોવર કહેવરાવ્યું હોય. આ સિવાય તેમાંથી બીજો પણ ધ્વનિ નીકળી શકે છે કે, સિદ્ધરાજને પ્રથમ દુર્લભ સરોવરને જળપૂર્ણ કરવાનો વિચાર થયો હશે, પણ તે સરોવર સારી સ્થિતિમાં નહીં હોવાના સબબે, તેનું પુનર્વિધાન કરી તેણે એ નવીન બંધાવ્યું હશે. આ ગ્રંથમાં દરેક ઠેકાણે ગ્રંથકારે તે સરોવરનું સહસ્રલિંગ, સિદ્ધરાજ–સરોવર, વગેરે નામો જણાવ્યાં છે, જ્યારે અહીં ભૂલથી કે અજ્ઞાનતાથી તે દુર્લભરાજે એ બનાવેલ ત્યાં હતું એમ કહે તેમ જણાતું નથી. પણ ખાસ ઇરાદાપૂર્વક ઉપર્યુક્ત હકીકતનું ગર્ભિત સૂચન કરવા તેવી નોંધ લીધી હોય તેમ જણાય છે.

---

૫૩ આ મુદ્દાની વિસ્તૃત ચર્ચા માટે જુઓ "ગુજરાતી" પત્રની ૧૯૩૫ની ભેટ "મહારાજાધિરાજ" ખંડ ૩ પ્ર. ૧.

સહસ્રલિંગ સરોવર સરસ્વતીના પુનિતામૃત વડે ભરવામાં આવ્યું હતું. તે માટે સિદ્ધરાજ જળવીથિકા(નહેર)દ્વારા સરસ્વતીને સહસ્રલિંગમાં લાવ્યો હતો. તે કાળે સરસ્વતીનું વહન પાટણથી ઉત્તરમાં લગભગ બેત્રણ ગાઉ દૂર ઉષર ભૂમિના અંત્યપ્રાંતમાં હતું, એ આખી યે ઘટનાને એક સુંદર રૂપક દ્વારા રજુ કરતાં, તેની વ્યવસ્થિત આખ્યાયિકા સરસ્વતી-પુરાણકારે આપી છે. પુરાણકારનું આ વસ્તુસંયોજન અદ્વિતીય હોઈ પૌરાણિક અને ઐતિહાસિક દૃષ્ટિએ પ્રશંસનીય છે.

રાત્રિએ આ વિચાર કરતાં કરતાં સિદ્ધરાજ નિદ્રાધીન થયો, અને તેના સ્વપ્નમાં ભૃગુવંશની વૃદ્ધિ કરનારા ભરદ્વાજ મુનિ આવી કહે છે કે હે વત્સ! મેં દિવ્ય ચક્ષુવડે તારા હૃદયની ભાવના જાણી છે. જેના માટે તું ચિન્તા કરે છે તે કાર્ય મારા ઉપદેશથી સિદ્ધ થશે. પછી યોગનિદ્રામાં પડયાં છતાં પણ સિદ્ધરાજે પોતાના કુળદેવનું યથોકત પૂજન કર્યું અને સ્તુતિ કરી કે, આજે આપના દર્શનથી મારૂં જીવન ધન્ય બન્યું છે. પછી ભરદ્વાજ મુનિ કહેવા લાગ્યા કે હે વત્સ! તું જે સરોવરને જળપૂર્ણ કરવા માગે છે તેનો ઉપાય બતાવું. આ સારસ્વત-ક્ષેત્રનો પ્રદેશ પ્રાચીન અને પુણ્યતમ છે. વળી કલિના પ્રભાવે પાપ-સ્પર્શથી સરસ્વતીએ આ સ્થાનોનો ત્યાગ કર્યો છે. માટે એ બ્રહ્મપુત્રી સરસ્વતીનું તું આરાધન કર; જે પુણ્યતમ અને પરમાનંદ આપવા-વાળી છે. હે સિદ્ધરાજ! પૂર્વે તેં જે સિદ્ધેશને પ્રસન્ન કર્યા છે, તે સરસ્વતીના ઉત્તર ભાગે સ્મશાનમાં આવેલા છે, અને એ સિદ્ધિ આપવા વાળા હોઈ સિદ્ધેશ્વર તરીકે પ્રખ્યાત છે. સરસ્વતીએ આ સ્થાનનો ત્યાગ કર્યો છે, પણ શંકરનો ત્યાગ કર્યો નથી. તે સિદ્ધેશ્વરને ભક્તિ વડે પ્રસન્ન કરી, ઉત્તરાભિમુખ આસન લગાવી પ્રાણાયામપૂર્વક સરસ્વતીનું ધ્યાન કરજે, જે તને સિદ્ધિ આપશે. આ પ્રમાણે કહી તેનું મસ્તક સુંઘી ભરદ્વાજ મુનિ પોતાના આશ્રમ પ્રતિ ગયા.[૫૪]

---

૫૪ स. पु. स. १५ श्लो. १०३ थी १२०

પુરાણકારે આ કલ્પનાને પૌરાણિક ઢબથી રજુ કરતાં ભરદ્વાજનો સંબંધ સયુક્તિક યોજ્યો છે. કારણ બ્રાહ્મણોની માફક ક્ષત્રિઓને પણ ગોત્રપ્રવર હોય છે. સિદ્ધરાજનું ગોત્ર ભારદ્વાજ હતું અને તેથી તેના કુલાચાર્ય ભારદ્વાજ જણાવી કુલ અને કુલાચાર્યનો ઠીક મેળ સાધ્યો છે. આ રૂપકનો તાત્વિક નિષ્કર્ષ કહાડતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે સિદ્ધરાજનું ગોત્ર ભરદ્વાજ હતું. અને પાટણથી ઉત્તરમાં સ્મશાનના અંત ભાગે સરસ્વતીનું વહન હોઈ, તે દ્વારા સહસ્રલિંગ જળપૂર્ણ કરવાનો પ્રથમ વિચાર સિદ્ધનરેન્દ્રને સૂઝયો હતો. ચૌલુક્યોનું ગોત્ર ભારદ્વાજ હતું એમ દ્વયાશ્રયમાં મુનિરાજ હેમચંદ્રે પણ જણાવ્યું છે.[૫૫] સ્વ. ચિંતામણ વિનાયક વૈદ્યનું પણ તેમ જ માનવું છે, એમ તેમના મધ્યકાલીન ભારતનો ઇતિહાસ અને એપીગ્રાફીકા ઈંડીકામાં લખેલા નિબંધ ઉપરથી જણાય છે.[૫૫] આથી સરસ્વતીપુરાણકારની પ્રામાણિકતા વધુ સિદ્ધ થાય છે.

બીજે દિવસે સવારમાં સિદ્ધનૃપે પોતાના સ્વપ્નની હકીકત સુહૃદો (મિત્રો) અને ગુરૂને કહી. પછી સત્પુરૂષોથી અનુજ્ઞાત થયેલ તે રાજા પવિત્ર દિવસે વિધિપૂર્વક પ્રસ્થાન કરી, ગૌરેય (ગણપતિના) મંદિરે ગયો. આ ગૌરેય નગરથી ઉત્તરમાં અને સિદ્ધેશ્વરથી દક્ષિણે ઉષર ભૂમિમાં આવ્યા હતા. તેણે તેમનું વિધિયુક્ત પૂજન કરી, પોતાના કાર્યની નિર્વિઘ્નતા ઇચ્છી. પછી તે સિદ્ધિ પ્રાપ્ત કરવાને માટે સિદ્ધેશ્વર ગયો. સિદ્ધેશ્વર ગયા પછી તેણે મહાદેવજીનું પૂર્ણભક્તિવડે પૂજન કર્યું, અને પવિત્ર ગુરૂદેવનું સ્મરણ કરી, ઉત્તરાભિમુખે બદ્ધપદ્માસનવાળા, ઈંદ્રિઓનો નિરોધ કરી, પ્રાણને હૃદયમાં ધારણ કર્યો, અને પ્રણવમંત્રનો જપ કરી, સરસ્વતીનું આરાધન કર્યું. આ પ્રમાણે આરાધના કરતાં ત્રીજે દિવસે

---

૫૫ (अ) द्वया. का. स. ६ श्लो. ७

૫૫ (ब) જુઓ ઈ. એ. અં. ૬ પૃ. ૧૮૨

જેણે શુક્લાંબર ધારણ કર્યાં છે, વીણાપુસ્તક વગેરે હાથમાં શોભે છે અને જે સફેદ ચંદનપુષ્પથી અલંકૃત છે તેવી સ્ત્રી (સરસ્વતી) જગતને પ્રકાશ કરતી, રાજા પ્રત્યે વરદાયક રીતે બોલવા લાગી કે " હે સુવ્રત! હું તારા કાર્યથી પ્રસન્ન થઇ છું તેથી વરદાન માગ." દેવીનાં વચન સાંભળતાં જ સિદ્ધરાજ ધ્યાનમુક્ત થયો, અને બ્રહ્મસુતા સરસ્વતીનું ભક્તિપુરઃસર પૂજન કરી, તેણે આ પ્રમાણે વરદાન માગ્યું: " જો આપ પ્રસન્ન થયાં હો તો આપે આ સ્થાનનો કોઇ દિવસ ત્યાગ કરવો નહીં. કારણ પંચક્રોશીનું આ સ્થાન ઘણું જ પવિત્ર છે, જેથી અન્ય તીર્થો સાથે તમે અહીં નિવાસ કરો."

" સ્મશાન, ઉખર, ક્ષેત્ર, પીઠ અને વન તે પાંચે મહાસ્થાનો ફરીથી પ્રાદુર્ભાવ પામે તેવી વિનંતી છે."

" આ નગરની નજદીકમાં જે જળહીન સરોવર છે તેને આપના પુણ્ય–પવિત્ર જળ વડે પરિપૂર્ણ કરો એટલું જ નહીં પણ આકાશ, પાતાળ, અને પૃથ્વિ ઉપરનાં સર્વ તીર્થો મારા આ સરોવરમાં નિવાસ કરે, તેવી પ્રાર્થના છે."

સિદ્ધરાજનું ઉપર્યુક્ત વચન સાંભળતાં જ સરસ્વતી બોલ્યાં કે " હે રાજન્! તે પ્રમાણે સર્વ થશે. મારી જે જળમયી મૂર્તિ છે તે સ્મશાનને પ્લાવિત કરી, આપના તળાવમાં વાસ કરશે. હે મહારાજ! શબ્દબ્રહ્મ સ્વરૂપિણી મારો તેમાં નિવાસ રહેશે." એમ કહી સરસ્વતી ત્યાંથી અંતર્ધ્યાન થયાં.[૫૫]

ઘણીક વખત બને છે તેમ, શ્રેષ્ઠ પુરૂષો અને રાજાઓનાં મહત્કાર્યોને વધુ મહત્વ આપવા, તેને લોકસમાજમાં આકર્ષક કરવા, અને ધાર્મિક જનોને તે તરફ વધુ શ્રદ્ધાશીલ બનાવવા, કવિઓ આવી કલ્પનાઓ રજુ, કરી અદ્વિતીય આકર્ષણ સાધે છે. ઉપર્યુક્ત હકીકત કાલ્પનિક કે સાચી હશે, એ માનવાને આપણી પાસે કંઇ પણ સાધન

---

૫૫ (क) स. पु. स. १५ श्लो. १२० थी १४१

નથી, પણ આવી જ હકીકત સહસ્રલિંગ પ્રશસ્તિમાંથી મળી આવી છે.[૫૬] આથી સરસ્વતીપુરાણકારનું આ કથન ઉપજાવી કાઢેલી નવીન કલ્પના નથી, પણ એક અદ્‌ભુતકાર્યનું પ્રાચીન રૂપક છે, એટલું જ નહીં પણ સરસ્વતીપુરાણની પ્રાચીનતા માટે નક્કર પુરાવો રજુ કરે છે. આમ સિદ્ધરાજનાં સર્વ કાર્યોમાં આ પ્રસંગ સર્વશ્રેષ્ઠ હતો તેનું મુખ્ય કારણ, તેણે સરસ્વતીનો પુનિત પ્રવાહ પાટણ નજદીક લાવી આપી પૌરજનોને સ્નાન, પાન, અને અવગાહન માટે જે અનુકૂળતા કરી આપી હતી તેને લઇને જ હશે. તેથી લોકસમાજમાં તે એક દેવકાર્ય જેવું પવિત્ર ગણાઇ સિદ્ધરાજનાં શ્રેષ્ઠ કાર્યોમાં અમરતા પામ્યું.

સરસ્વતી અંતર્ધ્યાન થયાં એટલે પુનઃ ભરદ્વાજ મુનિ ત્યાં પધાર્યા. સિદ્ધરાજે તેમનું પૂજન કર્યું. પછી ભરદ્વાજ મુનિ તેની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે, હે પુત્ર! તેં સરસ્વતીને પ્રસન્ન કરી, પ્રત્યક્ષ દર્શન પામી, આ લોકમાં વિરલ કાર્ય કર્યું છે. વળી હે રાજન્! જે સ્થાન નષ્ટ થયું હતું તેનો તેં ઉદ્ધાર કર્યો છે, જેથી આ તીર્થ તારા નામથી વિખ્યાત થશે, અને હું પણ અહીં જ નિવાસ કરીશ. આટલું વર્ણન આપ્યા પછી પુરાણકાર, આ મહત્કાયની પ્રશંસા કરી, તેને ભગીરથ કાર્ય જેવું (ભગીરથ જેમ ગંગાને લાવ્યા હતા તેવું) ગણાવતાં કહે છે કે, "પોતાના કુલનો ઉદ્ધાર કરવા માટે જેમ ભગીરથ ગંગાને લાવ્યા હતા તેમ સિદ્ધરાજ સરસ્વતીને આ તલાવમાં લાવ્યો હતો"[૫૬] પુરાણકારની આ કલ્પના સુંદર ભાવ

---

૫૬ चूडेन्दु पार्वैरिव द्योतयोगैर्गंगातरंगैरिव पुण्यरूपः ।
स्वप्ने समागत्य तमेकभक्तं प्रबोधयामास च ... ...
प्रस्थान ૧૯૮૭ અં. ૫ આ વિષય ઉપરનો શ્રી. રા. ચુ. મોદીનો લેખ

૫૬ स्ववंशपावनार्थे च सिद्धराजः सरस्वतीं ।
तत्सरोऽप्यनयद्देवीं गंगामिव भगीरथः ॥२१९॥
स. पु. स. १५

રજુ કરે છે એટલું જ નહીં પણ ધાર્મિકતાના ઓજસ સાથે આ કાર્યને દૈવીકાર્ય જણાવે છે. સહસ્રલિંગપ્રશસ્તિકારે પણ લગભગ આવું જ વર્ણન નોંધ્યું છે.[૫૭] આથી જોઈ શકાય છે કે સરસ્વતી-પુરાણ સહસ્રલિંગપ્રશસ્તિ સાથે નિકટનું સામ્ય ધરાવે છે.

સિદ્ધેશ્વરથી સરસ્વતીને સહસ્રલિંગમાં લાવવાની યોજના વિચાર્યા પછી, સિદ્ધેશ્વર અને સહસ્રલિંગ વચ્ચેના ગાળાનાં તીર્થો અને દેવમંદિરોનું ભપકાદાર વર્ણન પુરાણકારે નોંધ્યું છે. આથી જણાય છે કે તે જળવીથિકા( નહેર )ના કાંઠા ઉપર, તેમજ તેની આસપાસના પ્રદેશમાં સિદ્ધરાજે અનેક દેવમંદિરો અને નાના નાના કુંડો બંધાવ્યા હતા. આનું મુખ્ય કારણ તેની ધર્મ પ્રત્યેની દૃઢ ભાવના અને સારસ્વત પ્રદેશને રમ્ય ક્ષેત્ર બનાવવાનો મનોરથ, એ હોવાનું લાગે છે. પુરાણકારે સિદ્ધેશ્વરથી સહસ્રલિંગ સુધી સરસ્વતીના પ્રવાહ ઉપર પાંચ વિભાગો કલ્પી, તે દરેક પ્રદેશમાં જૂદાંજૂદાં તીર્થો, દેવમંદિરો અને કુંડો વગેરે હોવાનું જણાવ્યું છે.

પુરાણકારે સૌથી પહેલાં સિદ્ધેશ્વરથી દક્ષિણમાં સ્મશાનપ્રદેશ બતાવ્યો છે. તેમાં સારસ્વત પ્રવાહ ઉપર કાટતીર્થ અને ગાંધર્વતીર્થના ઉલ્લેખો છે. ત્યાંથી પાટણ તરફ આવતાં બીજા વિભાગને ઉખર પ્રદેશ કહ્યો છે. સરસ્વતીનું વહન ઉખરભૂમિથી ઉત્તરમાં સ્મશાન ભૂમિના અંતભાગે સિદ્ધેશ્વર પાસે હતું, એમ આગળ આ પ્રમાણે જણાવી ગયા છીએ. એટલે પાટણથી ઉત્તરમાં જતાં ઉખર (ઉસવાડ) ભૂમિ અને સ્મશાન એ પ્રાચીન કાળથી હતાં. તેને લઈને જ ગ્રંથકારે તે તે વિભાગોના સારસ્વત પ્રવાહ ઉપરનાં પ્રદેશોનાં યોગ્ય નામો મૂક્યાં હશે.

---

૫૭ भगीरथस्य त्रिदशापगेव ॥८९॥.
ततः सा पूरयामास सरः सिद्धेशकारितम् ।
खानितं सगरेनेव साग ... ...
રા. રા. મુ. મોદીનો લેખ 'પ્રસ્થાન'

આ ઉખર ભૂમિમાં ગૌરેયનું મંદિર હતું, સિદ્ધરાજે સરસ્વતીના આરાધન પ્રસંગે સૌથી પ્રથમ તેમનું જ પૂજન કર્યું હતું. આથી ત્યાંનું ગૌરેયનું મંદિર પ્રાચીન કાળથી હોવા સંબંધે માહિતી મળે છે. આ ઉખર ભૂમિમાં ગાંધર્વતીર્થથી શહેર તરફ આવતાં માતૃતીર્થ, દુર્ગાતીર્થ, અને વારાહ-તીર્થ હતાં, જ્યાં વારાહનું મંદિર પણ હતું એમ પુરાણની હકીકત ઉપરથી જણાય છે.[૫૮] બારમા અને તેરમા સૈકામાં ગુજરાતમાં વારાહપૂજાનો પ્રચાર હતો, એમ આ ઉલ્લેખથી સાબીત થાય છે. વારાહતીર્થથી દક્ષિણમાં આવતાં અનુક્રમે કનિષ્ઠ, મધ્ય, અને જ્યેષ્ઠકુંડ (પુષ્કરકુંડ) હતા. આ કનિષ્ઠકુંડની પાસે જ ગૌરેય(ગણપતિ)નું મંદિર હતું.

શહરનાં તીર્થો અને દેવમંદિરો જણાવ્યા પછી પુરાણકાર ક્ષેત્રનું વર્ણન કરતાં લખે છે કે, જ્યેષ્ઠકુંડની પાસે બ્રહ્મકુંડ હતો. આ બ્રહ્મ-કુંડથી ક્ષેત્રપ્રદેશ શરૂ થાય છે. તેમાં ફક્ત વિષ્ણુયાનનું મંદિર અને રૂદ્રકૂપ હોવાનું પુરાણકારે બતાવ્યું છે. રૂદ્રકૂપ કરવાનું યોગ્ય કારણ જણાવતાં કહ્યું છે કે "જ્યારે સિદ્ધરાજે સરસ્વતીને સહસ્રલિંગમાં પધરાવ્યાં ત્યારે તેમનો દુઃસહ વેગ જોઇને તે શાન્ત કરવા તેણે રૂદ્રની પ્રાર્થના કરી. આથી રૂદ્રે વચમાં એક રૂદ્રકૂપ કરવાનું કહ્યું અને તેમાં નિવાસ કરી, હું તેના વેગને શાન્ત કરીશ એમ જણાવ્યું."[૫૯] પુરાણકારે અહીં પણ પૌરાણિક રૂપક યોજ્યું છે. ભગીરથે જ્યારે ગંગાને પૃથ્વી ઉપર પધરાવ્યાં, ત્યારે ગંગાએ પણ દુઃસહ વેગ હોવાનું જણાવવાથી તેને રૂદ્રે જટામાં ઝીલી લીધાં હતાં. તેવી જ રીતે અહીં પણ તેને મળતું પ્રતીક દાખલ કર્યું છે. પણ મારી રીતે એમ બન્યું લાગે છે કે,

---

૫૮ यस्मिन् तीर्थवरे स्नात्वा वाराहं यस्तु पश्यति ।
स्नात्वा संपूजयेद्भक्तया विष्णुलोकं स गच्छति ॥२१३॥
स. पु. स. १९

૫૯ જુઓ સરસ્વતીપુરાણ સ. ૧૫ શ્લો. ૪૦૬ થી ૪૧૮

સરસ્વતીનો પ્રવાહ સીધો તલાવમાં દાખલ કરવામાં આવે તો, તેના પ્રચંડ વેગને લઇ કોઇ વખત તલાવને નુકશાન થવાનો સંભવ રહે, તેમજ પ્રવાહ સાથે ઘસડાતી માટીથી ઘણાક વખતે પણ તલાવનું પુરાણ ન થાય તે માટે આ કુંડની યોજના કરી હશે. સરસ્વતીનો પ્રવાહ પ્રથમ તેમાં આવી શાન્ત થઇ પછી સહસ્રલિંગમાં દાખલ થતો હતો. આવા કોઠાઓ મોટા તલાવોમાં આજે પણ જોવામાં આવે છે. પાટણના ખાન સરોવરમાં, અમદાવાદના કાંકરીઆમાં, અને વિરમગામના મુનસરમાં આવા કોઠાઓ મોજુદ છે. તેથી જ સિદ્ધરાજે રૂદ્રકૂપ બંધાવ્યો હતો. આ રૂદ્રકૂપમાંથી સરસ્વતી ત્રણ પ્રવાહરૂપે સહસ્રલિંગમાં પ્રવેશતાં હતાં, તેથી પુરાણકારે ત્યાં ત્રિવેણીસંગમ થતો હોવાનું જણાવી સંગમ-તીર્થનો ઉલ્લેખ કર્યો છે. આમ લખવાનો મુખ્ય આશય સરસ્વતીનું જળ ત્રણ ગરનાળામાં થઈ આ સરોવરમાં આવતું હતું, તેને લઇને પુરાણકારે તેનું પૌરાણિક ઢબથી ત્રિવેણીસંગમનું શબ્દચિત્ર યોજ્યું હશે.

આ પ્રમાણે સિદ્ધેશ્વરથી સરોવરનાં તીર્થો, દેવમંદિરો જણાવ્યા પછી સહસ્રલિંગના તટપ્રદેશનાં તીર્થો અને દેવમંદિરોનાં વર્ણનો તેના પૂરતા માહાત્મ્ય સાથે આપ્યાં છે. તેમાં કેટલાકના તો સ્થાન-નિર્દેશ પણ કર્યા છે, જ્યારે ઘણાંખરાં મોઘમ બતાવ્યાં છે. આ બધાં તીર્થોનું ક્રમસર અને વિસ્તૃત વિવેચન મારા તરફથી લખાયેલ "સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ" માં આપવામાં આવ્યું છે. આ સિવાય શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ પણ આ પુરાણના આધારે તેનું કાલ્પનિક ચિત્ર રજુ કરી, સહસ્રલિંગસરોવરનાં તીર્થો અને દેવ-મંદિરોનું પદ્ધતિસર અને પ્રામાણિક વિવેચન કર્યું છે, તેથી અહીં તેના પુનઃ વિવેચનની અપેક્ષા રહેતી નથી, છતાં તેનાં તીર્થો અને દેવમંદિરોની ટૂંક નોંધ આપવાની ઇચ્છાને અહીં રોકી શકાતી નથી. સહસ્રલિંગની ચારે બાજુ કાંઠાઓ ઉપર નાનાંમોટાં સહસ્રશિવમંદિરો હતાં, જેને લઇને તલાવનું નામાભિધાન અમર બન્યું હતું. સિદ્ધરાજ પરમ શૈવ

હતો, તેનો અપ્રતિમ પુરાવો આ મંદિરોથી જ્ઞાત થાય છે. દ્વયાશ્રયકાર અને બીજા અનેક ગ્રંથકારોએ પણ તેની નોંધ લીધી છે.[૬૦]

શિવમંદિરો સિવાય આ સરોવર ઉપર દશાવતારનાં મંદિરો, એકસો ને આઠ દેવીનાં મંદિરો, સિદ્ધિવિનાયક, મહાસેન, નકુલીશ, ભાયલ-સ્વામી (સૂર્યમંદિર), ભૈરવ, કંકાલી, કપાલીશ્વર, મહાકાલ, ભૂતમાતા અને ભૂતેશ્વરના દેવપ્રાસાદો હોવાનું સરસ્વતીપુરાણકાર જણાવે છે. દશાવતાર, અને એકસો ને આઠ મંદિરોની નોંધ દ્વયાશ્રય અને કીર્તિકૌમુદીમાં પણ લેવાઈ છે.[૬૧] પણ તે સર્વનાં ક્રમસર નામો આ પુરાણ સિવાય અન્યત્ર કંઈથી મળતાં નથી, એટલું જ નહીં પણ ત્યાંના અન્ય દેવમંદિરો અને તીર્થોના ઉલ્લેખો કોઈયે પણ કર્યા નથી. વધુમાં પુરાણના ધર્મ મુજબ જે તે સ્થાનો પ્રત્યે ધર્મભાવના દૃઢ કરતાં તેનાં માહાત્મ્યો રજુ કરી, દરેક તીર્થ અને મંદિરનું મહત્વ જણાવ્યું છે.

આ તળાવની ચારે બાજુ ઓવારાઓ હતા, અને દરેક દેવ-મંદિરની આગળના ઓવારાઓ તેનાં તીર્થો મનાતાં. તેમાં ગૌરતીર્થ, સ્વામીતીર્થ, કોટીતીર્થ, દશાશ્વમેધતીર્થ, દેવતીર્થ, પિશાચમોચનતીર્થ, સંગમતીર્થ, અને સૂર્યતીર્થ વગેરે મુખ્ય હતાં, જેમાં સ્નાન, પાન કરવાથી

---

૬૦ शंभोः सहस्रमष्टौचायतनानि सरस्तटे ॥
द्वया. का. स. १५ श्लो. ११७

૬૧ सद्देवीनां शतं साग्रं प्रासादान्मातृकल्पिकः ॥
द्वया. का. स. १५ श्लो. ११८

दशावतारीं प्रकृतव्याख्यामत्र व्यधत्त सः ॥
द्वया. का. स. १५ श्लो. ११९

यस्मिन् सरे हरोपेंद्रप्रासादैः परितश्रितम ।
आमुक्तमौक्तिकं भूमेर्भात्येकमिव कुंडलम ॥
की. कौ. स. १ श्लो. ७२

મહત્પુણ્ય થતું એમ તેનું માહાત્મ્ય જણાવે છે. આ તળાવની મધ્યમાં બકસ્થળ ઉપર વિંધ્યેશ્વરીનું મંદિર હતું, જ્યાં જવા માટે પૂલ બાંધેલો હતો. સહસ્રલિંગની મધ્યમાં શું હતું તે માટે આજ સુધી ભિન્નભિન્ન માન્યતાઓ ચાલતી કેટલાક ત્યાં હવા ખાવાનો મહેલ હોવાનું અનુમાન કરતા. બર્જેસે ત્યાં રૂદ્રેશ્વરનું મંદિર હોવાનું કલ્પ્યું. જનસમાજ ત્યાં રાણીનો મહેલ હોવાનું માનતો, પણ સરસ્વતીપુરાણકારે તે સર્વે માન્યતાઓને નિર્મૂળ ઠરાવી, ત્યાં વિંધ્યેશ્વરીનું મંદિર હોવાનું જણાવ્યું છે.[૬૨] તેની ચારે બાજુ સુંદર બગીચો હતો અને મધ્યમાં મંદિર હતું.

આમ આ પુરાણકારે સહસ્રલિંગ સંબંધી સપ્રમાણ હકીકત પૂરી પાડવામાં મોટો ફાળો આપ્યો છે એટલું જ નહીં પણ સહસ્રલિંગ સંબંધી ચાલતી કેટલીક દંતકથાઓને ગપોડાં ઠરાવી, તેનો સાચો ઇતિહાસ રજુ કર્યો છે. છતાં આ ગ્રંથકારે કીર્તિસ્તંભ વિષે એક શબ્દ પણ નહીં ઉચ્ચારતાં મૌન સેવ્યું છે, જે આશ્ચર્ય પમાડે છે, કારણ સહસ્રલિંગના કાંઠા ઉપર જ તેનો કીર્તિસ્તંભ હતો એમ અનેક ગ્રંથકારોએ નોંધ્યું છે.[૬૩]

---

૬૨ तस्यैव सरसोमध्ये स्वर्गमार्गप्रदेशकः ॥१५८॥
विंध्यशृंगादप्यधिकं तं दृष्ट्वाऽतिमनोरमम् ।
स्थिता तत्रैव सा देवी श्वेतपीठेन संयुता ॥१५९॥
स. पु. स. १६

૬૩ यस्योच्चैः सरसस्तीरे राजते राजतोज्ज्वलः ।
कीर्तिस्तंभो नभोगंगाप्रवाहोऽवतरन्निव ॥
की. कौ. श्लो. ७५ स. १

कीर्तिस्तंभमिषोच्चदंडरुचिरामुन्मृज्य बाहोर्बला ॥
प्र. चिं. पा. १०२

चैतमन्वि बकस्थलं पृथुयशः स्तंभोयमभ्रंलिहः ॥
मो. प. अं. ३

કીર્તિસ્તંભનો નિર્દેશ આ પુરાણમાં નહીં કરવાનું કારણ શું હશે, તેને માટે કંઇ પણ પ્રમાણ મળતું નથી. અનુમાનથી એમ લાગે છે કે કદાચ સરસ્વતીપુરાણના રચનાકાળે કીર્તિસ્તંભ બંધાયો નહીં હોય, એટલે સહસ્રલિંગનું કાર્ય સંપૂર્ણ થતાં જ થોડા સમયમાં આ પુરાણ રચાયું હોય, તેથી કીર્તિસ્તંભની નોંધ લેવી રહી ગઇ હશે. અથવા તો તે માળવાના વિજયસ્મારકનો સ્તંભ હોઇ, તેવી રાજકીય બાબતને ધાર્મિક પુરાણમાં દાખલ કરવી અનુચિત લાગી હોય તેને લઇને તેણે તેની નોંધ છોડી દીધી હશે.

સરોવરથી સિદ્ધેશ્વર સુધીના પ્રવાહ ઉપરના પ્રદેશમાં પાંચ વિભાગો પુરાણકારે કલ્પ્યા હોવાનું જણાવી, સ્મશાન, ઉશર અને ક્ષેત્રનાં વર્ણનો કરી ગયા છાએ. સહસ્રલિંગ સરોવરના પશ્ચિમ કિનારા ઉપર ૧૦૮ દેવીમંદિરો હતાં અને તે આખો પ્રદેશ દેવીપીઠ તરીકે ઓળખાતો. પીઠથી પશ્ચિમમાં વન હતું, જેમાં સુંદર વૃક્ષો યુક્ત ઉપવન ( બાગ ) પૌરજનો માટે બનાવ્યું હતું. આ પાંચે વિભાગો સારસ્વત પ્રવાહ ઉપર હોઇ તેની ગણના પવિત્ર તીર્થો તરીકે થતી. સિદ્ધરાજે જનસમાજના કલ્યાણ માટે તેનો ઉદ્ધાર કર્યો હતો જેને લઇને પુરાણકારે તેને પંચ મહાસ્થાનોનો ઉદ્ધારક દર્શાવી તેનાં મહત્કાર્યોમાં તેની ખાસ નોંધ લીધી છે.

દેવીપીઠનાં એકસો ને આઠ દેવીમંદિરોનો ઉલ્લેખ કરતાં પ્રત્યેક દેવીનાં નામનિર્દેશ નોંધતાં જણાવ્યું છે કે આ શક્તિપીઠમાં હરસિદ્ધિ પ્રમુખ અનેક દેવીઓનું સ્થાપન કરવામાં આવ્યું હતું. તેમાં ઉચ્ચશુષ્મા, બ્રહ્માણી, કૌબેરી, યોગેશ્વરી, શુભા, વિશ્વનાયકા, વિશ્વવ્યાપી, પુત્ર-જનની, જયા, અપરાજિતા, વિનાયકી, ગૌરી, મહામાયા, પરા, મહા-સંમોહિની, કોટવી, સર્વમંગલા, ચિન્તામણિ, પ્રત્યંગિરા, મેઘનાદા, દુષ્ટગજદમની, દુષ્ટઅશ્વદમની, દારિદ્રદમની, ભદ્રાયોગિની, અઘોરેશ્વરી, અક્ષોભ્યા, કક્ષકર્ણા, રાક્ષસી, કૃપાણા, અક્ષયા, પિંગાક્ષી, સુક્ષ્મા,

ક્ષેમાચલા, કુલેશ્વરી, ચંદ્રલીલા, લંકેશ્વરી, લંકા, જયશ્રી, વિમલા, સર્વકામપ્રદા, સિદ્ધા, વૈતાલસાધિની, તાલીશી, વિશાલાક્ષી, હુંકારા, વડવામુખી, હાહારવા, મહાક્રૂરા, ક્રોધના, ભયાનના, દેવમાતા, સર્વજ્ઞા, રત્ના, તારા, ઋગ્વેદા, હયાનના, સારા, સરસંગ્રહી, સચરા, ભદ્રકાલી, તાલજંઘા, રક્તાક્ષી, વિદ્યુજિહ્વા, કરંકિની, મેઘનાદા, ચંદ્રા, ચંદ્રાવલી, પ્રચંડોગ્રા, કાલપર્ણી, વરપ્રદા, ઉગ્રતપા, પ્રચંડા, વિશ્વપ્રપંચિકા, હિંગુલા, પિચુવક્રા, પિશાચી, પીશિતા, લોલુપા, વજ્રેશ્વરી, દમની, તપની, વામની, વિકૃતાસ્યા, વાયુવેગા, બૃહત્કૃક્ષી, વિકૃતા, વિશ્વરૂપા, રત્નાવલી, પરા, યમજિહ્વા, જયંતિ, વિજયા, યમાંતિકા, બીડાલી, રેવતી, પ્રેતવાહિની, વિજયા, અને હરસિદ્ધિ વગેરે હતાં.

આ સર્વમાં હરસિંહનું સ્થાન મધ્યમાં હતું [૬૭] સરોવરની મધ્યે આવેલ વિંધ્યેશ્વરીના મંદિરને પુરાણકારે દેવીપીઠમાં ગણાવ્યું છે. તેથી વિંધ્યેશ્વરી જવાનો પૂલ સરોવરની પશ્ચિમ બાજુએ દેવીપીઠમાંથી હતો એમ લાગે છે. રા. રા. રામલાલ મોદી તે સરોવરની ઉત્તર બાજુએથી દશાવતારનાં મંદિર પાસે હોવાનું કલ્પે છે. પણ તે કલ્પના અહીં બંધબેસતી નથી. સરસ્વતીપુરાણકારે સરોવર અને તેનાં તીર્થો, મંદિરો વગેરેનું વર્ણન કેટલી ઝીણવટથી કર્યું છે તેનો ઉપર્યુક્ત વર્ણનો ઉપરથી ખ્યાલ આવી શકે છે. સિદ્ધરાજ ચુસ્ત સનાતની હતો અને તેથી ભારતવર્ષમાં ગણાતાં મુખ્ય તીર્થો પોતાના નગરની નજદીકમાં હોવાં જ જોઈએ, એ ભાવનાને મૂર્ત કરવા તેણે અનેક દેવમંદિરો બંધાવી, પાટણની આસપાસનો સઘળો પ્રદેશ પવિત્ર અને રમ્ય બનાવ્યો હતો. તેમાં યે સરસ્વતીને પાટણ પાસે સહસ્રલિંગમાં લાવીને એક અભિનવ દેવકાર્ય કર્યું હતું. તેમાં તેના બે ઉદ્દેશો સમાયેલા હતા. એક સહસ્રલિંગમાં અક્ષયોદક કરવાનો અને બીજો પાટણ નજીકના પ્રદેશને સ્વર્ગભૂમિ જેવો બનાવવાનો.

---

૬૭ સ. પુ. સ. શ્લો. ૧૩૪ થી ૧૫૨

પ્રાચીન કાળમાં જ્યારે હાલના જેવાં પાતાળપાણી(boreing) કાઢવાની યોજનાઓ ન હતી ત્યારે મહાસરોવરોને આમ નદીઓના પ્રવાહ દ્વારા જ ભરવામાં આવતાં હતાં. ઉદયપુરના પીછોલા તલાવમાં, મોઢેરાના કર્ણસાગરમાં અને વડનગરના શર્મિષ્ઠામાં આવાં નદીઓનાં જ વહેણો વાળેલાં હતાં. આ ઉપરાંત અજમેરનું આનાસાગર ચંદ્રા નદીથી ભરવામાં આવ્યાનું પૃથ્વિરાજવિજય કાવ્ય જણાવે છે.[૬૪] આવી જ રીતે સરસ્વતીનું વહન સહસ્રલિંગમાં વાળવામાં આવ્યું હતું અને તેને લઈને તેની આજુબાજુનો સારસ્વત પ્રદેશ નંદનવન જેવો લાગતો હતો.

સિદ્ધરાજે દેવમંદિરો બંધાવ્યા ઉપરાંત સહસ્રલિંગના કાંઠા ઉપર ધર્મશાળાઓ, પાઠશાળાઓ, મઠો અને વિદ્યાલયો પણ બંધાવ્યાં હતાં, એમ સહસ્રલિંગપ્રશસ્તિમાંથી જણાયું છે.[૬૫]

આ કાર્યને સરસ્વતીપુરાણ તથા દ્વયાશ્રયના ઉલ્લેખોથી પુષ્ટિ મળે છે. એની નોંધ લેતાં પુરાણકાર કહે છે કે "તેણે તે સરોવરના તટ ઉપર બ્રાહ્મણો, યતિઓ અને તપસ્વિઓ માટે આગારો (ધર્મશાળાઓ) બંધાવ્યાં હતાં."[૬૬] બીજાં બધાં વર્ણનો વિસ્તૃત આપ્યાં છતાં અહીં આવતાં સ્થાનોનાં વર્ણનો પુરાણકાર ટુંકમાં જ સંકેલી લે છે, જ્યારે દ્વયાશ્રયકારે

---

૬૪ या पुष्करारण्य विहारशीला मन्दाकिनीचन्द्रनदी प्रसिद्धा ।
भगीरथः सिन्धुमिषत्रवन्त्या सायातटाकंतमपूर्व देवः ॥
पृ. वि. का. स. ६

૬૫ धमधर्म्मपालनपदोपाध्याय शिक्षागृहं ।
शाश्वत् पौरसमृद्धिवर्धनमहाक्षेत्रं यदुर्वीतले ॥
स. लि. प्र. રા. ચુ. મોદીનો લેખ

૬૬ तत्रागाराणि तेनैव स्थापितानि सरस्तटे ।
ब्राह्मणानां यतीनां च तृप्त्यर्थं च तपस्विनाम् ॥ १२३
स. पु. स. १६

તેનો વ્યવસ્થિત ઉલ્લેખ કર્યો છે.[૬૭] આથી તો ચોક્કસ સમજાય છે કે સિદ્ધરાજની હાર્દિક ભાવના પાટણને બનારસ (કાશી) જેવું પવિત્ર, સંસ્કૃતિનું કેન્દ્ર અને સંસ્કારશ્રેષ્ઠોનું મહાધામ સર્જાવી, ભારતનાં મહાનગરોમાં અદ્વિતીય શહેર બનાવવાની હતી.

(સહસ્રલિંગની યોજના, તેનાં તીર્થો, વગેરેની વિસ્તૃત ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ આ અને તેનો નકશો)

સહસ્રલિંગ સરોવરનું સંપૂર્ણ વિવેચન કરતાં તે ક્યારે બંધાયું હતું તેની અન્વેષણા જરૂરી છે. આ સરોવર માળવાના વિજય પછી બંધાયું હતું, એ નિર્વિવાદ છે; કારણ કે તેના કિનારા ઉપર ઉભો કરવામાં આવેલો કીર્તિસ્થંભ માળવાના વિજયનો સ્મરણસ્થંભ હતો. માળવાનો વિજય સંવત ૧૧૯૨ માં થયાનું લાગે છે. ડૉ. બુલ્હરે હેમચંદ્રાચાર્યના જીવનચરિત્રમાં લખ્યું છે કે વિ. સં. ૧૧૯૨ ના મહા મહિના સુધી માળવા ઉપર યશોવર્માનું સ્વતંત્ર રાજ્ય હતું. તેના સમર્થનમાં યશોવર્માએ વિ. સં. ૧૧૯૨ ના મહા મહિનામાં આપેલ જમીનના દાનપાત્રને કારણભૂત ગણ્યું છે. વળી વિક્રમ સંવત ૧૧૯૪ ના એક શિલાલેખમાં સિદ્ધરાજને અવંતિનાથ (માળવાનો રાજા) તરીકે જણાવ્યો છે.[૬૮] વિ. સં. ૧૧૯૩ ના ગાલાના શિલાલેખમાં પણ અવંતિનાથ બીરદ આપેલું હોવાથી તેણે માળવા ઉપર તે પહેલાં જિત મેળવી હતી એમ જણાય છે.[૬૯] સંવત ૧૧૯૨ ના જેઠ માસમાં લખાયેલ

---

૬૭ सवार्तिक सुत्रीकान् कालपसूत्रानागमविचिकान् ।
सांसर्गविद्यां स्त्रैविद्यानांगविद्यांश्चविद्वान् ॥१२०॥
शास्त्रविद्यान्धामेविद्यांल्लोकायितिकविद्विषः ।
याज्ञिकानौक्थिकांश्चात्र चक्रे प्रीणयितुं मठान् ॥१२१॥
द्वया. स. १५

૬૮ જુઓ પુરાતત્વ પુ. ૪

૬૯ જર્નલ બૉ. બ્રૅ. રૉ. એ. સો. ૩૫–૩૨૨

એક ગ્રંથની પુષ્પિકામાં સિદ્ધરાજને અવંતિનાથ બીરૂદ આપેલું છે આથી માળવાનો વિજય વિ. સં. ૧૧૯૨ ના જેઠ માસ અગાઉ થયો હતો એમ ચોક્કસ લાગે છે. પણ સહસ્રલિંગની પરિપૂર્ણતા ક્યારે થઈ હતી તે માટે કંઈ પણ પ્રામાણિક સાધન મળતું નથી માળવાના વિજય પછી સરોવરનું કાર્ય બે ત્રણ વર્ષમાં પૂરૂં થયું હોય તો લગભગ વિ. સં. ૧૧૯૫–૯૬ માં સહસ્રલિંગ પરિપૂર્ણ થયું હશે, એમ અનુમાન જાય છે.

સરસ્વતીનું વહન સહસ્રલિંગમાં ક્યારે આવ્યું હતું તે માટે એક પણ સીધેસીધો પુરાવો મળતો નથી, પરંતુ અષાઢ સુદ ૮ ને દિવસે સરસ્વતી સ્મશાનમાં આવેલ કાકતીર્થમાંથી ગાંધર્વતીર્થમાં આવ્યાં, એમ પુરાણકારે જણાવ્યું છે.[૭૦] કાકતીર્થ સ્મશાનમાં સરસ્વતીના તીરપ્રાંતે નહેરના મૂળ ઉપર આવેલું છે, જેનો નિર્દેશ આગળ કરવામાં આવ્યો છે. આથી જણાય છે કે સહસ્રલિંગ સરોવરમાં સરસ્વતીનો પ્રવાહ લાવવા બનાવેલી જળવિથીકા(નહેર)માં સૌથી પ્રથમ જળ અષાઢ સુદ આઠમે આવ્યું હશે, એટલે સરસ્રલિંગમાં પણ તે દિવસે જળ આવ્યું હશે, એટલું જ નહીં પણ સિદ્ધરાજે તે સરોવરનું જલાશયોત્સર્ગવિધાન કરી, તે જ દિવસે લોકસમાજ માટે ખુલ્લું મૂક્યું હશે. આથી સહસ્રલિંગનું ઉત્સર્ગવિધાન (વાસ્તુવિધાન) અષાઢ સુદ ૮ ના દિવસે કરવામાં આવ્યું હતું, એમ મારૂં માનવું છે.

## સિદ્ધરાજની ધાર્મિક પ્રવૃત્તિઓ

સિદ્ધરાજ ધર્મપ્રિય હતો, એ નિર્વિવાદ છે. તેના દરેક કાર્યમાં ધાર્મિક દૃષ્ટિ તો હતી જ, એટલે તેનાં કયાં કાર્યો ધાર્મિક અને કયાં અધાર્મિક હતાં એનું પ્રથક્કરણ કરવાની જરૂરત રહેતી નથી. ભાટ-

---

૭૦ आषाढस्य सिताष्टम्यां सुमते सा महानदी ।
महता च जलौघेन मत्स्यकच्छपधारिणी ॥२३४॥
काकतीर्थस्य मध्येन गांधर्वतीर्थमागता ।
स. पु. स. १६

ચારણો દ્વારા સચવાયેલી અર્ધ ઐતિહાસિક નોંધો અને દંતકથાઓના આધારે લખાયેલી નવલકથાઓમાં તેને વિલાસી, વ્યભિચારી અને અવિચારી કલ્પવામાં આવ્યો છે. પણ તે વીર પુરૂષ હતો. ગુજરાત, સૌરાષ્ટ્ર, માળવા અને રાજપૂતાના સુધીનો પ્રદેશ તેના રાજ્યશાસનમાં હતો. તેણે અનેક યુદ્ધોમાં વિજયો મેળવ્યા હતા, એમ ઇતિહાસ ઉપરથી ચોખ્ખું જણાય છે. પરંતુ તેના ચારિત્ર્ય વિષે શંકા ધરાવે તેવાં મજબુત પ્રમાણો કોઈ પણ ગ્રંથમાંથી ઉપલબ્ધ થતાં નથી, છતાં નવલકથાસંયોજક સાહિત્યકારો દંતકથાઓ ઉપર શાથી મદાર બાંધતા હશે? તે સમજી શકાતું નથી. સિદ્ધરાજના સમકાલીન ગ્રંથકારો તેના ચારિત્ર્યની કાળી બાજુ ન નોંધે તે વાસ્તવિક છે પણ ત્યારપછી સો બસો વર્ષે લખાયેલા ગ્રંથોમાંથી પણ તેના ચારિત્ર્ય વિષે શંકાશીલ બનાવે તેવાં પ્રામાણિક કારણો મળતાં નથી. રાણકદેવી અને જશમાના પ્રસંગોથી તેને ક્રૂર અને વિલાસી ચીતરવામાં આવ્યો છે. પણ જશમાની હકીકત ગતાનુગતિક દંતકથા છે. તેને માટે આજે એક પણ ગ્રંથસ્થ પ્રમાણ મળતું નથી. રાણકદેવીની ઘટનામાં ઐતિહાસિક સત્ય છૂપાયેલું છે, પરન્તુ તેના ઉપર આજે કેટલાયે થર બાઝી ગયા છે, જેથી તેમાંની બધી હકીકત સત્ય હોવા સંબંધે વધુ પ્રમાણોની અપેક્ષા રહે છે.

આથી જોઈ શકાય છે કે સિદ્ધરાજ દંતકથાકારો કલ્પે છે તેવો ચારિત્ર્યહીન ન હતો, પણ ચારિત્ર્યશીલ હતો, એટલું જ નહીં પણ તે ઉચ્ચ ધર્મભાવનાના પ્રતાપે અધર્મથી ડરતો હતો. તે હકીકતને પ્રતિપાદિત કરતાં પુરાણકાર લખે છે કે "નિત્ય, નૈમિત્તિક અને કામ્ય કર્મો ન કરવાથી જ્યારે સિદ્ધરાજની બુદ્ધિ પ્રચલિત થતી, ત્યારે તે દેવોથી ભય પામીને ધર્મશ્રદ્ધાપૂર્વક પોતાના પૌરાણિક કેશવ વ્યાસને બોલાવી, તેની પાસેથી ઇતિહાસપુરાણ, ધર્મશાસ્ત્ર, સંહિતા અને વિવિધ આગમો સાંભળી, તેમના ઉપદેશથી મોહનો ત્યાગ કરતો."[૭૧] આથી જોઈ શકાય છે કે તે પાપભીરૂ હતો. ધર્મ

---

૭૧ धर्मान्प्रचलिता किंचिद्बुद्धिस्तस्य महीपतेः ।

ઉપરની અપૂર્વ શ્રદ્ધાને લીધે તેણે કેટલાંયે દેવમંદિરો, વાવો, તળાવો, કુંડો અને કિલ્લાઓ બંધાવ્યાં હતાં. તે છૂટે હાથે દાન આપતો. તેણે અનેક યજ્ઞકાર્યો કર્યાં હતાં. એ સૌની પ્રતીતિ ઐતિહાસિક ગ્રંથોમાંથી આજે પણ ઉપલબ્ધ થાય છે.[72] સરસ્વતીપુરાણકારે પણ તેનાં ધર્મકાર્યોનું સચોટ વર્ણન કરતાં જણાવ્યું છે કે "તેણે પોતાના નામથી અનેક મહાસ્થાનો બંધાવ્યાં હતાં. વળી ગો(ગાય), પૃથ્વિ, સોનું વગેરેનાં મહાદાનો કર્યાં હતાં. તેમજ વાવ, કૂવા, તળાવો અને પરબો બંધાવી હતી, અને ઘણા યજ્ઞો કર્યા હતા. તે કાલમાં એવું એક પણ દાન ન હતું જે તેણે ન કર્યું હોય. મહાપુરૂષોનાં કાર્યોને સમાજ અનુસરે છે, એમ સમજીને તે સિદ્ધનૃપે અનેક ધર્મકાર્યો, મહાસ્થાનો, અને દાનો કર્યાં

---

नित्यं नैमित्तिकं काम्यं न यथावच्चकार सः ॥ १८४

यदा स सिद्धनृपतिर्देवाभीतास्तदाभवत् ।
इतिहासपुराणानि धर्मशास्त्राणि यानि च ॥ १८५
संहिता विविधाश्चैव आगमांश्च पृथग्विधान् ।
केशवाख्यस्तदा तं तु व्यासरुपी द्विजः स्वयं ॥१८६

स्मरयामास राजानमास्तिक्यमनुवर्णयन् ।
स बोध्यमानः सहसा त्यक्त्वा मोहं महामतिः ॥ १८७ ॥
स. पु. स. १५

७२ महालयो महायात्रा महास्थानं महासरः ।
यत्कृतं सिद्धराजेन धरण्यां तत्करोतु कः ॥
प्र. चिं. पा. १०२

गते फाल्गुनिके विश्वदारिद्र्यदलफाल्गुन ।
हविर्भिरैन्द्रपैङ्गारी पुत्रीयैः सोऽकरोत्क्रतून् ॥ १०५ ॥
द्वया. स. १५

હતાં."૭૩ આ ઉપરાંત સર્ગ ૧૬માં પણ તેના રાજગુણોનું પ્રદર્શન કરતાં પુરાણકારે તેનામાં યજ્ઞકર્મ ઉપર શ્રદ્ધા, દાન અને તપ વગેરે ગુણો હોવાનું જણાવ્યું છે.૭૪ આથી તેમાં ધર્મપ્રધાન ગુણો હતા, એમ ચોક્કસ જણાય છે,

જેની પ્રતીતિ તેનાં ધર્મસ્થાનો આજે પણ રજુ કરે છે. આમ પુરાણકારે સિદ્ધરાજની ધાર્મિકતા અને ધર્મકાર્યોનો ઉલ્લેખ કરતાં પરોક્ષ રીતે કેશવ વ્યાસ તેનો પૌરાણિક હતો અને તેના ઉપર તે વધુ શ્રદ્ધા રાખતો, એમ જણાવવા પ્રયત્ન કર્યો છે. તેનો વિગતવાર પરિચય આપતાં પુરાણકાર કહે છે કે "સત્યપુરમાં બ્રહ્મૈક્ય સાધનામાં તત્પર એવા કશ્યપગોત્રોત્પન્ન અર્જુન નામે બ્રહ્મર્ષિ (બ્રાહ્મણ) રહેતા હતા, તેમને સત્યવાદી, ઋજુ (પ્રામાણિક) જિતેન્દ્રિય અને સદાચારસંપન્ન દામોદર નામનો પુત્ર હતો. તેની સ્ત્રી નીતાદેવી ચતુર્મુખ(બ્રહ્મા)ની પત્ની સાવિત્રી જેવી સતી સાધ્વી હતી, તેણે કેશવને જન્મ આપ્યો હતો. સાક્ષાત્ કૃષ્ણદ્વૈપાયને સિદ્ધરાજના માટે જ પૃથ્વી ઉપર બ્રાહ્મણને ત્યાં જન્મ લીધો હતો."૭૫ આથી

---

૭૩ चकार विधिवत्सत्रं स्वनाम्ना स्थानमेव च ।
गोभूहिरण्यदानानि महादानानि यानि च ॥ १९० ॥
प्रपारामतडागानि सत्राणि विविधानि च ।
यस्मिन् काले च तीर्थे च दानं यद्विहितं यथा ॥१९१॥
ददौ स सिद्धनृपतिर्लोके धर्मं प्रदर्शयन् ।
यद्यदाचरति श्रेष्ठः लोकस्तदनुवर्तते ॥१९२॥
स. पु. स. १५

૭૪ यज्ञैर्दानैस्तपोभिश्च विक्रमेण श्रुतेन च ।
एवंगुणविशिष्टोऽसि सिद्धराजो महामुने ॥२७०॥
स. पु. स. १६

૭૫ ब्रह्मर्षिरर्जुनो नाम्ना कश्यपान्वयसंभवः ।
आसीत्सत्यपुरे स्थाने ब्रह्मविग्रहवानिव ॥१९९॥

જણાય છે કે કેશવ વ્યાસ સત્યપુરનો રહેવાસી હતો. તે કાળમાં સત્યપુર હાલના સાચોરને કહેવામાં આવતું હતું, એમ તત્કાલીન શિલાલેખો અને ગ્રંથો ઉપરથી ઉપલબ્ધ થાય છે. એટલે તેનું મૂળ વતન સાચોર હતું. તેના પિતાનું નામ દામોદર અને માતાનું નામ નીતા દેવી હતું. તેનો પિતામહ અર્જુન સ્વધર્મકુશળ અને સારો વિદ્વાન હતો. તેનું ગોત્ર કાશ્યપસ્ હતું. સરસ્વતીપુરાણકારે અર્જુનને સત્યપુરનો રહેવાસી બતાવ્યો છે. આથી કેશવ કે તેનો પિતા દામોદર ગુજરાતમાં આવ્યો હતો. વળી તે સારો વિદ્વાન હશે તેને લઇને જ સિદ્ધરાજ તેના પ્રત્યે વધુ પ્રીતિ ધરાવતો હતો. સત્યપુર (સાચોર) સાચોરા બ્રાહ્મણોનું આદિવતન ગણાય છે, તેને લઇને તે પણ સાચોરો બ્રાહ્મણ હોય એવું અનુમાન જાય છે. પુરાણકારે તે સ્પષ્ટતા કરી નથી.

સિદ્ધરાજની રાજસભામાં કેશવ નામના ત્રણ પંડિતો હતા, એમ પ્રભાવકચરિત્ર જણાવે છે.[૭૬] કુમુદચંદ્ર અને દેવસૂરિના વાદપ્રસંગે ત્રણે કેશવો હાજર હતા. આથી સરસ્વતીપુરાણપ્રોક્ત પૌરાણિક કેશવ પણ તેમાંનો એક હતો, એમ સિદ્ધ થાય છે. કુમુદચંદ્રની વિવાદ-

---

तस्मात्पुत्रः समुत्पन्नो दामोदर इति स्मृतः ।
सत्यवादी ऋजुर्दांतो सदाचारो बहुश्रुतः ॥१९८॥
भार्या तस्याभवत्साध्वी सावित्री ब्रह्मणो यथा ।
नीतादेवीतिविख्याता केशवं साप्यजीजनत् ॥ १९९ ॥
कृष्णद्वैपायनो साक्षात् सोऽवतीर्णो महीतले ।
निमित्ते सिद्धराजस्य नियोगात् ब्रह्मणो द्विजः ॥२००॥
स. पु. स. १५

७६ केशवत्रितयं तस्य पक्षे सभ्यतया स्थितम् ।
अन्येऽप्यर्वाग्दृशः सर्वे तस्य पक्षस्पृशोऽभवत् ॥१६१॥
प्र. च. दे. सू. प्र.

ઘટના પ્રભાવકચરિત્રના આધારે સંવત ૧૧૮૧ માં થઈ હતી, એમ બતાવ્યું છે. એટલે કેશવ વ્યાસ સંવત ૧૧૮૧ માં અગર તે પહેલાંથી પાટણમાં નિવાસ કરતો હતો, એ નિર્વિવાદ છે. આ પુરાણનું રચના-વિધાન મોટે ભાગે તેમની જ કૃતિ છે. (વધુ માટે જુઓ પાછળ રચનાકાળ અને રચયિતા માટેનાં વિસ્તૃત વિવેચનો) સહસ્રલિંગના સ્થાપત્યમાં આરંભથી સંપૂર્ણ થતાં સુધી તેઓ હાજર જ હશે, જેને લઈને આ પુરાણમાં તેની ઝીણામાં ઝીણી બાબતો પણ ચર્ચી છે.

પાટણમાં તેમનું નિવાસસ્થાન બતાવતાં પુરાણકાર નોંધે છે કે તેઓ શહેરની મધ્યમાં પ્રાસાદમેરૂમાં રહેતા હતા, જે સિદ્ધરાજે બંધાવ્યો હતો.[૭૭] પ્રાસાદમેરૂ નામનું દેવમંદિર પાટણમાં હોવાનું કોઈ ગ્રંથમાંથી જણાયું નથી, કર્ણે કર્ણમેરૂપ્રાસાદ બંધાવ્યો હતો, એમ પ્રબંધ ચિંતામણિ જણાવે છે.[૭૮] વળી શહેરની મધ્યમાં સિદ્ધરાજમેરૂપ્રાસાદ હતો, એમ પ્રભાવકચરિત્રમાં નોંધ્યું છે.[૭૯] આથી કર્ણમેરૂપ્રાસાદ, અને સિદ્ધરાજમેરૂપ્રાસાદ એ બન્ને પ્રાસાદો જૂદા હોય, એમ લાગે છે, કારણ કર્ણમેરૂ કર્ણે બંધાવ્યો હતો, જ્યારે સિદ્ધરાજમેરૂ સિદ્ધરાજનું પોતાનું સ્થાપત્ય હતું.

મેરૂ નામ પ્રાસાદની એક જાતિનું છે અને શિલ્પશાસ્ત્ર પ્રમાણે (૧૦૧) એકસો એક શિખરોવાળા દેવમંદિરને મેરૂપ્રાસાદ કહેવામાં

---

૭૭ कारितः सिद्धराजेन स्वपुरस्य तु मध्यतः ।
प्रासादोमेरुरित्यस्ति तस्य नाम्नोपलक्षितः ॥ २०१ ॥
स. पु. स. १५

૭૮ प्र. चिं. पा. ८९

૭૯ श्री सिद्धराजमेरौ च संजग्मुः शिवमंदिरे ।
प्रधाना राज्यसर्वस्वं राज्ययोगपरिक्षिणः ॥४०३॥
प्र. च. हे. सू. प्र.

આવે છે, એમ પ્રાસાદમંડનમાં જણાવાયું છે.[૮૦] આથી તે ભવ્ય પ્રાસાદ હશે એમ અનુમાન જાય છે. સરસ્વતીપુરાણકાર તેનું પુરાણધર્માનુસાર વિવેચન કરતાં લખે છે કે "તેને સોનાના સ્થંભો, મણિની જાળીઓ અને સ્ફાટીકનાં પગથિયાં હતાં, તેથી જાણે સાક્ષાત્ બીજો મેરૂપર્વત હોય તેવો તે પ્રાસાદ લાગતો હતો. તેમાં પ્રીતાત્મા સદાશિવનો નિવાસ હતો. સિદ્ધરાજનો જેના પ્રત્યે સંપૂર્ણ ભક્તિ (પ્રીતિ) છે તેવા કૃષ્ણદ્વૈપાયન (કેશવ વ્યાસ) તેમાં રહેતા હતા."[૮૧] પુરાણકારનું આ વર્ણન કેવળ કાલ્પનિક છે. પુરાણોમાં આવાં જ વર્ણનો આપવામાં આવે છે તેથી સરસ્વતીપુરાણકારે અહીં તેની કલ્પના રજુ કરી છે. તેમાંથી એટલુંજ તાત્પર્ય નીકળે છે કે તે શિલ્પસ્થાપત્યની સર્વોત્કૃષ્ટ કલાકૃતિ હતી. કૃષ્ણદ્વૈપાયન કેશવ વ્યાસનું બીજું રૂપક છે તેને લઈને આ મહાલયમાં કૃષ્ણદ્વૈપાયન રહેતા હતા, એમ પુરાણકારે નોંધ્યું છે.

આટલા લાંબા વિવેચન ઉપરથી સિદ્ધરાજની ધાર્મિકતા, કલાપ્રિયતા અને લોકપ્રિયતા સુપ્રસિદ્ધ હતી, એમ જણાયું છે. તેનાં

---

૮૦ कर्णेशृंग तदा तस्य चैकोत्तरशतांडके ।
मेरुश्चापि समाख्याता कर्तव्यं त्रिषुमूर्तिषुः ॥ ६८ ॥
प्रा. मं. पा. ५८ અંબારામ વિશ્વનાથ સંપા.
नागराणामिति प्रोक्ता प्रासादानां समासतः ।
शत( मुख ? )श्चतुर्द्वार षोडशक्षिति कर्ष्वतः ॥ ॥
विचित्रशिखराकीर्णो मेरुःप्रासाद उच्यते ॥ ४-५
समरांगण सूत्रधार अ. ६३

૮૧ हेमस्तंभसमायुक्तो मणिजालविभूषितः
दिव्यस्फटिकसोपानः साक्षान्मेरुरिवापरः ॥२०२॥
तस्मिन्वसति प्रीतात्मा स्वयं देवः सदाशिवः ।
भक्तया तु सिद्धराजस्य कृष्णद्वैपायनः स्थितः ॥२०३॥
स. पु. स. १५

મહારથાનોના ઇતિહાસે બીજા રાજવિયોનાં ચરિત્રો કરતાં તેનાં ચરિત્રને વધુ ઉજ્જવળતા અર્પી છે. ગુજરાતની રાજગાદી ઉપર થઇ ગયેલ રાજશાસકોમાં તે સર્વશ્રેષ્ઠ ગણાતો. તેનો રાજ્યકાળ ગુજરાતની ઉન્નતિનો સુવર્ણયુગ હતો. ગુજરાતની સંસ્કારિતા અને સંસ્કૃતિ તેના સમયમાં વધુ ફૂલીફાલી હતી. તેનું ચરિત્ર દેવકથાઓની માફક પવિત્ર ગણાતું, તેને લઇને અંતમાં પુરાણકારે તેના ચરિત્રની ફળશ્રુતિ વર્ણવતાં લખ્યું છે કે 'જે મનુષ્ય સિદ્ધરાજનું ચરિત્ર સાંભળશે, અગર તો પાઠ કરશે તે સર્વ કામનાઓને પ્રાપ્ત કરીને વિષ્ણુના પરમ પદને પામશે, એટલું જ નહીં પણ તેનાં સર્વ પાપો નાશ પામી સિદ્ધકામ (સર્વ કાર્યો પાર ઉતારી) થઇ પાપમુક્ત થશે."[૮૨] આ ફળશ્રુતિમાંની પૌરાણિક છાયા બાજુ પર રાખીને જોઇશું તો એટલું તો સ્પષ્ટ જણાય છે કે મહાપુરૂષોનાં ચરિત્રોનું પઠનપાઠન કરવાથી અમૂલ્ય પ્રેરણાનું પાન તેમાંથી મળે છે. તેટલું જ નહીં પણ તે એક સદ્‌ગુરૂની માફક સાચો કર્તવ્યપથ રજુ કરે છે. તેને લઇને સિદ્ધરાજચરિત્ર પણ જનસમાજને વધુ શ્રેયસ્કર થાય, એ વાસ્તવિક છે એટલે પુરાણની ફળશ્રુતિમાં કેટલોક તથ્યાંશ છે.

## સરસ્વતીપુરાણનો રચનાકાળ

ઐતિહાસિક દૃષ્ટિબિંદુ વડે સરસ્વતીપુરાણનું સંપૂર્ણ વિવેચન કર્યા પછી તેની રચના ક્યારે થઇ હતી તેની પર્યાલોચના ખાસ

---

૮૨ इदं तु यः सिद्धनृपस्य जन्म, शृणोति भक्त्या पुरुषोत्तमस्य।
प्राप्नोति कामान् सकलानिहैव प्रयाति विष्णोः परमं पदं सः ॥२७६॥
ये सिद्धराजस्य चरित्रमेतत्पठंति शृण्वंति च संस्तुवन्ति।
ते सिद्धकामाः सुखिनो मनुष्याः प्रमुक्तपापाश्च सदा भवन्ति ॥२७७॥ स. पु. स. ११

આવશ્યક છે. તેનાં ઐતિહાસિક તત્ત્વો અને નૂતન વિધાનોની સાચી કિંમત તેની પ્રાચીનતા ઉપર જ અવલંબે છે. આ પુરાણે એવી પ્રામાણિક અને વજનદાર હકીકત રજુ કરી છે કે જેને લઇને લોકસમાજ અને ઇતિહાસમાં રૂઢ થયેલી કેટલીક માન્યતાઓને ફેરવવી પડી છે. પરંતુ તે બધી હકીકત પ્રમાણભૂત માનવાને તેના રચનાકાળની પ્રાચીનતા ઉપર કેટલો આધાર રહે છે, જેથી તે સંબંધી અન્વેષણા કરવા અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ પુરાણ ક્યારે રચાયું તેમાં તેનું નામનિશાન નથી. આપણા હિન્દુ સનાતન ધર્મનાં પુરાણોમાં રચનાકાળ અને કર્તાનાં નામ તદ્દન અગોચર જ રાખવામાં આવે છે, જ્યારે જૈન અને બૌદ્ધ સંપ્રદાયોમાં તે સંબંધી પૂરતી ચિવટથી રચનાકાળ, લખ્યાકાળ, અને કર્તાની નોંધો ખાસ કરેલી હોય છે, જેથી ગ્રન્થ અને તેનું મહત્વ સમજવાનું સહેલું થઇ પડે છે. પુરાણનો અર્થ જ પ્રાચીન થાય છે, એટલે જે તે ગ્રન્થની વધુ પ્રાચીનતા દર્શાવવા જ હિન્દુ ગ્રન્થકારો તેમ કરતા હશે એમ લાગે છે. સરસ્વતીપુરાણનું પણ તેમ જ બન્યું છે તેથી તેનો રચનાકાળ નક્કી કરવાનું મુશ્કેલ બન્યું છે. જો કે સીધી રીતે તે ક્યારે રચાયો હશે અને કોણે રચ્યો હતો તે કહી શકાતું નથી, પણ તેનાં આંતરિક પુરાવાઓના આધારે તે નક્કી કરવા કેટલાંક સબળ અનુમાનો થઈ શકે છે, જેનાં સાધનો નીચે પ્રમાણે છેઃ—

(૧) ઐતિહાસિક તત્ત્વોની પ્રામાણિકતા.

(૨) સરસ્વતીપુરાણનો દ્વયાશ્રય સાથે સંબંધ.

(૩) સહસ્રલિંગપ્રશસ્તિ અને સરસ્વતીપુરાણનાં સામ્યદર્શી વિધાનો.

ઉપર્યુક્ત સાધનો તેનો રચનાકાળ ઉકેલવામાં કેટલીક મદદ કરે છે, જેથી પ્રામાણિક અનુમાનો દ્વારા તેનો સમય નિર્દિષ્ટ થઈ તે

સિદ્ધરાજના રાજ્યકાળમાં રચાયાનું લાગે છે. પણ જ્યાંસુધી તે પુરાવાઓનું તટસ્થ વિવેચન પુરતાં પ્રમાણો સાથે કરવામાં ન આવે ત્યાં સુધી તેની સાબિતી માની શકાય નહીં, તેથી તે સાધનોની પ્રામાણિક ચર્ચા અહીં કરવામાં આવી છે.

## ૧. ઐતિહાસિક તત્ત્વોની પ્રામાણિકતા

આગળ જણાવી ગયા તે પ્રમાણે સરસ્વતીપુરાણનાં ઐતિહાસિક વિધાનો પ્રામાણિક અને અન્ય ગ્રન્થો સાથે સહયોગ સાધનારાં છે. બર્બરકનું જીવનચરિત્ર આ પુરાણ જેવું કોઈએ આપ્યું નથી. તેની સુસ્પષ્ટ માહિતી આમાંથી જ મળી શકી છે. ચાવડાઓ ચારિત્ર્યહીન હતા તેની ઉડતી નોંધ પ્રબંધ ચિં. કારે લીધી છે, પણ સરસ્વતીપુરાણકારે તેઓનું સાચું શબ્દચિત્ર રજુ કરી, તેમના દુશ્ચારિત્ર્ય માટે પ્રમાણભૂત નોંધ લીધી છે, એટલું જ નહીં પણ ચાવડાઓ આબુ તરફથી આવ્યા હતા, તે ઐતિહાસિક તત્વને સંગીનપણે રજુ કર્યું છે. આથી પુરાણકારની બહુશ્રુતતા અજોડ હતી, એમ કહ્યા વગર ચાલતું નથી; કારણ વનરાજના પિતા જયશિખરીએ તે બાજુથી આવી પંચાસરમાં રાજ્ય સ્થાપ્યું હતું તે ઇતિહાસ તેણે સાંભળ્યો કે મેળવ્યો હશે જ. કર્ણ અને મીનળનાં જીવનદર્શનની ટુંક માહિતી આપતાં, તેના ઉપરના કલંકિત આરોપોને સરસ્વતીપુરાણકારે નિર્મૂળ ઠરાવ્યાં છે. કર્ણ ચારિત્રશીલ અને નીતિમાન હતો, મીનળદેવી સુરૂપા અને સાધ્વી સ્ત્રી હતી, પાટણ આવીને તેણે પ્રીતિપૂર્વક લગ્ન કર્યાં હતાં, તે બન્ને વચ્ચે વિશુદ્ધ પ્રેમ હતો, વગેરેનાં પ્રત્યક્ષ ઉદાહરણો પણ પુરાણકારે નોંધ્યાં છે.

આથી યે વધુ વજનદાર પુરાવા સિદ્ધરાજચરિત્ર રજુ કરે છે, તેના જન્મસમયની દૈવી વાણીમાં જણાવેલો સારા યે જીવનનો નિચોડ સિદ્ધરાજચરિત્રની સત્ય અને પ્રમાણિત હકીકતો રજુ કરે છે. કર્ણે સિદ્ધરાજનો સ્વહસ્તે કરેલો રાજ્યાભિષેક, સિદ્ધનૃપના સર્વ

વેજયોમાં અવંતિના વિજયની સર્વશ્રેષ્ઠતા, અને અંતિમતા, વગેરે ઐતિહાસિક પ્રમાણો પ્રામાણિક સ્થિતિ અનુભવે છે. સહસ્રલિંગનું સ્થાપત્ય, સરસ્વતીના પ્રવાહનું સરોવર સાથે જોડાણ, અને તેનું વિસ્તારવાર વર્ણન ઐતિહાસિક સાહિત્યમાં અદ્વિતીય આકર્ષણ સાધે છે, એટલું જ નહીં પણ પુરાણકારે કરેલું તેનું સૂક્ષ્મ અવલોકન આ પુરાણને વધુ પ્રાચીનતર ઠરાવે છે. આવું ભપકાદાર અને સર્વાંગસંપૂર્ણ વિવેચન આ સરોવર માટે કોઈએ નોંધ્યું નથી. સિદ્ધરાજની ધાર્મિકતા, દાનપ્રિયતા અને પાપભીરુતાનો ઠીકઠીક પરિચય પુરાણકારે આપ્યો છે. અંતમાં કેશવ વ્યાસ અને સિદ્ધરાજમેરુના ઉલ્લેખો પ્રામાણિકતાની પરાકાષ્ઠા સૂચવે છે. કેશવ વ્યાસ એ ઐતિહાસિક વ્યક્તિ છે અને તે સિદ્ધરાજનો પ્રીતિપાત્ર પંડિત હતો. આ બધાં પ્રમાણોમાં કોઈ પણ વિધાન બીન ઐતિહાસિક કે ગપોડું હોવાની સંભાવના નથી, એમ અનેક પુરાવાઓના આધારે સાબીત થયું છે, તેને લઈને તેની પ્રાચીનતા સંબંધે શંકાસ્થાન ઉદ્ભવતું નથી. વિરુદ્ધ મતે એમ લાગે કે પુરાણકારે તેની રચના ઐતિહાસિક ગ્રંથોના આધારે કરી હોય, પણ આ પુરાણમાંનાં કેટલાંક વિધાનો બીજા ગ્રંથોનાં પ્રમાણોથી જૂદાં પડે છે. જ્યારે કેટલાંક વિધાનો અનનુભૂત હકીકતો રજુ કરે છે, જેથી તેનું રચનાવિધાન કોઈ ગ્રંથાધારે થયું ન હતું, એમ નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે.

## ૨. સરસ્વતીપુરાણનો દ્વયાશ્રય સાથે સંબંધ

દ્વયાશ્રય એ સુપ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રંથ છે. ગુજરાતના ઐતિહાસિક ગ્રંથોમાં તે પ્રામાણિક અને વજનદાર ગણાય છે. તેમાં મૂળરાજથી કુમારપાળ સુધીના ચૌલુક્યોનો ઇતિહાસ સપ્રમાણ રીતે આપેલો છે. સોલંકીઓના ઇતિહાસ માટે તેના જેવો બીજો એક પણ વ્યવસ્થિત ગ્રંથ નથી. તેની દરેક હકીકત પ્રમાણભૂત ગણાય છે. તેનું કારણ તે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય હેમચંદ્રે રચેલો છે. મુનિરાજ હેમચંદ્ર

સિદ્ધરાજના સમકાલીન હતા, સિદ્ધરાજનો શાસનકાળ તેમણે બરાબર જોયો હતો, તેથી બીજા રાજવીઓના ઇતિહાસ કરતાં તેમને રચેલ સિદ્ધરાજનું ચરિત્ર વધુ સત્વ શુદ્ધ હતું એટલું જ નહીં પણ તેમાં અસત્યાંશ કે ગપાટાને સ્થાન ન હોય તે સ્વાભાવિક છે. દ્વયાશ્રયકારે સોલંકીઓનો ઇતિહાસ ઘડતાં તુલનાત્મક વિધાનો રજુ કરવા પુરાણોમાંથી કેટલીક કલ્પનાઓ મૂકી છે. આથી તેમને હિન્દુ પુરાણોનો અભ્યાસ હતો, એમ જોઈ શકાય છે. આવી કલ્પનાઓનું પ્રમાણ સિદ્ધરાજચરિત્રમાં વધુ છે. દ્વયાશ્રયની પૌરાણિક કલ્પનાઓ પણ અંશે સરસ્વતીપુરાણુ સાથે નિકટનું સામ્ય ધરાવે છે, એટલું જ નહીં પણ દ્વયાશ્રય અને સરસ્વતીપુરાણુનાં ઐતિહાસિક તત્વો લગભગ એકબીજાને મળતાં છે. તેથી જોઈ શકાય છે કે બન્ને ગ્રંથોનું રચનાવિધાન પરસ્પર એકબીજાના આધારે થયું હશે તેમ લાગે છે. આ બન્ને ગ્રંથો ક્યાં અગાડી એકબીજાને અનુરૂપ થાય છે તે વિચારણીય છે, તેથી તેના તુલનાત્મક વિધાનો અહીં આપવામાં આવ્યાં છે.

(૧) બર્બરક ખર( રાક્ષસ )પુત્ર મકરાક્ષસનો દૌહિત્ર હતો, એમ જે સરસ્વતીપુરાણુ જણાવે છે, તેને અનુસરતાં દ્વયાશ્રયકાર ખર રાક્ષસ જેવો હતો, એમ નોંધે છે.

(૨) કર્ણ દક્ષાવતાર હતો, એવું બન્નેનું માનવું છે. જયકેશીની પુત્રી મીનળદેવી કર્ણની કીર્તિ સાંભળી પાટણ આવી લગ્ન કરે છે, અને બંને પ્રેમીઓ વચ્ચે સ્નેહગ્રંથી બંધાઇ સિદ્ધરાજનો જન્મ થાય છે, તેની દ્વયાશ્રયની હકીકતને સહમત થતુ રૂપક વિદ્યાધર પુત્રી સુદેવાએ પાટણ આવી કર્ણ સાથે કરેલ સ્નેહલગ્ન, અને તેથી સિદ્ધરાજનો જન્મ પ્રસંગ વગેરે સરસ્વતીપુરાણુ રજુ કરે છે.

(૩) સિદ્ધરાજ વિષ્ણુનો અવતાર હતો અને તેના જન્મ-સમયે દૈવી વાણી થયાનું જે સરસ્વતીપુરાણમાં જણાવ્યું છે, તેને સંપૂર્ણ મળતી હકીકત નોંધતાં તેના જન્મસમયે દૈવજ્ઞ ( જ્યોતિષિ )દ્વારા

ભવિષ્યકથન કરાઇ, તે રામચંદ્રનો અવતાર હતો એમ દ્વયાશ્રયકારે ઉલ્લેખ કર્યો છે. રામચંદ્ર અને કૃષ્ણ વિષ્ણુના જ અવતારો છે, એટલે તે વિષ્ણુનો અવતાર હતો તે બાબતમાં બન્ને ગ્રંથકાર સહયોગ સૂચવે છે.

( ૪ ) સિદ્ધરાજને મહાસ્થાનો બંધાવવાનો શોખ હતો, તેણે વાવો, તળાવો, કૂવાઓ, પરબો, સત્રાગારો અને દેવાગારો બંધાવ્યાં હતાં, એ મતને પુષ્ટિ આપતાં બન્નેએ સારી એવી નોંધ કરી છે. જેનું તુલનાત્મક વિવેચન આગળ કરવામાં આવ્યું હોઇ અહીં તેની પુનરૂક્તિ કરવાનું કારણ નથી.

( ૫ ) સહસ્રલિંગ ઉપર સહસ્રશિવ મંદિરો, એકસો ને આઠ દેવીમંદિરો અને દશાવતારમાં મંદિરો હતાં એમ બન્ને ગ્રંથકારો નોંધે છે. ફક્ત સરસ્વતીપુરાણમાં તેનું વિસ્તૃત વિવેચન કરતાં દરેક દેવીમંદિરનાં નામો, વિષ્ણુમંદિરોનાં પૃથક્ પૃથક્ સૂચન તેમજ અન્ય તીર્થો અને દેવમંદિરો હતાં, એમ દર્શાવ્યું છે.

( ૬ ) રત્નચૂડ નાગ ઉસ લેવા પાટણ આવ્યો હતો, તેને અંધકૂપમાંથી ઉસ લાવી આપી, સિદ્ધરાજે નાગ લોકમાં બર્બરક સાથે પહોંચાડયો હતો. આ દ્વયાશ્રયના કથનને અનુરૂપ પ્રસંગ જાળવતાં, અંધકૂપમાંથી ઉસ લાવી નાગ લોકોમાં જઈ તે નાગોને જીવનદાન આપશે, એમ સિદ્ધરાજના જન્મ સમયની ભવિષ્યવાણીમાં સરસ્વતી-પુરાણે જણાવ્યું છે.

આમ બન્નેનાં ઐતિહાસિક તત્વો તુલનાત્મક પદ્ધતિવડે વિચારતાં તે બધાં પરસ્પરનો સહયોગ સૂચવે છે, જેથી બન્ને ગ્રંથો એકબીજાના આધારે રચાયા હોવાનું અનુમાન જાય છે, પણ કયા ગ્રંથના આધારે બીજો ગ્રંથ રચાયો તેનો નિર્ણય કરવાનું કાર્ય મુશ્કેલીભર્યું છે. મારા અનુમાન પ્રમાણે બન્ને ગ્રંથો થોડા અંતરે રચાયા હોવાનું લાગે છે. સરસ્વતીપુરાણની નવરચનાનું યોગ્ય કારણ શોધતાં તે સિદ્ધરાજે

સહસ્રલિંગનું માહાત્મ્ય વધારવા બનાવરાવ્યું હતું. એટલે તેનો નિર્માણકાળ સિદ્ધરાજના સમકાલમાં હતો, એમ જણાય છે.

દ્વયાશ્રયનો વાચ્યાર્થ બન્ને આશયોને વ્યક્ત કરનાર અર્થાત્ દ્વયર્થ પ્રતિબોધક એવો થાય છે. આ કાવ્યમાં પણ તેવી જ ગોઠવણ કરવામાં આવી છે. જેમ ભારવિએ પાણીનિનાં સૂત્રોને ગ્રથિત કરી ભટ્ટી કાવ્યનું સર્જન કર્યું છે, તે જ પ્રમાણે મુનિરાજ હેમચંદ્રે સિદ્ધહૈમનાં સૂત્રોનો સમન્વય સાધી દ્વયાશ્રય યાને ચૌલુક્યવંશોત્કીર્તન મહાકાવ્ય રચ્યું છે. આથી જોઈ શકાય છે કે દ્વયાશ્રયની રચના સિદ્ધહૈમના રચાયા બાદ થઈ હતી. સિદ્ધહૈમ માળવાના વિજય બાદ રચવામાં આવ્યું હતું એમ પ્રભાવકચરિત્ર અને બીજા ઐતિહાસિક પ્રમાણો દ્વારા જણાયું છે. સ્વ૦ મુનિ હિમાંશુવિજયજીએ 'બુદ્ધિપ્રકાશ'માં લખેલ "સિદ્ધહેમચંદ્ર વ્યાકરણનો રચનાસંવત" નામક નિબંધમાં કેટલાક ગ્રંથસ્થ પુરાવાઓ અને મન્ગુત પ્રમાણો વડે સિદ્ધહૈમની રચના વિ. સંવત ૧૧૯૬ ની આસપાસ થઈ હોવાનું જણાવ્યું છે. આથી દ્વયાશ્રયનો રચનાકાળ સંવત ૧૧૯૬ પછી આવે છે. સહસ્રલિંગ સરોવરનું સ્થાપત્ય પણ સંવત ૧૧૯૫-૯૬ માં પૂરું થયું હોવું જોઈએ એવું અનુમાન છે, અને તે પ્રમાણે સરસ્વતીપુરાણનો રચનાકાળ પણ તેજ સમયમાં આવે છે. આમ દ્વયાશ્રય અને સરસ્વતીપુરાણ સમકાળમાં રચાયાં હોવાનું લાગે છે.

દ્વયાશ્રયના ૧૫ સર્ગો સિદ્ધરાજની હયાતીમાં રચાયા હતા એમ વિદ્વાનો માને છે. વિરૂદ્ધ મતે તે અનુશાસનો લખાયા બાદ રચાયું હતું એવી પણ માન્યતા છે. પરંતુ એ સિદ્ધરાજની હયાતીમાં રચવામાં આવ્યું હોય તેવી સંભાવના વધુ છે. દ્વયાશ્રય ગ્રંથ, કાવ્ય, વ્યાકરણ અને ઇતિહાસ ત્રણે વિષયોની વ્યવસ્થિત ગુંથણી વડે કરવામાં આવ્યો છે. આવો વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ સહજમાં કે અલ્પ સમયમાં રચવો, તે વિદ્વાનો માટે પણ શ્રમસાધ્ય કાર્ય છે. આથી તેને તૈયાર કરતાં

ઓછામાં ઓછાં એક બે વર્ષો લાગ્યાં હોય એવી કલ્પના છે. એટલે તેના પંદર સર્ગો વિ. સં. ૧૧૯૭–૯૮ સુધીમાં રચાયા હોવા જોઈએ, એવું અનુમાન થાય છે.

સરસ્વતીપુરાણ સાદી સંસ્કૃત ભાષામાં પુરાણની ઢબે રચવામાં આવ્યું છે, એટલે તેને તૈયાર કરવામાં વધુ સમય લાગે તેવી સંભાવના નથી. તેની ભાષા માહાત્મ્યગ્રંથો જેવી સરળ અને સુગમ બોધ કરે તેવી છે, જેથી તેના નવસર્જનમાં વધુમાં વધુ ચાર છ માસ થયા હશે, એમ માનું છું અને તે પ્રમાણે સરસ્વતીપુરાણ વિ સંવત ૧૧૯૫–૯૬ માં હસ્તીમાં આવ્યું હશે જ. આમ સરસ્વતીપુરાણ દ્વયાશ્રય કરતાં પહેલું રચાયું હોય એમ ઉપર્યુક્ત કારણો અને અનુમાનોથી લાગે છે. પરંતુ સરસ્વતીપુરાણનાં ઐતિહાસિક વિધાનોને દ્વયાશ્રયકારે અપનાવ્યાં છે, તેમ કહેવાની ધૃષ્ટતા કરવી તે ગેરવાજબી ગણાય. કારણ દ્વયાશ્રયકાર મુનિરાજ હેમચંદ્ર ચાલુક્ય વંશના ઇતિહાસનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા. દ્વયાશ્રયમાં રજુ કરેલ મૂળરાજથી કુમારપાળ સુધીનાં ચરિત્રવર્ણનો તેમનાં ઐતિહાસિક જ્ઞાનનો અમૂલ્ય પરિપાક છે. તેવા બહુશ્રુત વિદ્વાન્ ફક્ત સિદ્ધરાજચરિત્ર માટે સરસ્વતીપુરાણનો આશ્રય લે એ સંભવિત નથી. પરંતુ સરસ્વતી-પુરાણકારે કલ્પેલાં સિદ્ધરાજ, કર્ણ, મીનળદેવી અને બર્બરક વગેરેનાં પૌરાણિક રૂપકોને તેમણે ગ્રાહ્ય રાખ્યાં તે સંભવનીય છે. બાકી સરસ્વતીપુરાણના કર્તાએ સિદ્ધરાજચરિત્રની હકીકત તે સમયે જન-સમાજમાં પ્રચલિત લોકમાન્યતાના આધારે લીધી હોવી જોઈએ; જેને મુનિરાજ હેમચંદ્ર પણ પ્રમાણિત ગણી અપનાવી હશે. જેથી બન્ને ગ્રંથકારોનાં વિધાનો એકબીજાને અનુરૂપ આવે તેમાં શક નહીં. આમ બન્ને ગ્રંથો સમકાલમાં રચાયા હોવાથી બન્નેનાં સિદ્ધરાજચરિત્ર-વર્ણન એકબીજાનો સહયોગ સાધતાં હોય તેમ જણાય છે. પણ ખરી

રીતે બન્ને ગ્રંથકારો તે સમયમાં પ્રચલિત સિદ્ધરાજના જીવનની જનશ્રુતિને સંપૂર્ણતઃ અનુસર્યા છે. આથી પણ બન્નેનો રચનાકાળ સિદ્ધરાજની હયાતિમાં હતો, એમ લાગે છે.

### ૩. સહસ્રલિંગપ્રશસ્તિ સાથે સરસ્વતીપુરાણનાં સામ્યદર્શી વિધાન

સહસ્રલિંગ સરોવર ઉપર સિદ્ધરાજે માળવાના વિજયસ્મારકનો કીર્તિસ્તંભ ઉભો કરાવ્યો હતો. એ ઘણો ઊંચો અને કલામય હોઈ સિદ્ધેશનાં કીર્તિગાનો દિગંતમાં ફેલાવતો હતો. એમ અનેક ઐતિહાસિક ગ્રંથોમાં નોંધાયું છે. તેના ઉપર સિદ્ધનૃપનું ચરિત્રવર્ણન કરતી તેમ જ સહસ્રલિંગની યશગાથા ગાતી પ્રશસ્તિ મૂકવામાં આવી હતી. આ પ્રશસ્તિ સિદ્ધરાજના પ્રતિપન્નબંધુસમાન કવિવર શ્રીપાળે રચી હતી એમ પ્રબંધચિંતામણિ તથા પ્રભાવકચરિત્રમાં જણાવ્યું છે.[૮૩] આજે કાળગર્ભમાં વિલીન થયેલ સહસ્રલિંગનું નામનિશાન નથી તેમ જ તેનો આછો ખ્યાલ આપી શકે તેવા ભગ્નાવશેષો પણ નથી. ફક્ત તેની રાક્ષસી પાળો સરોવરનું સ્થળ સાચવી રહી છે. એટલે તે કીર્તિસ્તંભ અને તેની પ્રશસ્તિ પણ સરોવરના વિનાશકાળે નાશ પામી છે. પણ સુભાગ્યે તે પ્રશસ્તિનો એક ખંડ પાટણના વિજળકુવાના શિવમંદિરમાંથી મળી આવ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ તેનું મૂલ્ય અદ્વિતીય છે, એટલું જ નહીં પણ ઇતિહાસનાં સાધનોમાં તે વધુ પ્રમાણભૂત છે. તેમાંની દરેક હકીકત માટે શંકાને સ્થાન જ નથી, કારણ તેનો નિર્માતા સિદ્ધરાજ પોતે જ હતો. આ પ્રશસ્તિનો જે એક ખંડ મળ્યો છે

---

૮૩ प्र. चिं. પા. ૧૦૨ દુ. કે. શાસ્ત્રી

श्रीदुर्लभसरोराजे तथा रुद्रमहालये ।
अनिर्वाच्यरसैः काव्यैः प्रशस्तिरकरोदसौ ॥४०३॥

प्र. च. हे. सू. प्र.

તેમાંથી સહસ્રલિંગના ઇતિહાસને મદદ કરતાં કેટલાંક પ્રામાણિક તત્વો મળી આવ્યાં છે, જેને સરસ્વતીપુરાણનાં વિધાનોથી ટેકો મળે છે.

(૧) સહસ્રલિંગમાં અક્ષય્ય જળ કરવા સિદ્ધેશ સરસ્વતીનો પ્રવાહ સરોવરમાં લાવ્યો હતો, તેનું પૌરાણિક રૂપક રજુ કરતાં સરસ્વતી-પુરાણકારે સરસ્વતી આરાધનનો પ્રસંગ વિસ્તારથી આપ્યો છે. તેમાં સરસ્વતીએ સિદ્ધનૃપના તપથી પ્રસન્ન થઈ પ્રત્યક્ષ દર્શન આપી તેનું સરોવર પોતાના જળ વડે પરિપૂર્ણ કરવાનું વરદાન આપ્યું હતું. તે જ હકીકતના પુનરાવતાર રૂપે તેને અનુરૂપ હકીકત સહસ્રલિંગપ્રશસ્તિના શ્લોક ૮૦ માં નોંધાઈ છે. તેમાં "(સરસ્વતીએ) તેને ચંદ્રનાં કિરણો જેવા શીતળ સ્પર્શથી, તેમજ ગંગાના તરંગો જેવા પવિત્ર સ્વરૂપથી, સ્વપ્નમાં આવીને પોતાના અનન્ય ભક્તને જગાડયો—ઉપદેશ કર્યો." આથી એમ જણાય છે કે પ્રશસ્તિકારે આ પુરાણની માફક તે આખીયે કલ્પના તેમાં મૂકી હશે, પણ દુર્ભાગ્યે તે પ્રશસ્તિ સંપૂર્ણ નહીં મળતી હોવાથી આટલાથી સંતોષ માનવો રહ્યો છે. સરસ્વતીપુરાણનું આ રૂપક પ્રશસ્તિના આધારે નોંધાયું હોય, યા તો પુરાણના આધારે પ્રશસ્તિકારે નોંધ્યું હોય, એમ બન્ને વચ્ચે પરસ્પરનો સહયોગ સૂચવે છે, એટલું જ નહીં પણ પુરાણની પ્રાચીનતા માટે સંગીન પુરાવો ઉભો કરે છે.

(૨) પ્રશસ્તિના ભાગ્યાતૂટયા ૮૭–૮૮ શ્લોકોમાં સિદ્ધનૃપના આ કાર્યને ભગીરથના ગંગાવતરણ જેવી ઉપમા આપી છે, તેવી જ ઉપમા સરસ્વતીપુરાણકારે પણ નોંધી છે.

ઉપર્યુક્ત પ્રમાણો પ્રશસ્તિ અને સરસ્વતીપુરાણનો સહયોગ સૂચવે છે, એટલું જ નહીં પણ બન્ને રચનાવિધાનો સહકારપદ્ધતિએ થયાં હતાં, એમ લાગે છે. પ્રશસ્તિનો નિર્માણકાળ સુપ્રસિદ્ધ છે. સરોવરના ઉદ્‌ઘાટન સમયે પ્રશસ્તિનું વિવેચન થયું હશે; કારણ તેમાં સિદ્ધરાજ અને સહસ્રલિંગનો સંપૂર્ણ ઇતિહાસ સંકલિત કરવામાં

આવ્યો હતો. તદુપરાંત તે અગાઉ પણ આ પ્રશસ્તિને વિદ્વાનોની સભામાં કસોટી કરવા રજુ કરવામાં આવી હતી. સરસ્વતીપુરાણ પણ સહસ્રલિંગનું માહાત્મ્ય વધારવા જ રચાવ્યું હતું એટલે પ્રશસ્તિ અને પુરાણ સમકાળમાં જ રચાવ્યાં હશે, એમ અનુમાન જાય છે. તેને લઈને સરોવર ખુલ્લું મૂકાયાના મહોત્સવમાં પ્રશસ્તિ સાથે પુરાણ-વાંચન પણ કેમ ન કરવામાં આવ્યું હોય ?

આ પ્રમાણે તેના આંતરિક પુરાવાઓના આધારે તે પ્રાચીન હોવાનું અનુમાન કરાયું છે, જેને બીજાં બંધબેસતાં અનુમાનોથી પુષ્ટિ મળે છે. આ અનુમાનો યોગ્ય વાતાવરણને અનુલક્ષી પૂર્વાપરનો મેળ સાધતાં કરાયાં છે. ઉપર્યુક્ત સાધનોવડે તેને ગુજરાતના ઐતિહાસિક ગ્રંથો દ્વયાશ્રય, કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન અને પ્રબંધચિંતામણિ જેટલું પ્રાચીન માન્યું છે, પણ તે માટે કોઇ સીધે સીધું પ્રમાણ નહીં હોવાથી તે સોબસો વર્ષ ઉપર કેમ ન રચાયું હોય ? એ શંકાનો પરિહાર કરવા નીચે પ્રમાણે વિવેચન કરવામાં આવ્યું છે.

સહસ્રલિંગનો સંપૂર્ણ ઇતિહાસ તેમ જ તેના તીરપ્રાંતનાં તીર્થો અને દેવમંદિરોનું વિગતવાર વર્ણન, સરસ્વતીપુરાણ સિવાય કોઈ પણ ગ્રંથમાં નોંધાયું નથી. આથી એટલું તો માની શકાય છે કે પુરાણકારે તેને સારી હાલતમાં જોયું હશે ત્યારે જ આટલું સૂક્ષ્મ વિવરણ નોંધ્યું હશે. આ તળાવનો નાશ ક્યારે થયો તેનાં પ્રમાણભૂત સાલ, તારીખ કંઈથી મળતાં નથી, પણ અકબરના સમયમાં તે અસ્તિત્વમાં હતું. એટલે સોળમા સૈકા સુધીમાં તે કાયમ હતું. તેથી સરસ્વતી-પુરાણનો રચનાકાળ સોળમા સૈકા સુધી લઇ જવામાં કશો વાંધો નથી.

પણ તે કાળે તેના તટવર્તી પ્રદેશનાં દેવમંદિરો અને મહાલયો અખંડ દશામાં હોય તેમ માની શકાતું નથી. કારણ એટલા ચારસો વર્ષના લાંબા ગાળામાં બધાં દેવમંદિરો જેવી ને તેવી સ્થિતિમાં કાયમ હોય તેમ બનવું અશક્ય છે. એટલુંજ નહીં પણ મુસ્લિમ

વિજેતા અલફખાન ધર્મઝનુની હતો. તે દિલ્હીના પાદશાહ અલ્લાઉદ્દીનનો સૂબો હોઈ તેની આજ્ઞાથી ગુજરાત સર કરવા મોટું લશ્કર લઈ ચઢી આવ્યો. વાઘેલા વંશના છેલ્લા રાજા કર્ણને નસાડી તેણે પાટણ કબજે કર્યું હતું. એણે પાટણ સર કર્યા બાદ ગુજરાત સર કરી, અનેક શહેરો પરાસ્ત કર્યાં હતાં, તેટલું જ નહીં પણ ધર્મઝનુનના અંધ આવેશમાં તેણે અનેક હિન્દુ મંદિરો તોડી નાખ્યાં હતાં; એટલે સહસ્રલિંગનાં દેવમંદિરો તેની ધર્મઘેલછાના કાતિલ નાશમાંથી બચ્યાં હોય તેમ માની શકાય નહીં. આથી મુસલમાન સમયમાં સહસ્રલિંગ સરોવર તેના પૂર્વરૂપ પ્રમાણે અખંડ દશામાં હોય એમ લાગતું નથી, જેથી આ પુરાણનો રચનાકાળ ચૌદમા સૈકાના પૂર્વાર્દ્ધમાં લઈ જવા કારણ મળે છે.

બીજી બાજુથી સરસ્વતીપુરાણનો ઉદ્દેશ વિચારતાં તેના રચનાકાળ ઉપર વધુ પ્રકાશ પડી શકે છે. સરસ્વતીપુરાણ નિર્માણ કરવાનો પ્રધાન ઉદ્દેશ શો હતો, એ પુરાણકારે જણાવ્યું નથી, પણ અનુમાનથી જણાય છે કે તેની રચના પાટણની આસપાસના સારસ્વત પ્રદેશને તેમ જ તેનાં તીર્થો, દેવમંદિરો, કુંડો અને સરોવરો(સહસ્રલિંગ, બ્રહ્મકુંડ, જેષ્ઠકુંડ વગેરે)ને ભારતનાં અન્ય તીર્થોની માફક પવિત્ર પ્રદેશ તરીકે ઓળખાવવાનો હતો. સાથે સાથે આ અભિનવ કાર્યના યોજક સિદ્ધરાજ નૃપેન્દ્રના જીવનની ઝાંખી કરાવી તેનાં કીર્તિગાન ગાવાનો ઉદ્દેશ પણ હતો, એમ તેમાંના વસ્તુસંયોજન ઉપરથી જણાય છે. સિદ્ધરાજ ધર્મપ્રિય હતો, એમ આગળ પણ જણાવી ગયા છીએ. પણ તેને કીર્તિનો વધુ લોભ હતો, તેથી પોતાનું આ કાર્ય ધાર્મિક તેમજ સામાજિક દૃષ્ટિએ વધુ લોકપ્રિય બને તેમ ઇચ્છતો હતો. તેનું કારણ મહાસ્થાનોના સંસ્થાપક તરીકે વધુ પ્રખ્યાતિ મેળવવાનો હતો. તેથી સહસ્રલિંગપ્રશસ્તિની માફક સહસ્રલિંગ સરોવર સાથે સારસ્વત પ્રદેશના માહાત્મ્યની પણ તેને જરૂરત લાગી હોય, જેને લઇને તેણે જ આ પુરાણ કોઈ વિદ્વાન પાસે રચાવ્યું હશે, એમ લાગે છે.

અન્ય મતે સિદ્ધરાજ પછી તેના અનુગામી કોઇ રાજવીએ રચાવ્યું હોય તેમ માનીએ, પણ જે પુરાણકાર સિદ્ધરાજ માટે આટલાં લાંબાં વિવેચનો કરે છતાં તે રચાવનાર રાજવી માટે બે શબ્દ પણ ન લખે, એમ માનવું વ્યાજબી નથી. વિશેષમાં કોઇ વિદ્વાને પાછળથી વિદ્વત્તા બતાવવા એ રચ્યું હોય એમ ધારીએ, પણ આગળ જણાવ્યા પ્રમાણે એટલું તો સ્પષ્ટ જણાય છે કે, રચનારે સહસ્રલિંગ સરોવર તેનાં દેવમંદિરો, તીર્થો અને આખો યે સારસ્વત પ્રદેશ સારી સ્થિતિમાં જોયો હશે. એટલે ઉપર્યુક્ત કથન અનુસાર તે ચૌદમા સૈકા સુધી અખંડ હાલતમાં હતું, જેથી તેનું વર્ણન કદાચ તે કાળમાં નોંધાયું હોય. પણ પુરાણમાં જણાવેલા સ્પષ્ટ નિર્દેશ જેવા કે સહસ્રલિંગ-સ્થાપત્યનો વિગતવાર ઇતિહાસ, તેમજ અષાઢ સુદ ૮ ના દિવસે તેમાં સૌથી પ્રથમ જળ આવ્યાની સિદ્ધ હકીકત સો બસો વર્ષ સુધી તેવી ને તેવી જ જળવાઈ રહે, એ અસંભવિત લાગે છે; છતાં કદાચ સચવાઇ રહે તો તેમાં વિરૂપતા આવ્યા સિવાય રહેતી નથી, જેથી સિદ્ધરાજના રાજ્યકાળ પછી રચાયું હોય તેમ માનવાને કારણ નથી.

આમ આંતરિક સાધનો, ઐતિહાસિક પરિસ્થિતિ અને મજબૂત અનુમાનો વડે સરસ્વતીપુરાણ સિદ્ધરાજના રાજ્યકાળમાં રચાયું હતું, એમ માની શકાય છે.

## અજ્ઞાત રચયિતા તે કોણ?

આ પુરાણ કોની કૃતિ હશે તે સંબંધમાં પુરાણમાંથી કાંઇ પણ હકીકત મળતી નથી. પુરાણોના નિયમ મુજબ સરસ્વતીપુરાણકારે પણ પોતાની ઓળખાણ અગમ્ય જ રાખી છે, જેથી તે કોણે રચ્યું હશે તે નક્કી કરવું ઘણું જ મુશ્કેલ થઇ પડયું છે. સરસ્વતીપુરાણનો મૂળ ઉદ્દેશ સહસ્રલિંગાદિ મહાસ્થાનો સાથે સિદ્ધરાજનાં કીર્તિગાનો ગાવાનો હતો. વળી તેની રચના સિદ્ધરાજના અંતિમ કાળમાં થયાનું આપણે અનુમાન્યું છે. આથી આ પુરાણ સિદ્ધરાજના કોઈ શાસ્ત્રીએ કે

પંડિતે બનાવ્યું હશે, એમ માનવાને કારણ છે. સિદ્ધરાજ ચુસ્ત સનાતની હતો, તેને લઇને તેનો વૈદિક, આગમિક, પૌરાણિક, સાહિત્ય તરફ વધુ પ્રેમ હતો, તેથી પોતાના મહત્કાર્યોનો ઇતિહાસ પ્રાસાદિક અલંકાર-યુક્ત કાવ્ય કરતાં પુરાણના રૂપમાં લખાવવાનું ઉચિત માન્યું હશે. એટલું જ નહીં પણ સહસ્રલિંગ સરોવર, ત્યાંનાં દેવમંદિરો, તીર્થો વગેરે ને અન્ય પુરાણોનાં તીર્થમાહાત્મ્યોની માફક વધુ પવિત્ર જણાવી જનસમાજમાં તેનો ફેલાવો કરવા પુરાણ રચાવવાનો ગર્ભિત ઉદ્દેશ હોય, એમ લાગે છે. તેનો કોઇ પંડિત કે શાસ્ત્રી તેની પ્રસન્નતા મેળવવાના ઉદ્દેશે આ પુરાણ પોતાની સ્વેચ્છાથી આમ તદ્દન સાદી ભાષામાં રચે, એમ માનવામાં વાંધો આવે છે, કારણ સિદ્ધરાજ વિદ્યાકળાનો પોષક હોઇ, તેની સભામાં અનેક પ્રખર વિદ્વાનો હતા એટલે તેઓ સરળ સંસ્કૃત ભાષામાં આવું પુરાણ રચે તેના કરતાં પોતાની વિદ્વત્તા અને સાક્ષરતા જાહેર કરવા આ ને આ જ હકીકત ગુંથી કોઇ આલંકારિક અને પ્રાસાદિક કાવ્ય કે પુરાણ રચે, એ વધુ બંધબેસતું છે. પણ હિન્દુ જનસમાજની પુરાણ તરફ વધુ ધર્મશ્રદ્ધા હોઇ, પોતાનાં સ્થાપત્યો( દેવમંદિરો, તીર્થો, સરોવરો, કુંડો, વગેરે )ને પવિત્ર તીર્થો તરીકે ગણાવવા ઇરાદાપૂર્વક આ પુરાણ તદ્દન સરળ ભાષામાં રચાવ્યું હશે, એમ મજબૂત અનુમાન વડે સાબીત થાય છે. પણ તેથી રચનારનો પત્તો લાગતો નથી.

સિદ્ધરાજની સભામાં અનેક પ્રખર પંડિતો હતા. તેઓને તે સુંદર સન્માન આપતો હતો, છતાં પુરાણકારે એકલા કેશવ વ્યાસનો ભારપૂર્વક ઉલ્લેખ કરી, તેનો પરિચય આપ્યો છે, જેથી રચયિતાનો કેશવ વ્યાસ તરફ સંપૂર્ણ પક્ષપાત હતો, એમ તો ચોક્કસ જણાય છે. તેનું કારણ વિચારતાં સમજાય છે કે પુરાણકારનો કેશવ વ્યાસ સાથે સારો સંબંધ હશે, અગર તેનો નિકટનો સ્નેહી હશે, જેથી અનુમાન જાય છે. કે સરસ્વતીપુરાણકાર તેનો પુત્ર, મિત્ર કે ભાઇ પણ હોય યા તો પોતે જાતે

પણ હોય ! કેશવ વ્યાસ ઐતિહાસિક વ્યક્તિ છે, જેનું વિસ્તૃત વિવેચન આપણે આગળ કરી ગયા છીએ તે મુજબ સિદ્ધરાજની સભામાંના ત્રણ કેશવમાંના એકનો નિર્દેશ પુરાણકારે કર્યો હતો, એમ સિદ્ધ થાય છે, અને મોટે ભાગે આ પુરાણ તેની જ કૃતિ હશે, એમ અનુમાન જાય છે. ગમે તેમ હો પણ જ્યાં સુધી પ્રમાણભૂત સાધનોના આધારે સરસ્વતીપુરાણનો બીજો રચયિતા નક્કી ન થાય, ત્યાં સુધી કેશવ વ્યાસે જ સરસ્વતીપુરાણની રચના કરી હતી, એમ માની સંતોષ અનુભવીશું.

## ઉપસંહાર

આ પ્રમાણે સરસ્વતીપુરાણનાં ઐતિહાસિક કથનોમાં કેટલું વજન અને સત્યતા છે, તે આટલા લાંબા વિવેચન વડે નિષ્પક્ષપાત રીતે અહીં ચર્ચવામાં આવ્યું છે, જેથી બર્બરકનો ઇતિહાસ, ચાવડાઓનું ચારિત્ર્ય, કર્ણ અને મીનળનાં જીવન, સિદ્ધરાજના ચરિત્રની રૂપરેખા અને સહસ્રલિંગના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ પડે છે. તેમાંયે આ પુરાણે સહસ્રલિંગનું સંપૂર્ણ શબ્દચિત્ર રજુ કરી, તેના ઉપર વધુ પ્રકાશ ફેંક્યો છે. આથી ગુજરાતના ઐતિહાસિક ગ્રંથોમાં એક વધુ ઉમેરો થાય છે, એટલુંજ નહીં પણ એક જૈનેતર વિદ્વાનના હાથે લખાયેલો આ ગ્રંથ સપ્રમાણ માહિતી રજુ કરતાં, દ્વયાશ્રય અને સહસ્રલિંગપ્રશસ્તિકાર સાથે નિકટનું સામ્ય ધરાવે છે. ગુજરાતનો ઇતિહાસ મોટે ભાગે જૈનોએ જ સાચવી રાખ્યો હોવાનું મનાય છે, પરન્તુ બ્રાહ્મણ લેખકોએ આવા પૌરાણિક ગ્રંથોમાં, પણ ઐતિહાસિક સત્યો રજુ કરી, ગુર્જર ઇતિહાસ સંરક્ષણમાં પોતાનો ફાળો નોંધાવ્યો છે. જૈનેતરોની ઐતિહાસિક કૃતિઓમાં કાન્હડદે પ્રબંધ અને ધર્મારણ્ય એમ બે જ ગ્રંથો હાલમાં જોવામાં આવે છે. તેમાયે કાન્હડદે પ્રબંધ પ્રાચીન ગુજરાતીમાં રચાયો છે, એટલે ફકત ધર્મારણ્ય જ ગીર્વાણ ગિરામાં ઐતિહાસિક પરિસ્થિતિ રજુ કરે છે, છતાં તેમાંની કેટલીક

રકીકત દંતકથાઓના આધારે રચાયાનું લાગે છે; જ્યારે સંસ્કૃત ભાષામાં રચાયેલ આ પુરાણ આધારભૂત અને પ્રામાણિક વસ્તુ રજુ કરે છે. આથી જૈનેતર ઐતિહાસિક કૃતિઓમાં આ એક સર્વશ્રેષ્ઠ ગ્રંથ છે. આ ઐતિહાસિક અનુશીલનમાં પ્રામાણિક પુરાવાઓ ઉપરાંત, કેટલાંક અનુમાનો આસપાસના વાતાવરણને અનુલક્ષી આપવામાં આવ્યાં છે. કોઈ પણ ઇતિહાસસંકલનામાં પ્રમાણોના અભાવે તૂટતા પ્રસંગો જોડવા આનુમાનિક કડીઓ ઉમેરવામાં આવે તો જ તે સંકલના સંપૂર્ણ બનાવી શકાય છે, જેથી મારાં અનુમાનિક વિધાનોને વિદ્વાનો અસ્થાને નહીં જ ગણે, એમ ઇચ્છું છું. અંતમાં આ પુરાણનાં ઐતિહાસિક, તથા પૌરાણિક વિધાનો ગુજરાતનો ક્રમબદ્ધ ઇતિહાસ રચવામાં વધુ પ્રેરણાદાયી બને, એમ ઇચ્છી વિરમીશું.



## ઉપક્રમ

સરસ્વતીપુરાણ એ પુરાણગ્રંથ છે. એમ તેના અંતરંગ વિષયો ઉપરથી જણાય છે. છતાં તેમાંથી બીજી અનેક માહિતી મળી શકે છે. જેમ સમુદ્રને રત્નાકર કહેવામાં આવતો હોવા છતાં, તેમાંથી સંશોધન કરનારાઓને રત્નો ઉપરાંત અન્ય અનેક વસ્તુઓ સાંપડે છે, તેવી જ રીતે આવા પુરાણગ્રંથોમાંથી પણ, પૌરાણિક કથાસાહિત્ય ઉપરાંત અનેક વિષયોનાં વર્ણનો ઉપલબ્ધ થાય છે. સાધારણ રીતે ધાર્મિક દૃષ્ટિએ વિચારતાં, જનસમાજમાં ભક્તિશ્રદ્ધાને દૃઢ કરવા, પૌરાણિક આખ્યાનોના સંગ્રહ રૂપ પુરાણો રચાયાં છે, એવી ભાવના આજના લોકસમાજમાં પ્રવર્તી રહી છે. પરંતુ આ પુરાણોના રચયિતા, પ્રાક્કાલીન મહર્ષિઓનું માનસ તેથી જૂદું જ હતું. એમ પુરાણોનું અનેકદેશીય પદ્ધતિદ્વારા સંશોધન કરવાથી, વિદ્વાનોને માલુમ પડ્યું છે.[1] તેમાંથી પુરાણના રચનાકાળનાં, આછાંઘેરાં પ્રતિબિંબો ખાસ કરીને જણાઇ આવે છે ખરી રીતે પુરાણોયે લોકજીવનના સર્વસંગ્રહો છે. તેમાંથી વંશો, વંશાનુચરિતો, ભૌગોલિક સ્થાનો ચરિત્રો, વર્ણાશ્રમધર્મો, નીતિશાસ્ત્રના નિયમો, લોકવ્યવહાર અને રાજવ્યવહારના કાયદાઓ, તીર્થો અને સ્થાન માહાત્મ્યોનાં સાદાં યા અલંકારિક વર્ણનો મળી આવે છે. સાદી ભાષામાં કહીએ તો, પુરાણો ઇતિહાસ, ભૂગોળ,

---

૧ જુઓ "પુરાણવિવેચન": ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકાશિત: કર્તા શ્રી. દુ. કે. શાસ્ત્રી. એ ગ્રંથના વિભાગ બીજામાં પુરાણોના વિવિધ વિષયો અને તેની ઐતિહાસિકતાઓ વગેરે જણાવાયાં છે.

ખગોળ, ચરિત્ર અને સમાજવ્યવસ્થાનાં સ્પષ્ટ યા ગર્ભિત સૂચનોથી સભર છે.

તે બધાં વર્ણનો હાલની પરિસ્થિતિથી ઘણાં જૂદાં લાગે છે, કારણ પ્રાચીન અને વર્તમાનકાલીન સ્થાનાન્તરો, અને સ્થિત્યન્તરોમાં મોટું પરિવર્તન થયું છે. એને લઇને પુરાણોનાં વર્ણનો કેટલીક વખત અતિશયોક્તિભરેલાં, અરેબીયન નાઇટસ અને કથાસરિત્સાગરની અદ્‌ભુત કથાઓ જેવાં લાગે છે. સરસ્વતીપુરાણમાંનાં કેટલાંક વર્ણનો તેવી જ અદ્‌ભુતતા સૂચવે છે કારણ હિમાલયમાંથી નીકળનારી સરસ્વતી, કુરૂક્ષેત્ર અને રજપૂતાનામાં થઈ અર્બુદારણ્યમાં આવી, સિદ્ધપુર, પાટણ પાસે વહી, કચ્છના રણમાંથી આગળ જતાં, શત્રુમર્દન પર્વત, તથા ખદીરવન નજદીક કૃતસ્મર પર્વતને બાળી, પ્રભાસમાં કેવી રીતે આવી, તે એક કોયડો જ છે. સાધારણતઃ પુરાણકારે દર્શાવેલ સરસ્વતીનો આવો પ્રવાહમાર્ગ, ભૂગોળના બીનજાણકાર કોઈ માણસે ગમે તેમ ઉપજાવી કાઢયો હશે, એમ ઉપલક દષ્ટિએ જણાય છે. કારણ કુરૂક્ષેત્રથી આગળ લુપ્ત થતાં સરસ્વતી, રાજપૂતાનામાં થઇ પુષ્કરમાં કેવી રીતે આવ્યાં? પુષ્કરની સરસ્વતી અર્બુદને ઓળંગી આગળ કેવી રીતે ગઇ? કચ્છના રણમાં લુપ્ત થતાં સરસ્વતી, શત્રુમર્દન ક્ષેત્ર અને ખદીરવનમાં કેવી રીતે પ્રાદુર્ભાવ પામ્યાં? તે બધાનો વિચાર કરતાં, સરસ્વતીપુરાણે નિર્દિષ્ટ કરેલ સરસ્વતીનો સળંગ પ્રવાહમાર્ગ હશે કે કેમ? આ બાબત શંકા ઉભી થાય છે. તેમ થવાનું મુખ્ય કારણ વર્તમાનકાલીન ભૌગોલિક પરિસ્થિતિ પ્રાક્કાલીન પરિસ્થિતિથી વધુ દૂર ગઇ છે. તેટલું જ નહીં પણ તેમાં ગજબનાક ફેરફારો થઇ ગયા છે જેની કલ્પના આવી શકતી નથી. આ બધાં કારણોને લઇને પુરાણનું કથન તદ્દન અસંગત અને બેહુદું લાગે છે. પરંતુ પુરાણે દર્શાવેલ જે તે સ્થાનોનાં વર્ણનોને, તત્કાલીન ભૌગોલિક સ્થિતિ નજર આગળ રાખી તપાસીશું તો, તેમાં જરાયે અતિશયોક્તિ કે

અસંગતતા નહીં જણાય. એટલા જ માટે તે વસ્તુનું દિગ્દર્શન કરાવવા, તત્કાલીન ભૌગોલિક પરિસ્થિતિ કેવી હતી, તેમાં સૂચવેલાં તીર્થો અને મહાસ્થાનો ક્યાં હતાં, પ્રાચીન કાળમાં તે બધાં કેવી જાહોજલાલી ભોગવતાં, આજે તેની સ્થિતિમાં કેટલો ફેરફાર થયો છે. તે બધાની યથાસ્થિત વિચારણા ખાસ જરૂરી હોઈ, આ ત્રીજા વિભાગ દ્વારા તેની કેટલીક પ્રતરણા કરવામાં આવી છે.

## ભૌગોલિક સાહિત્યની પ્રાચીનતાઓ

ભારતીય પ્રાચીન ભૂગોળનું સૌથી પહેલું દર્શન વૈદિક સાહિત્યમાંથી થાય છે. તેમાંયે ઋગ્વેદ સંહિતામાંથી વધુ પુરાવા મળી આવે છે. પ્રાક્કાલીન અનેક નદીઓનાં સ્તુતિસૂક્તો તેમાં અપાયેલાં છે. આર્યોનો સુધાર્મિક સમાજ નદીઓ તરફ વધુ પૂજ્યભાવ ધરાવતો, બલ્કે આર્યો નદીઓના તીરપ્રાંતે જ નિવાસ કરતા. તેઓની મુખ્ય નદીઓમાં **सप्तसिंधव:** ને અગ્ર સ્થાન છે. સિંધુ શબ્દનો અર્થ વેદના ભાષ્યકારોએ, સમુદ્ર કરતાં નદીના રૂપમાં વધુ પસંદ કર્યો છે. પુરાણ-કાળમાં તે શબ્દ સાત સમુદ્રો માટે વપરાયો છે, પરંતુ વૈદિક કાળમાં તે સાત મહા નદીઓ તરીકે યોજાયો હતો. આ સાત નદીઓ તે કઈ તે સંબંધમાં વિદ્વાનોમાં ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. સાયણ આચાર્ય એ સાત નદીઓ તે ગંગા, યમુના ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ અને કાવેરી હોવાનું જણાવે છે. જળશુદ્ધિના મંત્રમાં પણ આ જ નદીઓનું સ્મરણ કરવામાં આવ્યું છે.[૨] વેદમાં કોઈ પણ ઠેકાણે દક્ષિણની નદીઓનાં નામ જણાવાયાં નથી, જેથી તે કાળમાં નર્મદા અને કાવેરીની ગણના, સપ્તસિંધુમાં કરવામાં

---

૨ **गंगे च यमुने चैव गोदावरि सरस्वतिः ।**
**नर्मदे सिंधु कावेरी जलेऽस्मिन् संनिधिं कुरु ॥**
**स्नानविधिजलशुद्धिमंत्र ॥**

આવતી હશે કે કેમ, તે સંશયગ્રસ્ત છે. ઘણું કરીને તે મહા નદીઓમાં પંજાબની પાંચ, સરસ્વતી અને સિંધુ, એમ સાત નદીઓના સમુદાયને સપ્તસિંધુ નામ આપવામાં આવતું હતું. એવું અનુમાન થાય છે. આ ઉપરાંત ઋગ્વેદમાં અનેક નદીઓનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં અંશુમતી, અસિક્ની, અપયા આર્જીકીયા કુભા, ક્રુમુ, ગંગા, ગોમતી, દ્રષદ્વતી, પુરૂષ્ણી. મરૂદ્વૃધા, મહેત્નૂ. યમુના યવ્યાવતી રથાસ્યા, રસા, હરયુપીયા, વિતસ્તા, વિપાશા વિબાલી, શતદ્રુ, શ્વેત્યા, સદાનીરા, સરયૂ સરસ્વતી, સિંધુ સુદામા, સુવાસ્તુ સુષોમા સસર્તુ અને શિરા વગેરે છે. આ બધી નદીઓનાં કેટલાંક નામોમાં આજે પરિવર્તન થઈ ગયું છે, જેથી વેદકાલીન નદીઓમાંની કેટલીક નદીઓ, હાલના સમયમાં ક્યાં હશે તે સમજી શકાતું નથી. તદુપરાંત કેટલીક નદીઓ ભૂસ્તરશાસ્ત્રના નિયમ મુજબ પૃથ્વીના હૃદયપલટામાં સમાઈ ગઈ છે, જેથી યવ્યાવતી, રથસ્યા, હરયુપીયા, વિબાલી અને સુદામા વગેરે નદીઓ આજે ભારતવર્ષમાં કયા સ્થાન ઉપર હશે ? પ્રાચીન વેદકાળમાં ક્યાં હતી ? તેમ જ કઈ નદીઓ માટે તે નામો વપરાતાં હશે તે સંબંધમાં કાંઈ પણ માહિતી મળતી નથી.

નદીઓ પછી પર્વતોના ઉલ્લેખો વિચારતાં, વૈદિક સાહિત્યમાંથી કેટલેક ઠેકાણે મોઘમ ઉલ્લેખો મળી આવે છે. તેમાં નદીઓની માફક સવિસ્તર નોંધ આપવામાં આવી નથી. ફક્ત આઠ ઉંચી જમીનો ભારતવર્ષમાં હતી. એમ ઋગ્વેદ મંડળ ૧/૩૫/૮ માં જણાવ્યું છે. આ આઠ ઉંચી જમીનો, તે આઠ મુખ્ય પર્વતોનો નિર્દેશ કર્યો હશે, એમ લાગે છે, આ સિવાય અનેક દેશોનાં નામો કેટલીક આખ્યાયિકાઓ સાથે સંકળાયાં છે, જેથી વેદ અને બ્રાહ્મણકાલીન જનપદ અને દેશો વિષેની કેટલીક માહીતી વૈદિક સાહિત્ય પૂરી પાડે છે. તે કાળમાં ભારતવર્ષમાં અંગ, આંધ્ર કામ્બોજ, કાશી અગર કાશ્મ, કીકટ, કુરૂ, ઉત્તરકુરૂ, કોશલ, ચેદી, નૈષધ, પાંચાલ, પારાવત, પુંડ્ર,

બાલ્હીક, ભરત, મત્સ્ય, મદ્ર, વૃષ, ઉત્તરમદ્ર, બંગ, વિદેહ, વિદર્ભ અને મગધ, એવા જુદા દેશો અને પ્રાંતીય જનપદો હતા, એમ ઐતરેય બ્રાહ્મણ, વંશબ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ. તાંડયમહાબ્રાહ્મણ, જૈમિનીય બ્રાહ્મણ, ગોપથ બ્રાહ્મણ, વાજસનેયિમાધ્યંદિનસંહિતા, અથર્વ-સંહિતા, ઋગ્વેદસંહિતા, તૈત્તિરીયસંહિતા, કાઠકસંહિતા, મૈત્રાયણીયસંહિતા, વગેરેમાંથી ઉપલબ્ધ થાય છે. આ સિવાય તેમાંથી કેટલીક જાતિઓ, જે દેશપરત્વે નામ ધારણ કરી તેજ નામોથી જાણીતી, બાલ્હીક, પારાવત, મગધ, મત્સ્ય, મહાવૃષ, મદ્ર, વિદેહ વગેરેના ખાસ ઉલ્લેખો તેમાં નોંધાયા છે.[3]

ઉપનિષદોમાં પણ કેટલાક દેશો અને જાતિઓનાં નામો આપવામાં આવ્યાં છે. તેમાં ખાસ કરીને કૌશિતકી ઉપનિષદ, છાંદોગ્ય ઉપનિષદ, બૃહદારણ્યક ઉપનિષદ વગેરેમાં તેવા ઉલ્લેખો નોંધાયા છે. આમ વૈદિક સાહિત્ય પ્રાક્કાલીન ભૂગોળ સંબંધી કેટલીક હકીકતો પૂરી પાડે છે. આ બધી નદીઓ, પર્વતો, દેશો, અને જનપદો આજે કયાં છે? તે પ્રાચીનકાલના અસલ સ્થાનો ઉપર છે કે કેમ? આજે તે કયા નામોથી ઓળખાય છે, તેની હાલની પરિસ્થિતિ કેવી છે, તેમાં કેવા કેવા ફેરફારો થઈ ગયા છે, તે બધાનું બારીક અન્વેષણ અહીં કરતાં આ લેખનું કલેવર વધી જઈ વિષયાંતર થવાનો ભય રહે છે, જેથી તત્સંબંધી વિસ્તૃત વિચારણા અહીં કરવામાં આવી નથી. ફકત અહીં તો ભૌગોલિક સાહિત્યના ઉલ્લેખો કયાં કયાં કરવામાં આવ્યા છે, અને તે

---

૩ વૈદીક સાહિત્યમાંની પ્રાચીન ભૂગોળ માટે જુઓ ગંગા પુરાતત્ત્વાંકમાં "વૈદીક ભૂગોળ" નામનો શ્રી. ક્ષેત્રેશચંદ્ર ચટ્ટોપાધ્યાયનો લેખ.

૪ જુઓ બૃહદારણ્યક ઉપનિષદ ૨-૧-૮, ૩-૮-૨ માં તેમજ કૌશિતકી ઉપનિષદ ૪-૧. છાંદોગ્યઉપનિષદ ૬-૪-૧

કેવા સ્વરૂપમાં કરવામાં આવ્યા છે, તે જણાવવાનો નમ્ર પ્રયત્ન આ વિભાગમાં કર્યો છે.

વૈદિક સાહિત્ય પછી, ભારતના મહાન્ ગ્રંથો તરીકે ખ્યાતકીર્ત થયેલ રામાયણ અને મહાભારતમાંથી કેટલીક સપ્રમાણ ભૌગોલિક માહિતી મળી આવે છે; જેમાં વૈદિક સાહિત્યમાં જણાવેલી નદીઓ ઉપરાંત કેટલીક નવી નદીઓનાં નામો જણાવાયાં છે. બાકીની બધી વેદમાં ઉલ્લેખ કરાયેલી સરિતાઓ છે. અજિતવતી, અર્ધગંગા, અંશુમતી, ઉત્તરગા, કપીવતી, કર્મનાશા, કરતોયા, કુટ્ટીકા, કૌશિકી, ત્ર્યકૌશિકી, કૃષ્ણાવેણી, ધધ્ધર, ચર્મણ્વતી, ચિત્રકૂટા, દક્ષિણગંગા, તામ્રપર્ણી, પર્ણાશા, પયસ્વીની, પ્રાચીનવાહિની, મહાનદી, માલિની, લોહીત્યા, વેદશ્રુતા, વાનીરમાલિની, વગેરે નામો નવીન છે; જે વૈદિક સાહિત્યમાંથી ઉપલબ્ધ થતાં નથી, પરંતુ વૈદિક નદીઓના પુનરાવતાર રૂપે કેટલીકનાં નામોમાં પરિવર્તન થયું છે. આથી વૈદિક કાળની નદીઓમાં રામાયણકાળે નામો અને સ્થાનોમાં, કેટલોક ફેરફાર થઈ ગયો હતો, એમ સૂચવે છે.

નદીઓ પછી રામાયણમાં પર્વતોનાં કેટલાંક વર્ણનો નોંધાયાં છે. તેમાં અર્બુદ, ઋષ્યમુક, ગોકર્ણ, ચિત્રકૂટ, પ્રસ્રવણ, બ્રહ્મભૂમિ, મહેંદ્ર, મૈનાક, રોહણ, વિંધ્યાદ્રિ, વૈડૂર્ય, વગેરેનાં નામો મળી આવે છે. નગર અને જનપદોનાં વર્ણનોમાં રામાયણ, અગસ્તીપુરી, અયોધ્યા, અપરવિદેહ, અભીસરી, અરૂણકુંડપુર, અહિછત્ર, અંગ, અવન્તી, અંશુધાન, આનર્ત, ઇલ્વલ, ઉજ્જનક, ઉશીનર, ઓંકારનાથ, કર્ણાટ, કલિંગ, કાંચી, કાન્યકુબ્જ, કાંપીલ્ય, કામરૂપ, કીષ્કિંધા, કુરૂજાંગલ, કલિંગપુરી, કુશસ્થલી, કૈકેય, કેરલ, કોસલ, ક્રોંચારણ્ય, ગંધર્વદેશ, ગાધીપુર, ગિરિવ્રજ, ચંદ્રિકાપુર, ચંપાપુરી, ચોલ, જનસ્થાન, જાબાલિ-પટ્ટણ, તક્ષશિલા, દક્ષિણકોસલ, દક્ષિણમથુરા, દ્રવિડ, ધર્મપટ્ટણ, ધર્મારણ્ય, નૈમિષારણ્ય. પાંચાલ, પાંડય જનપદ, પ્રાગ્જ્યોતિષ, મતિપુર, મધુપુરી, મલ્લદ, મિથિલા, રત્નપુર, રામેશ્વર, લક્ષ્મણાવતી, લવપુર,

વિદર્ભ, વિદિશા, વિનિતગ્રામ, વિષ્ણુકોંડા, બંગ, વૈશાલી, શૂર્પારિક, શ્રૃંગવેરપુર, શ્રાવસ્તી, સુવર્ણદ્વીપ અને સત્યદેશનાં નામોના ઉલ્લેખો રજુ કરાયા છે. આથી રામાયણકાળે ભારતવર્ષમાં અનેક દેશો, નગરો અને જનપદો વિદ્યમાન હતા. ભારતવાસીઓનું રાજકીય બંધારણ તથા સામાજિક પરિસ્થિતિ, વૈદિક કાળ કરતાં વ્યવસ્થિત બંધારણસરનાં હતાં. તદુપરાંત તેમાં અનેક તીર્થો અને આશ્રમોનાં નામો ગણાવાયાં છે. આ બધાં રામાયણકાલીન મહાસ્થાનો આજે ક્યાં છે, તેની સંપૂર્ણ આલોચના રા. રા. બી. એચ. વેડેરે સપ્રમાણ પુરાવાસહ રામાયણાંકમાં કરી છે, અને તે માટે તત્કાલીન ભારતની ભૌગોલિક પરિસ્થિતિનું દિગ્દર્શન કરાવવા, કેટલાક નકશાઓ પણ રજુ કર્યા છે.[૫]

રામાયણ કિષ્કિંધાકાંડમાં, ભારતના અનેક દેશોનાં વર્ણનો આપેલાં છે. કારણ સીતાની શોધ માટે, વાનર સરદારોને સમસ્ત ભારતવર્ષમાં મોકલવામાં આવ્યા હતા, તે સમયે ભારતવર્ષની કેટલીક ભૌગોલિક રૂપરેખા બતાવવામાં આવી હતી. આ સિવાય તેમાંથી ત્રણ મહામાર્ગોનું સૂચન, સ્પષ્ટ રીતે તરી આવે છેઃ—

(૧) રામ જ્યારે વિશ્વામિત્ર સાથે અયોધ્યાથી મિથિલા ગયા, ત્યારે તેમના માર્ગમાં આવતાં અનેક મહાસ્થાનો પર્વતો, નદીઓ, તીર્થો, આશ્રમો અને જનપદોનાં વર્ણનો આ માર્ગને અનુલક્ષીને લખાયાં છે.

(૨) ભરત જ્યારે કૈકેયથી અયોધ્યા પાછા ફર્યા, ત્યારે તેમનો રાજમાર્ગ અને તેને લગતી કેટલીક ભૌગોલિક હકીકત રામાયણ પૂરી પાડે છે.

(૩) રામ વનવાસ અને તેમાં આવતાં ભૌગોલિક વર્ણનો.

---

૫ જુઓ 'કલ્યાણ'ના રામાયણાંકમાં રા. રા. વિ. એચ. વેડેરના લેખો. 'રામાયણકાલીન ભૌગોલિક દર્શન' અને 'રામાયણકાલીન સ્થાન પરિચય.'

આમ ભારતીય પ્રાચીન ભૂગોળ સમજવા માટે, રામાયણ એક અપૂર્વ ગ્રંથ છે, જેમાંથી રામાયણકાલીન ભૌગોલિક પરિસ્થિતિનું સાચું પ્રતિબિંબ જોઈ શકાય છે.

રામાયણ પ્રમાણે મહાભારતમાંથી પણ કેટલાક ભૌગોલિક અંશો ઉપલબ્ધ થાય છે:—

( ૧ ) આદિપર્વમાં અર્જુનવનવાસપ્રસંગે કેટલાક દેશો, પર્વતો અને નદીઓની નોંધો થયલી છે.

( ૨ ) સભાપર્વમાં રાજસૂય યજ્ઞ કરવા માટે, તથા ચક્રવર્તિત્વ સંપાદન કરવા માટે પાંડવો દેશો જિતવા ગયા હતા. તેનું રસિક અને ભાવવાહી વર્ણન લખતાં, તે બધા દેશોની વિસ્તૃત માહિતી પૂરી પાડી, ભારતીય ભૂગોળનું સુંદર રેખાદર્શન રજુ કરવામાં આવેલું છે. તદુપરાંત એ બધા રાજાઓએ, યજ્ઞપ્રસંગે યુધિષ્ઠિરને જે અમૂલ્ય ભેટો સાદર કરી હતી, તે તપાસવાથી તે દેશોની ખાસ વસ્તુઓ, અને તેની બનાવટ સંબંધી ઉંચો ખ્યાલ આવી શકે છે. આથી વ્યાપારિક દૃષ્ટિએ પણ તેમાં કેટલુંક સાહિત્ય સંગ્રહાયું છે.

( ૩ ) વનપર્વમાં પાંડવોની તીર્થયાત્રાના પ્રસંગે તીર્થો, નદીઓ, પર્વતો, આશ્રમો, જનપદો વગેરેની વિસ્તૃત સમાલોચના અપાયલી છે. વિદ્વાનોના મતે આ ભાગ પ્રક્ષિપ્ત છે, પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ તે ખાસ ઉપયોગી છે.

( ૪ ) કર્ણદિગ્વિજયમાં પણ કેટલાક ભૌગોલિક અંશો જોવામાં આવે છે.

( ૫ ) અશ્વમેધ પર્વમાં અર્જુને કરેલ દિગ્વિજયના વર્ણનમાં, ઘણાક દેશો અને સ્થાનોનાં હૃદયંગમ શબ્દચિત્રો નોંધાયાં છે, જેથી તે કાળની ભૌગોલિક પરિસ્થિતિ સમજાય તેવાં, કેટલાંયે પ્રમાણો મળી આવે છે. આ સિવાય ઉદ્યોગપર્વમાં, કેટલાક દેશો અને તેમાં વસતી

મુખ્ય જાતિઓનાં વિવિધ વર્ણનો લખાયાં છે. આમ મહાભારત ભારતીય પ્રાચીન ભૂગોળ સમજવા માટે એક સપ્રમાણ મહાકોષ છે, એમ કહીશું તો તે ખોટું નહીં જ ગણાય.

આ બે મહાકાવ્યો પછી પુરાણોમાંથી, ભારતીય ભૂગોળનાં પ્રાચીનતત્ત્વો ઉપલબ્ધ થાય છે. દરેક પુરાણમાં ભુવનકોષ હોય છે, જેમાં નદીઓ, પર્વતો, દેશો અને જાતિઓનાં વર્ણનો આપવામાં આવે છે. ખાસ કરીને તેમાં સપ્તસાગર, સપ્તદ્વીપ અને મેરૂની પર્યાલોચના સાધારણતઃ કરવામાં આવી છે. આવા ભુવનકોષોમાં વાયુ-પુરાણનું વર્ણન સૌથી વધારે વિસ્તૃત છે. બાકી મત્સ્ય, માર્કંડેય, લિંગ અને કૂર્મ, એ પુરાણોમાં એક સરખાં જ વર્ણનો નોંધાયાં છે. એટલું જ નહીં પણ વિષ્ણુ, બ્રહ્મ અને અગ્નિપુરાણનાં આ વર્ણનો અક્ષરશઃ મળતાં છે. આવો જ ભુવનકોષ મહાભારત ભીષ્મપર્વમાં આવેલો છે. શ્રી. પાર્જીટરે માર્કંડેય પુરાણનું અંગ્રેજી ભાષાંતર ઇ. સ. ૧૯૦૪ માં બહાર પાડયું છે, તેમાં પણ ભુવનકોષમાં ઉલ્લેખાયેલ સપ્તદ્વીપો, નદીઓ અને પર્વતો હાલમાં કયાં કયાં છે, અને તે આજે કેવા નામથી ઓળખાય છે, તેની સપ્રમાણ ચર્ચા, મળતા પુરાવાના આધારે તેમાં કરી છે. ભારતની પ્રાચીન ભૂગોળના અભ્યાસી માટે આ એક મહત્ત્વનો ગ્રંથ છે.

બુદ્ધિસ્ટ સાહિત્યમાં પ્રાક્કાલીન ભૂગોળનાં કેટલાંક સૂચનો કરવામાં આવ્યાં છે; જો કે તે ધાર્મિક આખ્યાયિકાઓ સાથે સંકલિત હોવાના કારણે, તેમાંથી સ્પષ્ટ ભૂગોળ તરી આવતી નથી, પણ બૌદ્ધસમયના ભારતીય ભૌગોલિક વિભાગો, દેશો વગેરે જાણવા માટે તે વધુ ઉપયુક્ત છે. મહાવગ્ગમાં મધ્ય દેશની કેટલીક હકીકત આપતાં કજંગલ, સલ્લપતિ, થુના, ઉશીરધ્વજ વગેરે નામો સૂચવાયાં છે. વધુમાં મધ્યદેશની લંબાઇ, પહોળાઇ આશરે ૩૦૦–૨૫૦ યોજનની જણાવી છે. તે કાળમાં સોળ મુખ્ય દેશો હતા. તેની નામાવલિ આપતાં અંગ, મગધ, કાશી, કોશલ, વજ્જસ, મલ્લ, ચેદી, વત્સ,

કુરૂ, પાંચાલ, મત્સ્ય, સુરસેન, આસાક, અવંતિ, ગાંધાર, કાંબોજ વગેરે દેશોનાં નામો ગણાવાયાં છે. આ સિવાય વ્યાપારિક મહામાર્ગો અને યાત્રાપથોની કેટલીક વિચારણા તેમાં કરાયલી છે.

વ્યાકરણશાસ્ત્રના આદ્યપ્રણેતા ગણાતા ભગવાન પાણિનીયે, પોતાના વ્યાકરણમાં કેટલેક ઠેકાણે ભારતીય મહાસ્થાનોનાં નામો જણાવ્યાં છે. પરંતુ તે બધાં મુખ્યત્વે ઉત્તર હિન્દનાં હોવાનું લાગે છે. પશ્ચિમ અને દક્ષિણ હિન્દ માટે તો તેમણે ફક્ત કચ્છ, અવંતિ, સુરાષ્ટ્ર, કોશલ, કુરૂ અને કલિંગનો જ નિર્દેશ કર્યો છે. તેમના કરતાં સમર્થ ભાષ્યકાર પતંજલિએ, દક્ષિણનાંચોળ, માહિષ્મત અને નાસીકય, ( નાસીક ) વગેરેનો વિશેષ ઉલ્લેખ કર્યો છે.

આમ વૈદિક સાહિત્યથી આરંભી, પાણિની અને પતંજલિના સમય સુધી, એટલે ઇ. સ. પૂર્વે રચાયેલા ગ્રંથોમાંથી, ભારતીય ભૌગોલિક પરિસ્થિતિ સમજવા કેટલાંયે પ્રમાણો મળી આવે છે. ત્યારપછી ભારતની પ્રાચીન ભૂગોળ જણાવતા સેંકડો ગ્રંથો લખાયા છે, જો કે તેમાં કેવળ પ્રાચીન ભૂગોળશાસ્ત્રના સ્વતંત્ર ગ્રંથો તો વિરલ જ છે, છતાં બૌદ્ધસાહિત્ય, જૈનસાહિત્ય, નાટકો અને મહાકાવ્યો, ઉત્તરકાળનાં પુરાણો, બૃહત્સંહિતા વગેરે જ્યોતિષગ્રંથો, કર્મકાંડના ધર્મગ્રંથો, નીતિશાસ્ત્ર અને આચારગ્રંથો, આયુર્વેદના ઉત્કૃષ્ટ સુપ્રસિદ્ધ ગ્રંથો, રાજતરંગીણી જેવા ઇતિહાસગ્રંથો વગેરે સેંકડો ગ્રંથો ભારતની ભૌગોલિક સાધનસામગ્રીથી સભર છે. પ્રાક્કાલીન ભારતની યથાસ્થિત વિચારણા કરતાં ભૂગોળના સ્વતંત્ર ગ્રંથો આજે ગુજરાતી સાહિત્યમાં બહુ જ થોડા છે, બલ્કે નથી, એમ કહીશું તો તે ખોટું નહીં કહેવાય. પરંતુ ઉપર્યુક્ત વિવિધ સાહિત્યમાંથી સંશોધન કરી, કોઇ વિદ્વાન એવો અપૂર્વ ગ્રંથ બહાર મૂકશે, તો તે આવકારપાત્ર લેખાશે, જેથી ગુજરાતની પ્રાચીન ભૂગોળ ઉપર પણ વધુ પ્રકાશ પડી, નૂતન ગુજરાતની સાંસ્કૃતિક રચનામાં તે મદદગાર બનશે, એમ માનું છું.

## પુરાણોના ભૌગોલિક અંશો

હિન્દુસમાજમાં પુરાણોનું મહત્ત્વ ધાર્મિક ધર્મશાસ્ત્ર તરીકે મનાય છે, પરંતુ તેનાં અતિશયોક્તિભરેલાં વર્ણનો સાંભળ્યા પછી કેટલાક મનુષ્યો તેને ટાઢા પહોરનાં ગપ્પાં જેવાં જણાવી હસી કાઢે છે. ખરી રીતે પુરાણો એ અપૂર્વ સર્વસંગ્રહો છે. તેમાં જણાવેલી આખ્યાયિકાઓ બની હશે કે કેમ, તે વિવાદાસ્પદ છે. છતાં તે બધી ધર્મપ્રત્યેની શ્રદ્ધા મજબુત બનાવવા માટે લખવામાં આવી છે, એમાં તો શક નથી. આ કથાનકો બાદ કરતાં તેમાંથી કેટલીયે એવી ચિંત્ય બાબતો મળી આવે છે, જેથી પ્રાચીનકાળનો ઇતિહાસ, ભૂગોળ, સમાજવ્યવસ્થા, રાજકીય બંધારણો, ધાર્મિક પરિસ્થિતિ વગેરે ઉપર અપૂર્વ પ્રકાશ નાંખે છે. તે બધાની વિસ્તૃત સમાલોચના કરવાનું અહીં સ્થાન નથી, પણ ફક્ત પુરાણોમાં ભૌગોલિક અંશો કેટલા પ્રમાણમાં, અને કેવા સ્વરૂપમાં રજુ કરાયા છે, તેની જ વિચારણા સાધારણ દષ્ટિએ અહીં કરવામાં આવી છે.

દરેક પુરાણમાં ભુવનકોષનાં વર્ણનો ખાસ કરીને આપવામાં આવે છે. તેમાં મુખ્યતઃ સપ્તસમુદ્ર, સપ્તદ્વીપ અને મેરૂની ચર્ચા, કરવામાં આવી હોય છે. બીજાં બધાં પુરાણોના ભુવનકોષો કરતાં વાયુનું વર્ણન વધુ વિસ્તૃત છે. બાકી મત્સ્ય, માર્કંડેય, લિંગ અને કૂર્મના ભુવનકોષો એકસરખા જ લાગે છે. કેટલાકમાં તો તેને તે જ શ્લોકો એમ ને એમ ગોઠવી દેવાયા છે. તે જ પ્રમાણે વિષ્ણુ, બ્રહ્મ અને અગ્નિપુરાણના ભુવનકોષો પણ, એકબીજાની પ્રતિકૃતિઓ છે, પરંતુ તે વાયુપુરાણને કેટલેક અંશે અનુસરે છે. ભાગવતના ઉપવિભાગો બીજાં પુરાણોથી જૂદા પડે છે, પરંતુ પદ્મના ભુવનકોષ સાથે નજદીકનું સામ્ય ધરાવે છે. પુરાણો સિવાય મહાભારત ભીષ્મપર્વમાં ભુવનકોષનું વર્ણન નોંધાયું છે. એકંદરે દરેક પુરાણે ભુવનકોષો લખ્યા છે, તેથી પ્રાચીનકાળમાં ભૂગોળનું મહત્વ વધુ હતું એમ જરૂર લાગે છે, અને

તે જ કારણે પુરાણરચયિતાઓને પોતાના પુરાણ આલેખનમાં ભુવનકોષો દાખલ કરવાની ફરજ પડી હશે.

આ બધા ભુવનકોષોમાં જણાવેલાં નામો ઉપરથી તે દ્વીપો, સમુદ્રો, અને મેરૂ કયાં હશે, તે સહેલાઇથી જાણી શકાતું નથી, પણ શ્રી. એફ. ઇ. પાર્જીટરે માર્કંડેય પુરાણનું અંગ્રેજી ભાષાન્તર કરતાં, તે બધાં નામો ભારતવર્ષના જૂદા જૂદા વિભાગો માટે સૂચવાયાં હોવાનું અનેક પુરાવાઓ વડે સિદ્ધ કર્યું છે,[૬] જેથી ભુવનકોષના સમુદ્રો, દ્વીપો અને પર્વતો, સ્વર્ગ અને દેવભૂમિના નહીં, પણ ભારતવર્ષના પુણ્યપ્રદેશો હતા, એમ ચોક્કસ જણાયું છે.

ભુવનકોષો સિવાય કેટલાંક પુરાણોમાં, જંબૂદ્વીપનાં સ્વતંત્ર વર્ણનો લખાયાં છે. મહાભારત, માર્કંડેય, મત્સ્ય, ભાગવત, વાયુ અને બ્રહ્માંડમાં આવાં વર્ણનો ખાસ નોંધાયાં છે.[૭] આ બધામાં ભારતને નવ વિભાગમાં વિભક્ત કરતાં, તેનાં ઇંદ્રદ્વીપ, કશેરૂમાન્, તામ્રપર્ણ, ગભસ્તીમાન્, નાગ, સૌમ્ય, ગંધર્વ, વારૂણ અને સાગરસંવૃત્ત એવાં નામો જણાવ્યાં છે. ભારતના આવા જ વિભાગો જ્યોતિષગ્રંથમાં નોંધતાં, ભાસ્કરાચાર્યે સાગરસંવૃત્તનું નામ જણાવ્યું નથી, અને તેના બદલે કુમારીદ્વીપનો ઉલ્લેખ કર્યો છે. તે જ પ્રમાણે રાજશેખર પણ કુમારીદ્વીપ જણાવે છે. જ્યારે અલ્બેરૂની નવ વિભાગો હોવાનું કબુલ કરી, આઠમા વિભાગ( વારૂણ )નું નામ અદ્ધર રાખે છે. આ બધા દ્વીપોનો વિસ્તાર આશરે એક હજાર યોજનનો જણાવ્યો છે.

---

૬ જુઓ માર્કંડેય પુરાણનું શ્રી. પાર્જીટરે કરેલું અંગ્રેજી ભાષાન્તર અ. ૪૫ થી ૮૧ ની નોંધો.

૭ भरतस्यास्य वर्षस्य नवभेदान् निबोध मे ।
समुद्रान्तरिताज्ञेयस्ते त्वगम्या परस्परन् ॥
इंद्रद्वीपः कशेरुमान् ताम्रपर्णी गभस्तिमान् ।
नागद्वीपस्तथा सौम्यो गंधर्वो वारुणंस्तथा ॥

દ્વીપનો અર્થ બેટ એવી માન્યતા આજે પ્રચલિત છે; પરંતુ તેના શબ્દાર્થ પ્રમાણે વ્યુત્પત્તિ કરતાં, ( દ્વી = બે + અપ = પાણી ) બે બાજુએ પાણી હોય તેવો અર્થ થાય છે. પાણિની પણ તેવો જ અર્થ ઘટાવે છે. બન્ને બાજુ પાણીવાળા વિભાગને દોઆબ કહેવામાં આવે છે. આથી ઉપર્યુક્ત ઇંદ્રદ્વીપ વગેરે સમુદ્રની મધ્યમાં આવેલા બેટો નહીં પણ સમુદ્રના કીનારાને અડીને આવેલા ભારતવર્ષના વિવિધ વિભાગો હોય એમ વિદ્વાનો માને છે.[૮]

ઇંદ્ર એ પૂર્વ દિશાનો દિક્પતિ ગણાય છે, જેથી ઇંદ્રદ્વીપ ભારતના પૂર્વ વિભાગને કહેવામા આવતો. તેને માટે બીજો પણ એક વધુ પુરાવો મળે છે. હિમાલયના બિંદુસરમાંથી ચાર પશ્ચિમગામી અને ત્રણ પૂર્વગામી મળી કુલ સાત નદીઓ નીકળે છે. તેઓનાં નામ અનુક્રમે સીતા, ચાક્ષુષ, સિંધુ, ગંગા, નલિની, હ્લાદીની અને પાવની છે. આમાંની છેલ્લી ત્રણ ઈંદ્રદ્વીપના લવણસાગર પાસે સમુદ્રને મળે છે એમ મત્સ્યપુરાણમાં જણાવ્યું છે.[૯] આથી પુરાણોનો ઇંદ્રદ્વીપ, તે હાલના બર્માને કહેવામાં આવતો હતો, એમ જણાય છે. પ્રખ્યાત પ્રવાસી ટોલેમી પણ આ અનુમાનને ટેકો આપે છે.

તેના પછી બીજો દ્વીપ તે કશેરૂમાન્ છે, જે પૂર્વથી ગણુતાં આગળની વિદિશામાં અગ્નિખૂણા ઉપર હશે એમ લાગે છે. બંગાળી

---

अयंतु नवमस्तेषां द्वीपःसागरसंवृतः ।
योजनानां सहस्रंवै द्वीपोऽयं दक्षिणोत्तरात् ॥
मार्कंडेय पु. अ. ५७ मत्स्य पु. अ. ११४ वायु. पु. अ. ४५

૮ See ancint Geography of India Page 751
Cunning harnds.

९ इंद्रद्वीपस्समोपेतु प्रविष्ठा लवणोदधिम ॥
मत्स्य पु. अ. १२१ श्लो. ५७

ભાષામાં કેસુર અને હિન્દીમાં કસેરૂ નામ અગ્નિ શબ્દના પ્રાંતીય ભાષાભેદવાળા વિવિધ પર્યાયો છે. જેથી ભારતવર્ષના અગ્નિખુણા ઉપર આવેલ, હાલના સિંગાપુર બંદરને જ કશેરૂમાન્ કહેવામાં આવતો હોવો જોઇએ.

અનુક્રમ પ્રમાણે ત્રીજો દ્વીપ તામ્રપર્ણ છે, જે દિશાના અનુક્રમમાં દક્ષિણે આવે છે. સીલોન વગેરે પ્રદેશ તામ્રપર્ણ તરીકે પ્રાચીન કાળમાં ઓળખાતો હતો, એમ કેટલાક પુરાવાઓ વડે સિદ્ધ થઇ ગયું છે, જેથી ભારતના દક્ષિણ કિનારાનો વિભાગ તે જ પુરાણોનો તામ્રપર્ણ દ્વીપ હતો એમ માનવું પડે છે.

ગભસ્તીમન્ દ્વીપ ક્રમાનુસાર નૈઋત્યમાં આવે છે. તેનો અર્થ વિચારતાં તે સૂર્યને સંબંધકર્તા છે. પણ તેમાંથી આ દ્વીપને લાગુ પડે તેવો કોઇ પ્રામાણિક પુરાવો મળી આવતો નથી, છતાં વિદ્વાનો તે ભારતવર્ષના નૈઋત્ય ખૂણાનો વિભાગ હોય, એવું અનુમાન કરે છે. આજે જણાતા લક્ષદીવ અને માલદીવ પુરાણે જણાવેલ ગભસ્તિમન્‌ના જ પ્રદેશો છે.

પશ્ચિમ દિશામાં નાગદ્વીપ હતો, એમ આગળ જણાવેલ ક્રમથી જણાય છે. પશ્ચિમ દિશાનો દિગીશ વરૂણ છે, અને આ નવ વિભાગોમાં જણાવેલ આઠમો વિભાગ વારૂણ છે. આમ બન્ને વચ્ચેની સામ્યતા વિચારતાં, ખરી રીતે વારૂણ દ્વીપ ભારતવર્ષની પશ્ચિમે આવે છે. પરંતુ પુરાણકારોએ તેને અનુક્રમે આઠમો, ઇશાન ખૂણા ઉપર મૂકયો છે. જેથી તે સંબંધી વધુ ચર્ચા કરવી અસ્થાને છે. હવે પશ્ચિમ દિશા ઉપર આવતા નાગદ્વીપ સંબંધી તપાસીએ. નાગ શબ્દનો ખરો અર્થ હસ્તી ( હાથી ) થતો હોવાનું કોષમાંથી જણાય છે. આજે તેજ દિશામાં એલિફંટા (હાથી ગુફાઓ) સાલસેટ (છાષ્ટી) અને કાઠીઆવાડ આવેલ છે. તેના કારણે જ વિદ્વાનોએ ભારતનો પશ્ચિમ વિભાગ નાગદ્વીપ તરીકે ઓળખાતો હતો, એમ સૂચવ્યું હશે. તેનાથી આગળનો સૌમ્યદ્વીપ

છે. આજનો કચ્છ પ્રદેશ તે જ પુરાણોનો સૌમ્યદ્વીપ છે, જે ભારતના વાયવ્ય ખુણા ઉપરનો વિભાગ છે.

ઉત્તર દિશામાં આવેલ સાતમો દ્વીપ ગાંધર્વ છે. અનુક્રમે પણ તે ઉત્તર દિશામાં જ આવે છે. પ્રાચીન ગાંધાર તે જ ગાંધર્વોનો પ્રદેશ હતો, એમ પ્રાક્કાલીન ભૌગોલિક પરિસ્થિતિ ઉપરથી સમજાય છે. જેને રામાયણથી પણ ટેકો મળે છે. તેમાં તે સિંધુના બન્ને કિનારા ઉપર આવેલ હોવાનું નોંધ્યું છે. વળી ત્યાં ગાંધર્વોનો નિવાસ હતો, એમ સ્પષ્ટ શબ્દોમાં ઉલ્લેખ થયલો છે,[૧૦] જેથી ગાંધર્વ તે ભારતનો ઉત્તર વિભાગ હતો, એમ ચોક્કસ જણાય છે અને તે પ્રમાણે હાલનો સિંધ અને તેની ઉપરનો વિભાગ પ્રાચીનકાળમાં ગાંધર્વ પ્રદેશ ગણાતો.

છેલ્લા બે તે વારૂણ અને સાગરસંવૃત્ત યા તો કુમારી દ્વીપો છે. ક્રમ પ્રમાણે વારૂણ દ્વીપ ઈશાન ખૂણામાં આવે છે, પરંતુ આ બન્ને તે જ દિશામાં હોવાનું યોગ્ય કારણ હોવાનું જણાયું નથી. આ પ્રમાણે કૂર્મ વિભાગ અને ભુવનકોષોમાં, ભારતીય ભૌગોલિક વિભાગોનો નિર્દેશ કરવામાં આવ્યો છે, જેનું ટૂંક વિવરણ અહીં જણાવ્યું છે. વધુ વિસ્તૃત અને સપ્રમાણ માહિતી મેળવવા ઇચ્છનારે વિલ્સને કરેલ વિષ્ણુપુરાણનું અંગ્રેજી ભાષાન્તર, તથા શ્રી. પાર્જીટરે કરેલ માર્કંડેય-પુરાણનો અંગ્રેજી અનુવાદ બન્ને પુસ્તકો મનન કરવા યોગ્ય છે. આ

---

૧૦ अयं गंधर्वविषयः फलमूलोपशोभितः ।
सिंधोरुभयतः पार्श्वे देयः परमशोभनः ॥
तंच रक्षन्ति गंधर्वा सायुधा युद्धकोविदाः ।
रामायण उत्तरकांड अ. ८३ श्लो. ११-१२

तक्षं तक्षशिलायां तु पुष्कलं पुष्कलायते ।
गंधर्वदेशे रुचिरे गांधारविषये च सः ॥
रामायण उत्तरकांड अ. ८४ श्लो. ११

પ્રમાણે પુરાણોના કૂર્મવિભાગ અને ભુવનકોષો ભારતવર્ષની ભૌગોલિક પરિસ્થિતિ સમજવા માટે અનન્ય હકીકતો પૂરી પાડે છે.

આ સિવાય પુરાણોમાંથી બીજી કેટલીક ભૌગોલિક હકીકતો પ્રાપ્ત થાય છે. દરેક પુરાણમાંથી ભારતવર્ષની નદીઓ અને પર્વતોની નોંધો મળી આવે છે. તદુપરાંત આ પર્વતો અને તેની આસપાસના પ્રદેશમાં કઈ કઈ જાતિઓ નિવાસ કરતી હતી, તેના કારણે તે બધા જનપદો કેવી સંજ્ઞાથી ઓળખાતા, તે લોકો શો ધંધો કરતા, ભારતના દેશો અને જનપદો કેટલા હતા, વગેરે માહિતી ટૂંકમાં યા તો વિસ્તારપૂર્ણ રીતે તેમાં ચર્ચવામાં આવી છે. કેટલાંક પુરાણોએ તો દરેક દિશામાં કયા કયા દેશો આવેલા છે, તેની પણ સ્પષ્ટતા કરી, ભારતની ભૂગોળ સમજવાની સુગમતા કરી આપી છે. આવાં જૂદાં જૂદાં પુરાણોનાં વર્ણનો નોંધતાં, લેખનો વિસ્તાર વધી જવા સંભવ હોઇ, ફક્ત બ્રહ્માંડપુરાણમાંનું તેનું વર્ણન અહીં રજુ કરી સંતોષ અનુભવ્યો છે. તેમાં જણાવ્યું છે કે કુરૂપાંચાલા, શાલ્વા, માદ્રેયા, જાંગલા, શૌરસેના, ભદ્રકારા, લોધા, સહપટચરા, મત્સ્યા, કુશલ્યા, કુંતલા, કાશીકોસલા, ગોધા, ભદ્રા, કલીંગા, માગધા અને ઉત્કલા મધ્યપ્રદેશના જનપદો તથા જાતિઓ ગણાવી છે.

બાલ્હીકા, વાટધાના, આભીરા, કાલતોયા, અપરાંતા, સહ્યા, પાંચાલા, ચર્મમંડલા, ગાંધારા, યવના, સિંધુસૌવિરમંડલા, ચીના, તુષારા, પલ્લવા, ગિરિનિવાસી, શકા, ભદ્રા, કુલિંદા, પારદા, વિંધ્યચૂલિકા, અભિષાહા, ઉલ્તા, કેકયા, દશમાલિકા, કાંબોજા, દરદા, બર્બરા, અંગલોહિકા, લયકા, સ્તાલશાલા, ભૂષિકા, ઈજકા વગેરે ઉદિચ્ય વિભાગના દેશો અને જાતિઓ છે.

સંગ, વંગ, ચોલ, ભદ્રા, કીરાતા, તોમરા, હંસભાગા, કાશ્મીરા, તિલ્લીકા, ચાહુકા, હૂણા, દર્વા, એંદ્રવાકા, મુદ્રારકા, મલદા, ભાર્ગવા,

પ્રાગ્જ્યોતિષા, પુંડ્રા, વિદેહા, સ્તામ્રલિપ્તિકા, મલ્લા, મગધગોનર્દા વગેરે પૂર્વના દેશો તથા વિવિધ જાતિઓ હોવાનું જણાવાયલું છે.

પાંડ્ય, કેરલ, ચોલ, કુલ્ય, સેતુકા, મુષિકા, ક્ષપણા, વનવાસિકા, મહારાષ્ટ્રા, મહિષિકા, કલિંગા, આભીરા, સહૈષિકા, આટવ્યા, સરવા, પુલિંદા, વિંધ્યમૌલિયા, વૈદર્ભા, દંડકા, પૌરિકા મૌષીકા, અશ્મકા, ભોગવર્ધના કોંકણા, કંતલાશ્રંધા, કુલિંદા, અંગારમારિષા, દક્ષિણા, વગેરે દક્ષિણના જનપદો અને જાતિઓ હોવાનો નિર્દેશ કર્યો છે.

શૂર્પારિકા, કપીવતા, દુર્ગાળા, પૌલેયા, કીરાતા, રૂપકા, તાપકા, કરીતમા, કરંધરા, નાસિકા, અવાંતરનર્મદા, સહકચ્છા, સારસ્વતા, કચ્છિપા, સુરાષ્ટ્રા, આનર્તા વગેરે અપરાંતના જનપદો તથા જાતિઓ બતાવી છે.

મલદા, કરૂષા, કોકલા, ઉત્કલા, ઉત્તમા, દશાર્ણા, ભોજા, કીષ્કીંધા, તોશલા, કોશલા, ત્રૈપુરા, વૈદિશા, તુહંડા, બર્બરા, ષટ્પુરા, નૈષધા, અનૂપા, તુંડીકા વગેરે વિંધ્યપૃષ્ઠનિવાસી જાતિઓ અને જનપદો છે. આવાં વર્ણનો મહાભારત અને બીજાં કેટલાંક પુરાણોમાં દેખા દે છે. તે બધાનો સમન્વય સાધી તેનું બારીકાઇથી સંશોધન કરવામાં આવે તો, પ્રાચીન ભારતના જૂદા જૂદા વિભાગો, દેશો, જાતિઓ, પર્વતો, નદીઓ વગેરે ઉપર અપૂર્વ પ્રકાશ પડવા સંભવ છે, એટલું જ નહીં પણ હજુ સુધી કર્ણગોચર નહીં થયેલા કેટલાયે જનપદો વિષે વધુ જાણવાનું મળે છે.

આ સિવાય દરેક પુરાણમાં સંગ્રહીત થયેલી આખ્યાયિકાઓમાં કેટલાંયે નગરો, ગ્રામો અને સંચારમાર્ગો વિષેના ઉલ્લેખો થયા છે, જેમાંથી પણ ભૌગોલિક દૃષ્ટિએ કેટલુંક નવીન જાણવાનું મળી રહે

---

૧૧ બ્રહ્માંડ પુરાણ અ. ૧૩ શ્લોક ૪૦ થી ૬૬ વેંકટેશ પ્રેસની આવૃત્તિ.

છે. મુખ્યતઃ પુરાણોમાં વ્રત, દાન અને તીર્થમહિમા માટે ખૂબ લખાયું છે અને તે પ્રમાણે ઘણુંખરાં પુરાણો, તીર્થો, અને પવિત્ર મહાસ્થાનોનાં વર્ણનોથી સભર છે. તેમાંથી સ્નાનદાનની ફળશ્રુતિ બાદ કરતાં વિચારીશું તો, તે બધા પુણ્યપ્રદેશો પ્રાચીન ભૂગોળના વિવિધ અંશો છે. આથી પુરાણોએ ભારતની પ્રાચીન ભૂગોળ જાણવા માટે, સર્વોત્કૃષ્ટ આધાર ગ્રંથો છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

## સરસ્વતીપુરાણનું ભૌગોલિક સાહિત્ય

ભારતીય ભૌગોલિક સાહિત્યની આટલી લાંબી પર્યાલોચના કર્યા પછી, હવે મુખ્ય વિષય ઉપર આવીશું. આ વિભાગ સરસ્વતી-પુરાણનાં ભૌગોલિક તત્ત્વોની વિચારણા કરવા માટે ખાસ લખાયો છે. એટલે તેમાં ભૌગોલિક સાહિત્ય કેવું છે અને કેટલું છે, તે દર્શાવવાની વિશેષ અગત્યતા જણાય છે. સાથે સાથે તેમાં નિર્દેશ કરેલ તીર્થો, આશ્રમો, અને પવિત્ર સ્થાનોના પ્રાચીન ઇતિહાસો, અને આધુનિક પરિસ્થિતિ જણાવતાં સ્થાન વર્ણનો, પણ આપવાનું ઉચિત લાગે છે. તે પ્રમાણે આ વિભાગમાં તેની કેટલીક વિચારણા ટૂંકમાં કરવામાં આવી છે.

સરસ્વતીપુરાણ એ મહાપુરાણ કે ઉપપુરાણ નહીં હોવાથી, તેમાં ભુવનકોષ કે કૂર્મવિભાગને સ્થાન આપવામાં આવ્યું નથી, જેથી તેમાં કોઇ સ્વતંત્ર ભૂગોળનો વિભાગ જોવામાં આવતો નથી. ફક્ત સરસ્વતીના પ્રવાહમાર્ગમાં, તેના તીરપ્રાંતે આવતાં વિવિધ તીર્થો, આશ્રમો, પર્વતો, નદીઓ અને ક્વચિત્ ક્વચિત્ જનપદો કે દેશોનાં નામોના ઉલ્લેખો જોવામાં આવે છે.

અખાયે પુરાણમાં ફક્ત મુખ્ય નદી સરસ્વતીને જ પ્રધાનત્વ અપાયું છે. તે સિવાય પુષ્કર, શ્રીસ્થળ અને પ્રભાસમાં હરિણી, વજ્રીણી, ન્યંકુ અને કપિલા નદીઓ સરસ્વતી સાથે મળે છે, એમ

જણાવતાં આ ચાર નદીઓનો ઉલ્લેખ કર્યો છે. પુષ્કર કે શ્રીસ્થળમાં આજે આ ચારમાંથી એક પણ નદી વિદ્યમાન નથી. ફક્ત પ્રભાસમાં હિરણ્યા ( હરિણી ) કપીલા અને સરસ્વતીનો સંગમ થાય છે, જ્યારે બાકીની વજ્રીણી અને ન્યંકુનો પત્તો નથી. આ સિવાય એક બે સ્થળે સરસ્વતી પોતાની સખી ગંગાનું સ્મરણ કરતી હોવાથી, ત્યાં ગંગા આવતાં હોવાનું પુરાણકારે કલ્પ્યું છે. પણ તે કલ્પનામાં કાંઈ ઝાઝું તથ્ય લાગતું નથી. અર્બુદ પર્વત છોડયા પછી સંગમેશ્વર પાસે યોજતી નદી સરસ્વતી સાથે સહચાર સાધે છે. તેમ જ સિદ્ધપુરથી આગળ જતાં વટેશ્વર પાસે ચંદ્રસરના સ્થાન આગળ અમરદખી નદી સરસ્વતીને મળે છે. આ બન્ને નદીઓ સાધારણ નદીઓ છે.

નદીઓ પછી પર્વતોના ઉલ્લેખો વિચારતાં સૌથી પ્રથમ હિમાલયનું નામ દર્શાવ્યું છે. કારણ સરસ્વતી પ્લક્ષપ્રસ્રવણમાંથી પ્રાદુર્ભાવ પામી કેદારમાં આવે છે. આ બન્ને સ્થાનો હિમાલયનાં જ છે તેના પછી બીજો પર્વત વિરાટ પાસેના ગોપાયન ગિરિને જણાવ્યો છે. અર્બુદથી આરંભી રાજપૂતાનામાં ફેલાયેલા બધા પર્વતો અરવલ્લીના નાના મોટા પહાડો છે. પુરાણકારે જણાવેલ વિરાટ પાસેનો ગોપાયન પર્વત પણ તે પૈકીનો એક છે. ત્યારબાદ પુરાણકારે અર્બુદનું નામ જણાવ્યું છે, જે સુપ્રસિદ્ધ છે. અર્બુદ પછી શ્રીસ્થળ ( સિદ્ધપુર ) પાસેના કુંભકુક્ષી પર્વતનો ઉલ્લેખ કર્યો છે. આજે સિદ્ધપુરથી સીધ્ધા પૂર્વમાં જે ઉંચા ટેકરાઓ દેખાય છે, તે બધાને કુંભારાણાના ગોઢ તરીકે ઓળખવામાં આવે છે, જેથી સરસ્વતીપુરાણનો કુંભકુક્ષી પર્વત ત્યાં હશે એવું અનુમાન છે. છેલ્લો પર્વત કૃતસ્મર છે, તે ક્યાં આવ્યો હશે તે જાણવા માટે કાંઈ સાધન નથી, પણ ખદિરવનમાં તપ્તોદક તીર્થથી આગળ ચાલ્યા પછી, સરસ્વતી કુતસ્મર પર્વત પાસે જાય છે એમ પુરાણકારે નોંધ્યું છે. તપ્તોદકતીર્થ તે હાલના તુલસી-શ્યામ પાસેના ઉના પાણીના કુંડો હોય એમ લાગે છે, જેથી

તુલસીશ્યામ અને પ્રભાસ વચ્ચેના કોઇ પર્વતનું નામ કૃતસ્મર હશે, એમ જણાય છે. હું તે કોડીનાર પાસેનો ડુંગર હશે, એમ અનુમાનું છું.

પર્વતો પછી જનપદોની તપાસ કરતાં આ પુરાણમાંથી તેવા ખાસ ઉલ્લેખો કાંઈ પણ મળતા નથી, જેમાં એક બે નોંધ્યા છે તેમાં શ્રીકંઠ દેશનું નામ આપ્યું છે. શ્રીકંઠ એ આજના સરહિંદ પ્રદેશનું નામ છે અને પ્રાચીન કાળમાં તે પ્રદેશ આ જ નામથી પ્રસિદ્ધ હતો. બાકી અનરકતીર્થ ધારાના પ્રતિદ્રોહની આખ્યાયિકામાં, દક્ષિણાપથમાં આવેલ વટપ્રદકનો મહાત્મ્ય પ્રસંગે ઉલ્લેખ કર્યો છે. ઐતિહાસિક રીતે વિચારતાં તે ગામ યા તો નગર દક્ષિણમાં હશે કે કેમ, તે શંકાસ્પદ છે. આ સિવાય તેમાંથી પ્રભાસ અને કુરૂક્ષેત્રનાં નામો મળી આવે છે, પરંતુ તીર્થો અને મહાસ્થાનોના વર્ણનમાં તેની અન્વેષણા કરવામાં આવી હોઇ, અહીં વધુ ચર્ચા કરવામાં આવી નથી. વળી સરસ્વતીપુરાણમાં બીજા અનેક તીર્થો અને મહાસ્થાનોનો ઉલ્લેખ કર્યો છે. જેની વિસ્તૃત સમાલોચના તેના સંપૂર્ણ વિવેચન સાથે હવે પછીના વિભાગમાં કરવામાં આવી છે, જેથી અહીં તેનો નિર્દેશ કર્યો નથી.

## સારસ્વતપ્રવાહનાં મહાસ્થાનો

તીર્થો, આશ્રમો અને તેવાં જ બીજાં પુણ્યસ્થાનો દરેક દેશનાં ધાર્મિક પ્રતિકો છે. તેવાં પવિત્ર સ્થાનોમાં જતાં તે આત્માને પવિત્ર બનાવે છે, તેટલું જ નહિ પણ જુદા જુદા પ્રાંતોની મુલાકાત લેતાં તે દેશના રાજકીય, ધાર્મિક અને સામાજીક લોકધર્મો અને વ્યવહાર ધર્મોની પણ જાણ થાય છે. તદુપરાંત વિવિધ અનુભવોદ્વારા મનુષ્ય-જીવન ઘડાઇ સુદૃઢ અને સંગીન બને છે. આ ઉપરાંત આયુર્વેદની દૃષ્ટિએ પણ ભિન્ન ભિન્ન વાતાવરણનો લાભ મળતાં તીર્થાટન તંદુરસ્તીને વધુ ફાયદાકારક બનાવે છે. આ બધાં કારણોને અનુલક્ષી

પ્રાચીન મહર્ષિઓએ, તીર્થોની ખૂબ પ્રશંસા પુરાણોમાં ગાઈ, ત્યાં સ્નાનદાન કરવાથી થતાં પુણ્યનાં પ્રલોભનો સૂચવી, લોકસમાજને આકર્ષવાનો ઉત્તમ પ્રયોગ આદર્યો છે. જો કે આજે તીર્થોમાં તેવાં ફાયદાકારક સત્વો રહ્યાં નથી, ઉલટ બ્રાહ્મણો અને ભિક્ષુકોના જીવન-નિર્વાહનાં સાધનોરૂપે તે બધાં તીર્થ નામ માત્રથી ઓળખાઇ રહ્યાં છે. એટલું જ નહીં પણ યુગપ્રભાવના નવીન વાતાવરણથી તેમાં અનેક પ્રકારના સડાઓ પેઠા છે, જેથી યાત્રિકો તીર્થનો સાચો લાભ નહીં મેળવતાં ત્યાંનાં નુકસાનકારક તત્ત્વો સાથે લઇ જાય છે. દરેક પુરાણમાં ઓછાંવત્તાં તીર્થો, આશ્રમો, દેવમંદિરો, સરોવરો, વ. નાં વર્ણનો આપવામાં આવ્યાં છે. તે પ્રમાણે સરસ્વતી પુરાણમાં પણ સરસ્વતીના પ્રવાહના માર્ગ ઉપર, યા તો તેની આજુબાજુના પ્રદેશમાં આવેલાં કેટલાંક મહાસ્થાનોનો ઉલ્લેખ કરાયલો છે. સરસ્વતીનું ઉદ્ગમસ્થાન હિમાલયમાં છે. ત્યાંથી સરસ્વતી પશ્ચિમ તરફ વળી સીધી કુરુક્ષેત્ર, વિરાટ, અર્બુદ, શ્રીસ્થળ, પાટણ, અને કચ્છના રણમાં થઈ ખદીરવનમાં આવી પ્રભાસમાં સમુદ્રને મળે છે, આમ ભારતના ઉત્તર વિભાગથી આરંભી, કેટલાક પશ્ચિમ વિભાગમાં સરસ્વતીનો પ્રવાહ આવેલો છે, જેને લઇને આ પુરાણગ્રંથી તેટલા જ વિભાગને સંબંધ કરતી ભૌગોલિક માહિતી ઉપલબ્ધ થાય છે. આથી ભારતના દક્ષિણ વિભાગને આ પુરાણમાં મુદ્દલે સ્થાન ન મળ્યું હોય, તે સ્વાભાવિક છે. આ બધાં સારસ્વત પ્રવાહનાં મહાસ્થાનો ક્યાં આવ્યાં છે, તેને માટે પુરાણો શું કહે છે, પ્રાચીન પરિસ્થિતિ કેવી હતી, આધુનિક સમયમાં તે કેવી હાલતમાં છે, ઐતિહાસિક રીતે તેના માટે કેવા ઉલ્લેખો મળી આવે છે, વ. ની મળતાં સાધનો વડે યથાયોગ્ય ચર્ચા આ વિભાગમાં કરવા પ્રયત્ન કર્યો છે.

### ઔર્વગાશ્રમ અને પ્લક્ષપ્રસ્રવણ

સરસ્વતીનું ઉદ્ગમસ્થાન પુરાણકાર ઔર્વગાશ્રમ પાસે પ્લક્ષપ્રસ-

વણમાંથી બતાવે છે. આજે સરસ્વતી હિમાલયમાં આવેલ સેવાલિક પર્વતમાળાના સીરપુર પર્વતમાંથી નીકળે છે. પ્લક્ષનો અર્થ પિંપળો થાય છે. હિંદુ ધર્મશાસ્ત્રમાં પિંપળાનું વૃક્ષ પવિત્ર મનાય છે. ભગવદ્ગીતામાં કૃષ્ણ ભગવાને વૃક્ષોમાં પોતાની વિભૂતિ પિંપળામાં જણાવી છે. સરસ્વતીના ઉદ્ગમસ્થાને પુરાણકાળે પવિત્ર પિંપળો ત્યાં હશે અને તેથી જ પુરાણકારે તેનું ઉદ્ભવસ્થાન ત્યાં માન્યું હશે. આજે ત્યાં પિંપળો છે કે નહીં, તે જાણવાનું કાંઈ સાધન નથી. ત્યાંથી સરસ્વતી અંબાલા ડીસ્ટ્રીકટમાં, આધ્યબદરીના મેદાનમાં નીકળે છે. સરસ્વતીનો પ્રાદુર્ભાવ પ્લક્ષપ્રસ્રવણમાંથી થાય છે એમ સરસ્વતી પુરાણ સિવાય મહાભારત, સ્કંદપુરાણ, પદ્મપુરાણ, અને ઋગ્વેદમાં પણ જણાવાયું છે.[૧૨]

## કેદાર

કેદારનાથ એ દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક ગણાય છે. તે હિમાલયમાં મંદાકિની અને દૂધગંગાના સંગમસ્થાનની દક્ષિણે આવેલું છે. સ્કંદ-પુરાણમાં તેનું સ્વતંત્ર માહાત્મ્ય આપવામાં આવ્યું છે. તેને અનુલક્ષી સરસ્વતીપુરાણકારે પણ તેની ઠીકઠીક નોંધ લીધી છે. આજે પણ ત્યાંથી થોડેક દૂર સરસ્વતીનો પ્રવાહ વહે છે. કુબેરભંડારીથી નજદીકમાં સરસ્વતી સાથે મંદાકિની, દૂધગંગા, સ્વર્ગદારી અને મહોદધિનો સંગમ થાય છે. આમ કેદારનાથ પાસેની સરસ્વતી મંદાકિની સાથે સહચાર સાધે છે, પરંતુ પુરાણમાં તે સંબંધી કાંઇ પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. આથી પુરાણકાળમાં તે નદીઓનો સંગમ નહીં થતો હોય, યા તો પુરાણકાર તેથી અજ્ઞાત હોય એમ લાગે છે. નહીંતર બીજે કેટલેક ઠેકાણે ઝીણામાં ઝીણી બાબતોની પણ નોંધ લીધી છે, જ્યારે

---

૧૨ જુઓ મહાભારત આદિપર્વ અ. ૧૭૨, પદ્મપુરાણ સ્વર્ગ ખંડ અ. ૧૪ સ્કંદપુરાણ પ્રભાસ ખંડ અ. ૩૫, ઋગ્વેદ મં. ૧૦—૭૫

આવી પાંચ નદીઓના સંગમની હકીકતનો ઉલ્લેખ પુરાણકાર જતો કરે નહીં. કેદારની સ્થાપના અર્જુને કરી હતી એમ શિવપુરાણમાં જણાવ્યું છે. અહીં કેદારની પાસે એક ઉંડી ખીણ છે, જેને ભૈરવજંપ કહેવામાં આવે છે. ઘણાક અંધશ્રદ્ધાળુ મનુષ્યો, પ્રભુના પરમપદને પામવા આ ખીણમાં દેહપાત કરે છે. અહીં એક કુંડ છે તે રેતસકુંડ તરીકે ઓળખાય છે, જ્યાં કાર્તિકસ્વામીનો જન્મ થયો હતો, એમ સ્કંદપુરાણમાં જણાવાયું છે.[13] ત્યાંથી ઉખી (જોશી) મઠ ૩૨ માઇલ દૂર છે, જ્યાં માંધાતા અને પાંડવોની મૂર્તિઓ છે. આ સિવાય તુંગનાથ, રૂદ્રનાથ, મધ્યમેશ્વર અને કલ્પેશ્વર—એ પવિત્ર સ્થાનો કેદારનાથની આજુબાજુના પ્રદેશમાં આવેલાં છે, જે બધા પંચકેદાર તરીકે ઓળખાય છે.

## ગંધર્વકૂપ

સરસ્વતીનો પ્રવાહ કેટલેક ઠેકાણે લુપ્ત થઇ, બીજે ઠેકાણે પ્રાદુર્ભાવ પામતો હોવાનું પુરાણમાં જણાવ્યું છે. તેના સમર્થનમાં એવું કહેવામાં આવ્યું છે કે, જ્યાં વડવાનળનો તાપ અસહ્ય થતો, ત્યાં સરસ્વતી અંતર્ધ્યાન થઈ, ફરીથી તે તાપનું શમન થતાં પ્રાદુર્ભાવ પામતાં. તેજ પ્રમાણે કેદારમાંથી સરસ્વતી ગુપ્ત રીતે વહી, ગંધર્વકૂપમાં આવે છે, એમ પુરાણકાર કથે છે. ગંધર્વકૂપ ક્યાં આવ્યો તેની સપ્રમાણ માહિતી મળી નથી, જેથી તે સ્થાનનો ચોક્કસ નિર્ણય આપવાનું મુશ્કેલ બન્યું છે. હવે આધુનિક પ્રવાહો તરફ નજર કરીએ. હિમાલયના સેવાલિક પર્વતમાંથી નીકળતો સરસ્વતીનો આદ્યપ્રવાહ, ચૌલુર પાસેના રેતીના થળમાં લુપ્ત થઇ ભવાનીપુર પાસે પુનઃ પ્રકટ થાય છે. ફરીથી તે બાલચ્છપર પાસે અદ્રશ્ય થઇ બરએરામાં દેખાડો દે છે. આ બધાં સ્થાનો પંજાબ પ્રાંતના અંબાલા વિભાગમાં આવેલાં છે. આથી એટલું તો કલ્પી શકાય છે કે સરસ્વતીનો પ્રાચીન પ્રવાહ હિમાલયમાંથી

---

૧૩ સ્કંદપુરાણ માહેશ્વર ખંડ અ. ૧ શ્લોક ૨૭, અ. ૨ શ્લોક ૨૯

નીકળી, પંજાબ તરફ જતો હતો. હવે ગાંધર્વકૂપ કયાં હશે તે વિચારીએ. પૌરાણિક ગાંધારપ્રદેશ તે જ ગાંધર્વ દેશ હતો, એમ રામાયણ અને બીજા ગ્રંથો ઉપરથી જણાયું છે. આથી ગાંધર્વકૂપ પણ ગાંધર્વ દેશમાં હશે એમ અનુમાન કરીશું તો અસ્થાને નહીં ગણાય. જેને હાલના પ્રવાહો સાથે સરખાવતાં આ અનુમાન વાસ્તવિક લાગે છે, અને તે પ્રમાણે ગાંધર્વકૂપ પંજાબમાં કોઇ સ્થાન ઉપર હશે, એમ ચોક્કસ જણાય છે. પરંતુ પુરાણકારે તેની પરિસીમાનો કાંઈ પણ ઉલ્લેખ કર્યો નહીં હોવાથી, તેનું સ્થાન ચોક્કસ થઇ શકતું નથી.

## ભૂતીશ્વર

ગાંધર્વકૂપ છોડયા પછી સરસ્વતી ભૂતીશ્વરમાં આવે છે. આ સ્થાન ગાંધર્વકૂપથી પશ્ચિમમાં અને શ્રીકંઠથી ઉત્તરમાં આવેલું છે, એમ પુરાણના કથનથી જણાય છે. કારણ ગાંધર્વકૂપથી સરસ્વતી પશ્ચિમમાં વહેતાં હતાં એમ પુરાણકાર જણાવે છે.[14] આ જ હકીકત સ્કંદપુરાણમાં પણ અપાયલી છે. આથી ભૂતીશ્વરનું સ્થાન પણ ગાંધર્વકૂપથી પશ્ચિમમાં થોડે દૂર હશે, અને તે પ્રમાણે ભૌગોલિક દૃષ્ટિએ વિચારતાં ભૂતીશ્વર પણ પંજાબમાં હોવા જોઇએ, એમ લાગે છે; જે પુરાણે નિર્દેશ કર્યા પ્રમાણે શ્રીકંઠ હાલના સર હિંદ પ્રદેશના ઉપરના ભાગમાં (ઉત્તરમાં) આવે છે. શ્રીકંઠ નામ સરહિંદ પ્રદેશનું છે. બુદ્ધકાળમાં તે પ્રદેશ શ્રીકંઠ તરીકે ઓળખાતો, પુરાણોએ પણ એ જ નામ અપનાવ્યું છે. તેની રાજધાની વિલાસપુરમાં હતી, પણ પાછળથી તેને થાણેશ્વરમાં બદલવામાં આવી હતી. મહાભારતકાળમાં આ પ્રદેશ કુરૂજાંગલ તરીકે ઓળખાતો. ઉપર્યુક્ત સંકલના વિચારતાં સરસ્વતીનો પ્રવાહ

---

૧૪ पुनः प्रवृत्तास्तस्तस्मात् उम्द्वेदास्ततपश्चिमामुखि ।
भूतीश्वरं समायाता सिद्धोयत्र महामुनिः ॥७२॥
सरस्वतीपुराण अ. ६

હિમાલયમાંથી નીકળી, કેદાર આગળ જઈ થોડેક પશ્ચિમ તરફ આવતાં ગાંધર્વકૂપ અને અને ભૂતીશ્વર વગેરે સ્થાનોને પાવન કરી, સહેજ દક્ષિણુ બાજુએ સરહિંદ પ્રદેશમાં વહી આગળ રૂદ્રકોટી અને કુરૂક્ષેત્રમાં જતો હતો એમ લાગે છે.

### રૂદ્રકોટી

આ તીર્થ શ્રીકંઠદેશ( સરહિંદ પ્રાંત )માં આવેલું છે એમ પુરાણુકાર લખે છે.[૧૫] તે કુરૂક્ષેત્રમાં આજે પણુ વિદ્યમાન છે. પદ્મપુરાણુમાં તેની નોંધ લેવામાં આવી છે. રૂદ્રકોટી નામનું બીજું તીર્થ નર્મદાના કીનારા ઉપર પણુ હતું, એમ એક ઠેકાણે લખવામાં આવ્યું છે. તેની સાથે દક્ષયજ્ઞ ભંગની આખ્યાયિકા સંકળાયેલી છે. ત્યાં સરસ્વતી પેહો પાસે ઉરણીની નજદીકમાંથી પ્રકટ થઇ, માર્કંડ સાથે સહચાર સાધી બીજાં ઝરણુંને મેળવી, સરસ્વતી નામ ધારણુ કરી રૂદ્રકોટી પાસે થઇ કુરૂક્ષેત્રમાં જાય છે.

### કુરૂક્ષેત્ર

ભારતીય પવિત્ર ક્ષેત્રોમાં કુરૂક્ષેત્ર એક પુણ્યક્ષેત્ર છે. તે ધર્મક્ષેત્ર તરીકે પણુ ઓળખાય છે. સરસ્વતી અને દ્રષદ્વતિના મધ્યભાગને કુરૂક્ષેત્ર એવી સંજ્ઞા આપવામાં આવી છે એમ પુરાણો કહે છે.[૧૬] તેમાં

---

૧૫ भूतीश्वरसमीपस्थं संप्राप्य सुमनोहरं ।
देशमार्गे जनोपेतं कृत्वायाता ततःपरं ॥ १
तस्य दक्षिणदिक्संस्थं रुद्रकोट्युपलक्षितं ।
श्रीकंठदेशविख्यातं गतासर्वौषधियुतं ॥ २ ॥
सरस्वतीपुराण अ. ६

૧૬ दक्षिणेन सरस्वत्याः द्रिषद्वत्योत्तरेण च ।
ये वसन्ति कुरुक्षेत्रे ते वसन्ति त्रिविष्टपे ॥
महाभारत, वनपर्व अ. ८३

૩૬૦ તીર્થો હોવાની લોકોક્તિ છે, પરંતુ કુરૂક્ષેત્ર માહાત્મ્યમાં ૧૮૦ તીર્થો ગણાવાયાં છે. તેમાં અર્ધોઅર્ધ એટલે ૯૧ તીર્થો તો આ પ્રદેશની ઉત્તરે વહેતાં પરમપાવન સરસ્વતીના કીનારા ઉપર આવેલાં છે. પ્રાચીન-કાળમાં કુરૂક્ષેત્રમાં આવેલું સ્થાણેશ્વર એક પ્રખ્યાત નગર હતું. મહારાજા હર્ષવર્ધનના પિતાની રાજ્યધાની ત્યાં હતી. સ્થાણેશ્વર નામ સ્થાણુ (મહાદેવ) ઉપરથી પડયું છે, જેથી તે મહાદેવજીનું નિવાસસ્થાન ગણાય છે. પ્રખ્યાત પ્રવાસી હ્યુયેન્સંગ ઈ. સ. ૬૩૪ માં આ નગરની મુલાકાતે આવ્યો હતો. તેણે તેની નોંધપોથીમાં આ નગરનું ભભકદાર વર્ણન નોંધ્યું છે. આજે પણ તેનાં ખંડેરો કુરૂક્ષેત્રમાં મોજુદ છે. તેની પ્રાચીનતા પુરવાર કરતા પ્રાચીન કિલ્લાના અવશેષો હજુ સ્થાણેશ્વરની યશગાથાઓ સંભળાવે છે. આ કિલ્લો રાજા દિલિપે બંધાવ્યો હતો, એવી દંતકથા પ્રચલિત છે, પણ તેમાં કાંઇ વજુદ નથી. સ્થાણેશ્વરનું પ્રસિદ્ધ શિવાલય પણ ત્યાં આવેલું છે. આ શહેરની દક્ષિણમાં એક મોટું સરોવર આવેલું છે જે બ્રહ્મસર, રામહ્રદ, વાયુસર અને પવનસર વગેરે નામોથી પ્રખ્યાત છે. તેનાં જૂદાં જૂદાં નામો પાછળ કેટલીક પૌરાણિક આખ્યાયિકાઓ જોડાએલી છે. જેમકે બ્રહ્માએ ત્યાં યજ્ઞ કર્યો માટે 'બ્રહ્મસર', પરશુરામે ક્ષત્રિઓનો સંહાર કરી રૂધીરથી ખરડાયેલાં અસ્રોનું ક્ષાલન અહીં કર્યું તેથી 'રામહ્રદ', બાકીનાં બે પણ તેવાજ સ્વરૂપનાં છે. આ બધાં તીર્થો આજે પણ આ સરોવરના તીરપ્રાંતમાં બતાવવામાં આવે છે. આ ક્ષેત્રમાં બીજાં પુંડરી પાસે નાગહ્રદ, બાસથલી પાસે વ્યાસસ્થલ, બાલુ પાસે પારાશરતીર્થ અને નરાણુની નજદીક સગ્ગ પાસે વિષ્ણુતીર્થ વગેરે તીર્થો આવેલાં છે. અહીં ચક્રતીર્થ નામનું એક ક્ષેત્ર છે, જ્યાં ભીષ્મને મારવા માટે શ્રીકૃષ્ણે પોતાનું સુદર્શન ચક્ર ઉપાડયું હતું. આ સિવાય ત્યાં રત્નુક, અરત્નુક, તીચ્છકુંક, દ્વૈપાયનહ્રદ, પેહો યાને પૃથુદક, અમીન યાને અભિમન્યુતીર્થ વગેરે પવિત્ર સ્થાનો છે. અમીન સ્થાણેશ્વરથી પાંચ માઇલ દૂર આવેલું છે, જ્યાં અભિમન્યુ મરાયો હતો. તેથી તેનું અભિમન્યુક્ષેત્ર નામ પડયું હતું,

પરંતુ ભાષાના ઘસારાથી તે ઘસાઇ જઇ અમીન તરીકે ઓળખાય છે. આ જ સ્થાન ઉપર અર્જુને અશ્વત્થામાની ખોપરી કાઢી લીધી હતી. અદિતિથી સૂર્યનો જન્મ પણ અહીં થયો હતો, જેની સ્મૃતિ આપતો સૂર્યકુંડ ત્યાં મોજુદ છે. સ્થાણેશ્વરથી ૮ માઇલ પર ઉપર ભોર નામનું સ્થાન છે, જ્યાં ભૂરીશ્રવા મરાયો હતો. સ્થાણેશ્વરથી અગિયાર માઇલ દૂર નૈઋર્ત્ય કોણમાં આવેલ નાગંડુ ગામ પાસે ભિષ્મ મૃત્યુ પામ્યા હતા. ચક્રતીર્થની નજદીકમાં ઑજસ ઘાટ પાસે અસ્થિપુર આવેલું છે, ત્યાં મહાભારતના યુદ્ધમાં મરણ પામેલ યોદ્ધાઓનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. હ્યુયેનસંગે અહીં મોટા કદનાં હાડકાં જોયાં હતાં, એમ તેની નોંધબુકમાં લખાયું છે, પણ તે વાત માનવા જેવી લાગતી નથી. કારણ તેના સમયથી ઓછામાં ઓછાં ત્રણ હજાર વર્ષો પૂર્વે મહાભારતનું યુદ્ધ થયું હતું, અને એટલા લાંબા કાળ સુધી પ્રાચીન હાડકાંના અવશેષો ત્યાં પડી રહ્યા હોય, એમ માની શકાય નહીં. ત્યાં આવેલ સોનપત અને પાણીપતનાં નામો સોનપ્રસ્થ અને પાણીપ્રસ્થનાં ભ્રષ્ટ સ્વરૂપો છે. કુરૂક્ષેત્રનું પ્રખ્યાત તીર્થ પેહોયા ને પૃથુદક પૃથુરાજાને ઉદ્દેશીને કહેવામાં આવે છે. ત્યાં પૃથુએ પોતાના પિતાનું શ્રાદ્ધ કરી પિતૃઋણ અદા કર્યું હતું. આ ક્ષેત્ર ફરતા ૪૮ કોસના ઘેરાવામાં છે, પરંતુ હ્યુયેનસંગના સમયમાં તેનો ઘેરાવો ફક્ત ૨૦ કોસનો હતો. અબુલફઝલ તેને ૪૦ કોસના ઘેરાવામાં હોવાનું જણાવે છે.[૧૭] કુરૂક્ષેત્રમાં સૌથી વધુ પ્રખ્યાત સ્થાણેશ્વરનું શિવાલય છે. પ્રાચીન કાળમાં તે ભારતવર્ષમાં એક મોટું તીર્થ ગણાતું. સૂર્યચંદ્રના ગ્રહણમાં ત્યાં હજારો અને લાખો માણસો ભેગાં થતાં એમ અલબેરૂની જણાવે છે.[૧૮] આજે પણ ગ્રહણ વખતે કુરૂક્ષેત્રમાં લાખો માણસો ભેગાં થાય છે. કુરૂક્ષેત્ર અને ત્યાંની સરસ્વતી ખાસ પવિત્ર મનાય છે. તેને માટે અનેક

---

૧૭ આઇને અકબરી વિ. ૨ પા. ૫૧૭

૧૮ જુઓ અલબેરૂનીઝ ઇંડીઆ પા. ૧૪૭ વૉ. ૨

પુરાણોમાં અને માહાત્મ્યગ્રંથોમાં ખૂબ લખાયું છે. પદ્મપુરાણમાં ત્યાં સરસ્વતીને પ્રાચી સરસ્વતી તરીકે ગણાવી છે. અહીંથી આગળ સરસ્વતી ધાઘરા નદીને મળે છે. પહેલાં તે રાજપૂતાનાના મેદાન સુધી વહેતી હતી, પણ હાલમાં વિનશન તીર્થ આગળ પતિયાળાના રણમાં લુપ્ત થાય છે. કુરૂક્ષેત્રમાં જવા માટે દિલ્હીથી અંબાલા જતી લાઇનમાં બેસવું પડે છે, અને સ્થાણેશ્વર કે કુરૂક્ષેત્ર નામનું સ્ટેશન વચમાં આવે છે, ત્યાં ઉતરી કુરૂક્ષેત્રમાં જવાય છે.

## વૈરાટ

કુરૂક્ષેત્રમાં આવ્યા પછી સરસ્વતી આગળ જતાં ઘગ્ઘર (ધાઘરા) નદીને મળી પતિયાળાના રણમાં વિનશન તીર્થ પાસે લુપ્ત થાય છે. આ તીર્થ પ્રાચીન કાળનું છે, જેનો ઉલ્લેખ મહાભારતમાંથી પણ મળી આવે છે. વૈદિક કાળમાં સરસ્વતીનો પ્રવાહ અખંડ અને મહાસાગર જેવો વિશાળ હતો, પરંતુ કાલના પ્રવાહમાં તેમાં મોટા ફેરફારો થઇ ગયા છે. આથી મહાભારત, શ્રીમદ્ભાગવત, સ્કંદપુરાણ, પદ્મપુરાણ અને બીજાં પુરાણોમાં સરસ્વતીના જૂદા જૂદા ટુકડાઓ હોવાનું નોંધાયું છે. કુરૂક્ષેત્રમાં આવતી સરસ્વતીનો આ પ્રવાહ પુરાણકાળથી આજ સુધી એક જ પરિસ્થિતિમાં રહેતાં, વિનશનતીર્થ પાસે લુપ્ત થાય છે. વૈદિક સરસ્વતીનો પ્રવાહ કુરૂક્ષેત્રથી નીકળી, મરૂ પ્રદેશમાં આવી ચ્યવનાશ્રમ અને અલ્વર સ્ટેટની સરહદે થઇ, વિરાટ પાસે આવતો હતો. તે પરંપરાને વળગી રહી, આજે પતિયાળાના રણમાં લુપ્ત થતા તે પ્રવાહને, પુરાણકારોએ વિરાટ પાસે પ્રાદુર્ભાવ પામતો હોવાનું જણાવ્યું છે.

વૈરાટનગરનો ઉલ્લેખ મહાભારતમાંથી મળી આવે છે, તે વિરાટ રાજાની રાજધાની હતું. ગુજરાતમાં ધોળકાને વૈરાટ તરીકે ઓળખાવવામાં આવે છે, પણ વિદ્વાનોના મતે સાચું વૈરાટ દિલ્હીથી દક્ષિણમાં ૧૦૫ માઇલ, અને જયપુરથી ઉત્તરમાં ૪૦ માઇલ દૂર આવેલું છે. તે મત્સ્યદેશની રાજધાની તરીકે ગણાતું. બાર વર્ષ વનવાસ ભોગવા

પછી તેરમા વર્ષે ગુપ્તનિવાસ કરવા પાંડવો આ નગરમાં રહ્યા હતા, તેનું મુખ્ય કારણ તેમના પ્રતિસ્પર્ધી દુર્યોધનની હિલચાલ ઉપર બારીકાઇથી નજર રહી શકે તે પણ હતું.

સરસ્વતીપુરાણકાર સરસ્વતીને વૈરાટ પાસે લાવે છે, અને ત્યાં ગોપાયન પર્વત આવેલો છે, એમ કથે છે. આજે ત્યાંનો પર્વત પાંડુ પર્વત તરીકે ઓળખાય છે. તેના ઉપર એક ગુફા છે તેને ભીમ ગુફા કહે છે, જે ૬૦ ફુટ સમચોરસ અને ૧૫ ફુટ ઉંચી છે. આથી આજે પાંડુ નામથી ઓળખાતો પર્વત તે પુરાણનો ગોપાયન પર્વત છે, એમ ચોક્કસ લાગે છે. ત્યાં ગોપાયનદેવીનું મંદિર હતું એમ પુરાણમાં નોંધ્યું છે. વૈરાટ મત્સ્ય દેશનું પાટનગર ગણાતું. ઉપર જણાવેલ ભીમ ગુફાની નજદીકમાં ૧૫ ફીટ લાંબુ પહોળું અને ૧૦ ફીટ ઉંડું એક નાનકડું જળાશય છે, પણ તે પ્રાક્કાલિન હોવાનું લાગતું નથી. આ નગરની ચારે બાજુએ ગિરિમાળાઓ આવી રહી છે, જેથી તેનું સ્થાન પર્વતની તળેટીમાં છે. પ્રાચીન વૈરાટના કેટલાક અવશેષો આજે પણ જોવામાં આવે છે. આ નગરના વાયવ્ય ખુણામાં એક નાની નદી છે, જેને બાણગંગા કહેવામાં આવે છે. પરંતુ સરસ્વતીપુરાણના કથન મુજબ ત્યાં સરસ્વતી નદી હોવાનું લાગતું નથી. હાલની બાણગંગા તે જ પુરાણકારની સરસ્વતી હશે એમ માની લઇશું, તો તે અસ્થાને નહીં ગણાય. આ શહેર આજે તો તદ્દન ખખળી ગયું છે, અને એક નાનકડા પહાડી ગામડાંની દશા અનુભવે છે. જેથી ત્યાંનાં ખંડેરો પણ છિન્નભિન્ન સ્થિતિમાં વેરાયેલાં છે. આ બધાં ખંડેરોની તપાસ કરતાં તે શહેર આશરે બેથી ત્રણ માઇલના ઘેરાવામાં હશે એવું અનુમાન છે. પહેલાં ત્યાં કેટલીક તાંબાની ખાણો હતી, જેમાંથી દર વર્ષે પુષ્કળ તાંબુ ખોદી કાઢવામાં આવતું. આથી વૈરાટ તાંબાની ખાણોના કારણે પણ ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ હતું, એમ અબુલફઝલ આઇને અકબરીમાં નોંધે છે. આજે ત્યાં બધાં મળી કુલ ૧૪૪૪ ઘરો છે અને ત્યાંની

વસ્તી કુલ આશરે ૭,૦૦૦ સાત હજારની થાય છે. આ ગામમાં મુખ્ય વસ્તી ગૌડ બ્રાહ્મણોની છે, તેમાં એકલાં તેઓનાં જ ૬૦૦ છસો ઘરો છે.

આ મહાસ્થાનની ઇ. સ. ૬૩૪ માં મુલાકાત લેતાં, પ્રખ્યાત ચાઇનીઝ મુસાફર હ્યુયેનસંગ લખે છે કે " આ એક મોટું શહેર છે. પ્રાચીન મહાનગરના અવશેષોનો ઉપયોગ કરી અહીંનાં મંદિરો અને ઘરો બાંધવામાં આવ્યાં છે. અહીંનો રાજા બહાદૂર અને હોંશિયાર છે. જે વૈસ જાતનો રજપૂત છે. અહીં બુદ્ધના આઠ સંઘારામો છે, પણ તે બધાં વત્તા ઓછા અંશે ભગ્ન સ્થિતિમાં છે. આ નગરમાં બ્રાહ્મણોની સારી એવી વસ્તી છે. તેઓનાં અહીં ૧૨ મંદિરો છે. તેમના સિવાય બીજી અનેક જાતિઓનાં ધર્મમંદિરો પણ છે. આ શહેરની વસ્તી આશરે ૩૦,૦૦૦ ત્રીસ હજારની હોવાનું અનુમાન છે. વસ્તીનો ચોથો ભાગ બૌદ્ધ સંપ્રદાયને માનનારો છે." તે કાળમાં અહીંનાં ઘેટાં અને બળદ પ્રખ્યાત હતાં. ત્યાં અનેક પ્રકારનાં ફૂલઝાડો તથા ફળફળાદિ વૃક્ષો થતાં હતાં.

હ્યુયેનસંગ પછી હી. સ. ૪૦૦ ઇ. સ. ૧૦૦૯ માં ભારત પર આક્રમણ કરનાર મુસ્લીમ વિજેતા મહમદ ગીઝનીના પ્રવાસવૃત્તાંતના લેખક અબુરહીને, વૈરાટની પૂર્વમાં ૧૦ માઇલ દૂર આવેલ નિરયનની નોંધ લીધી છે. આથી તેણે વૈરાટની પણ મુલાકાત લીધી હશે, એમ ચોક્કસ લાગે છે. ફેરીસ્તાના કથન અનુસાર મહમુદે આ શહેરને ઇ. સ, ૧૦૨૨, હી. સ. ૪૧૩ માં પાયમાલ કર્યું હતું. તેણે સાંભળ્યું કે વૈરાટ અને નિરમનના લોકો મુસ્લીમ ધર્મમાં મના કરેલ મૂર્તિપૂજા કરે છે, તેથી અમીરઅલી નામના મોગલ સરદારને તેણે આ બંને નગરો ઉપર ચઢાઇ કરવા મોકલ્યો હતો. તેણે બંને શહેરો ઉપર હુમલાઓ કરી ઘણું નુકશાન કર્યું. ત્યાંથી તેને એક પ્રાચીન શિલાલેખ મળી આવ્યો હતો, તે તેનાથી વાંચી શકાય તેમ નહતો. તેનો પ્રતિહાસનિવેશક તે બાબતમાં લખે છે કે તેમાં ૪૦,૦૦૦ ચાલીસ

હજાર વર્ષો પહેલાં એક મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ ખરી રીતે તેની લિપિ સમજવાની તેઓમાં શક્તી નહતી, તેથી અજ્ઞાનતાને લઇને જ આમ લખાયું હોય એમ લાગે છે. કારણ તે અશોકનો શિલાલેખ છે એમ પાછળથી કેટલાક પ્રાચ્યતત્વવિદોએ નક્કી કર્યું છે. આ લેખ મેજરબર્ટે, વૈરાટ પાસેના પર્વત ઉપરથી શોધી કાઢી, કલકત્તાની એશિયાટીક સોસાઇટીને સોંપ્યો છે.

વૈદિક કાળમાં કુરૂક્ષેત્રમાંથી આવતી સરસ્વતી રાજપૂતાનામાં થઇ, પ્રભાસ પાસે સમુદ્રને મળતી હતી. એટલે તે સમયે સરસ્વતીનું વહન રાજપૂતાનામાં હશે, એ નિર્વિવાદ છે. પણ પુરાણકાળમાં ત્યાં સરસ્વતીની સંભાવના હોવાનું લાગતું નથી. પુરાણકારો કેટલીક વખત મહાસ્થાનોની વિશિષ્ટતા દર્શાવવા ગંગા, સરસ્વતી વગેરે મહાનદિઓને બાણગંગા, સરસ્વતી તરીકે પ્રકટ કરી, જે તે સ્થાનોનું માહાત્મ્ય વધુ પુણ્યકારક બતાવવા પ્રયાસ કરે છે. ઐતિહાસિક દૃષ્ટિએ યા તો ભાગોલિક દૃષ્ટિએ તેમાં વધુ સત્વ નહિ હોય, તો પણ પુરાણકાર પ્રકૃાકાલિન સરસ્વતીનો પ્રવાહ અને પ્રાચીન ભારતીય ભૂગોળનો બહુશ્રુત વિદ્વાન હતો એમાં શક નથી.

ત્યાંથી સરસ્વતી જયંતિસર, જયંતેશ્વર અને અહિશેશ્વર આગળ જઇ ગુપ્ત થાય છે. ખરી રીતે વૈરાઠ પાસે આજે સરસ્વતીનું વહન જ નથી એટલે તેના તીરપ્રાંતમાં કયા સ્થાન ઉપર તે બધાં હશે, એ નક્કી કરવું મુશ્કેલ છે. પરંતુ તે સ્થાનો વૈરાટથી નજદીકમાં આજુબાજુના પ્રદેશમાં હશે એમ લાગે છે. કારણ ત્યાં વહેતી બાણ-ગંગાનો પ્રવાહ ત્યાં ને ત્યાંજ અટકી જાય છે. એટલે ઉપર્યુક્ત સ્થાનો પણ ત્યાં હશે એમ અનુમાનાય છે, ત્યાંથી સરસ્વતી પુષ્કરમાં પ્રાદુર્ભાવ પામે છે.

### પુષ્કર

ભારતનાં મુખ્ય તીર્થોમાં પુષ્કરનું સ્થાન ઊંચું છે. તે અજમેરથી સાત માઇલ ઉપર આવેલું છે. ત્યાં પુષ્કર નામનું મોટું સરોવર છે,

જેના ઉપર ગૌઘાટ, બ્રહ્મઘાટ, કપાલમોચનઘાટ, રામઘાટ વગેરે ઘાટો આવેલા છે. ત્યાં જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ટ એમ ત્રણ પુષ્કરો હોવાનું મનાય છે. પુષ્કર સરોવરના કાંઠા ઉપર મોટાં મોટાં મંદિરો આવેલાં છે. આ બધાં મંદિરોમાં બ્રહ્માજીનું મંદિર મુખ્ય છે. ચારે બાજુ આવી રહેલી ગિરિમાળાઓની વચમાં આવેલાં શ્વેત પાષાણનાં મોટાં મંદિરો, કુદરતની નૈસર્ગિક લીલાઓમાં માનવપ્રકૃતિએ શોધી કાઢેલ આવાં તીર્થો પ્રત્યે, વધુ આદર વ્યક્ત કરે છે. મુખ્ય પુષ્કરથી બે ત્રણ માઈલ દૂર મધ્ય અને કનિષ્ઠ પુષ્કર છે. ત્યાંથી સરસ્વતી નીકળે છે, જે આગળ જતાં સાબરમતીને મળતાં લૂણી નામને ધારણ કરે છે. ત્યાંથી પાંચ માઈલ દૂર નંદા અને પ્રાચી સરસ્વતીનો સંગમ થાય છે. આ નંદાનું આખ્યાન કેટલાંક પુરાણોમાં જૂદી જૂદી રીતે આલેખાયેલું છે. પુષ્કરનું પૌરાણિક મહત્વ વધુ છે, તેથી મહાતીર્થોમાં તેની ગણના કરવામાં આવી છે. તેની વધુ પ્રશંસા પદ્મપુરાણ, સ્કંદપુરાણ, મહાભારત અને પુષ્કર મહાત્મ્યમાં કરી છે.[૧૯] ભિષ્મપંચકમાં આ તીર્થમાં સ્નાનદાન કરવાનું વધુ મહત્વ બતાવ્યું છે, મહાભારતકાળે અહીં મ્લેચ્છોની જુદીજુદી જાતિઓનો નિવાસ હતો, એમ મહાભારતમાંથી જણાય છે.[૨૦]

## માર્કંડાશ્રમ, મર્કટતીર્થ, મેરૂપાદ, ઉદુંબર વન વગેરે

અર્બુદ પર્વત ઉપર સ્કંદપુરાણ, માર્કંડાશ્રમ અને સરસ્વતીપુરાણ મર્કટતીર્થ હોવાનું જણાવાયું છે. પણ તે તીર્થ ક્યાં હશે તે માટે કાંઈ પણ માહિતી મળતી નથી. તેનું કારણ દાંતા, સિરોહી વગેરે રાજ્યોએ પોતાના રાજ્યમાં આવેલાં તીર્થો, દેવમંદિરો, આશ્રમો, ગુફાઓ અને પ્રાચીન મહાસ્થાનો માટે કાંઈ પણ સંશોધન કે વ્યવસ્થિત માહિતી ભેગી કરવા પ્રયત્ન કર્યો નથી, તેમ જ તેવું એક પણ પુસ્તક બહાર પડયું. નથી. આથી અર્બુદ પર્વત ઉપર અને તેની આજુબાજુના

---

૧૯ જુઓ પદ્મપુરાણ સૃષ્ટિખંડ, અધ્યાય ૧૫ થી ૨૦ મહાભારત વનપર્વ
૨૦ મહાભારત સભાપર્વ, અ. ૨૭ શ્લોક ૧૨

પ્રદેશમાં આવેલાં આવાં તીર્થો વિષે આજે આપણે કાંઇ પણ જાણતા નથી. ભારતવર્ષમાં માર્કંડાશ્રમ કયાં હશે તે સમજવા માટે કાંઇ પણ સાધન નથી. બીજું એક માર્કંડેયતીર્થ સરયુ અને ગંગાના સંગમ સ્થાન ઉપર આવેલું છે, જ્યાં માર્કંડમુનિએ તપ કર્યું હતું એમ પદ્મપુરાણમાં જણાવ્યું છે.[૨૧]

મર્કટતીર્થ, મેરૂપાદ અને ઉદુંબર વન, અર્બુદારણ્યમાં હોવાનું પુરાણકારે મોઘમ લખ્યું છે. પણ તે બધાં સ્થાનોનો નિર્દેશ તેની આજુબાજુની પરિસીમા સહ થયો નહીં હોવાથી, તે સ્થાનો આજે કયાં હશે તે જાણવાનું મુશ્કેલ બન્યું છે. ઉદુંબર નામ પ્રાચીન કાળમાં કચ્છ માટે વપરાતું, પરંતુ અહીં તેને અનુલક્ષી વપરાયાનું લાગતું નથી. કારણ ત્યાંથી આગળ કોટેશ્વર, ગોલાંગૂલ વગેરે અર્બુદારણ્યનાં તીર્થોનો ઉલ્લેખ થયો છે, જેથી ઔદુંબરવન અર્બુદાચળ યાને આરાસણમાં આવેલું હશે, એમ ચોક્કસ લાગે છે. આ બધાં તીર્થો પુરાણના રચનાકાળે જનસમાજમાં વધુ પ્રસિદ્ધ હશે, એટલું જ નહીં પણ કદાચ પુરાણકારે જોયાં પણ હોય, જેના કારણે તેની નોંધ પુરાણમાં લેવાનું યોગ્ય લાગ્યું હશે એમ સમજાય છે. સિરોહી અને દાંતા રાજ્યો તરફથી આવાં પ્રાચીન સ્થાનો માટે વડોદરારાજ્યની માફક સંશોધનાત્મક પ્રવૃત્તિ હાથ ઉપર લઇ, તેનાં તીર્થો, દેવમંદિરો, ગુફાઓ, આશ્રમો વગેરેને બહાર લાવવા પ્રયાસ થશે તો પ્રાચીન, ઐતિહાસિક, તેમજ ભૌગોલિક કેટલાંયે મહાસ્થાનો બહાર આવશે. આ બધાં તીર્થોનો ક્રમ અર્બુદારણ્યમાં જણાવ્યો છે. આજે તો અર્બુદનાં પ્રસિદ્ધ સ્થાનોમાં વસિષ્ઠાશ્રમ, અર્બુદાદેવી, અચળેશ્વરમહાદેવ, અચળગઢ, હૃષીકેશનું સ્થાન, અંબાભવાની, કોટેશ્વર મહાદેવ, કુંભારીઆ અને દેલવાડાનાં મંદિરો વગેરે છે.

---

૨૧ પદ્મપુરાણ સ્વર્ગખંડ અ. ૧૬

## કોટેશ્વર

અર્બુદ પર્વતના એક રમ્ય શિખર પર અંબા ભવાનીનું સુપ્રસિદ્ધ મંદિર આવેલું છે. હજારો યાત્રિકો અહીં ભારતવર્ષમાંથી આવે છે. ભગવાન શ્રી કૃષ્ણનું ચૌલકર્મ (વાળ ઉતરાવવાનું કાર્ય) અહીં કરવામાં આવ્યું હતું, એવી લોકકથની છે. ત્યાંથી ત્રણ માઇલ દૂર કોટેશ્વરનું પવિત્ર સ્થાન છે, જ્યાં સિદ્ધપુર, પાટણ વગેરે સ્થાનોએ આવતી સરસ્વતીનું ઉદ્ગમસ્થાન છે. આજે ત્યાં કોટેશ્વર મહાદેવનું શિવાલય છે, જેની પાસે નાનકડા હોજના આકારનો એક કુંડ છે. પર્વતમાંથી નીકળતાં અનેક ઝરણાંઓનું જળ અહીં કુંડમાં આવે છે. ત્યાંથી સરસ્વતી કચ્છના રણ તરફ જવા પ્રસ્થાન કરે છે. સરસ્વતીપુરાણમાં કે સ્કંદમાં કોટેશ્વર, અંબા ભવાની વગેરે ભારતવિખ્યાત મહાસ્થાનોનો નિર્દેશ પુરાણકારે કેમ નહીં કર્યો હોય, તે સમજી શકાતું નથી. કારણ કેટલીક વખત પુરાણકાર સરસ્વતી તીર પ્રાંતના પ્રદેશમાં આવેલાં બે ચાર માઇલ સુધીનાં તીર્થોના ઉલ્લેખો કરે છે, ત્યારે આવા લોકવિખ્યાત મહાસ્થાનને કેમ બકાત રાખ્યું હશે, તે વિચારણીય છે. શું અંબા ભવાનીનું સ્થાન પુરાણકાળે નહીં હોય ?

કોટીશ્વર નામનું બીજું મહાસ્થાન કચ્છમાં કોરી નદીના મુખ આગળ આવેલું છે.[૨૨] તે પવિત્ર તીર્થ ગણાય છે, જેની નોંધ અનેક ઇતિહાસનિવેશક ગ્રંથકારોએ લીધી છે. ખર્જુર વનમાં અંતર્ધાન થયેલ સરસ્વતી મેરૂપાદ પાસે પુનઃ પ્રકટ થાય છે, તે હકીકત સાથે કોટેશ્વરનો સંબંધ વિચારતાં, સરસ્વતીપુરાણનું મેરૂપાદ આજના કોટેશ્વર પાસે કેમ ન હોય ?

## ગોલાંગૂલ, તરત્તરંગક, કાકતીર્થ, ગંગોદ્ભેદ, વ.

ત્યાંથી આગળ પ્રસ્થાન કરતાં સરસ્વતીના તટવર્તી તીર્થોમાં, ગોલાંગૂલ, તરત્તરંગક, કાકતીર્થ, ગંગોદ્ભેદ, અને પુંડરિક વગેરે તીર્થો

---

૨૨ બોમ્બે ગેઝેટીયર વૉ. ૫, પા. ૨૨૯

ગણાવ્યાં છે. પરંતુ આ બધાં તીર્થોની વિધિસરની ચર્ચા કરવા પૂરતાં સાધનોનો અભાવ છે. કારણ પુરાણકારે તેની વ્યવસ્થિત પરિસીમાનો ઉલ્લેખ કર્યો નથી. આથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, આ બધાં તીર્થો કોટેશ્વરથી તારંગા નજદીકના પર્વતોમાં આવેલ મોક્ષેશ્વર સુધીના પ્રવાહમાર્ગ ઉપર હશે. તરત્તરંગક કે તરંગક નામ તારંગા સાથે કેટલુંક સામ્ય સૂચવે છે, તેથી કદાચ પ્રવાહમાર્ગની સમીપમાં આવેલ તારંગાના પર્વતમાં તે કેમ ન આવ્યું હોય ?

## મોક્ષેશ્વર

આ પવિત્ર સ્થાન તારંગા નજદીકમાં એક પર્વત ઉપર આવેલ છે. ત્યાં એક નાનીશી ટેકરી ઉપર ઉપરાઉપરી પત્થરોથી ટેકાવેલ નાના ઓરડામાં મહાદેવજીનું બાણ છે, જ્યાં નજદીકમાં જ સરસ્વતીનું વહન છે. પુરાણકારે અહીં સ્નાનદાનનું ખૂબ માહાત્મ્ય વર્ણવ્યું છે. આ સિવાય ત્યાં નજદીકના પહાડ ઉપર માતૃઓનાં મંદિરો છે. આથી પુરાણકારનું માતૃતીર્થ અહીં હોય એમ અનુમાન થાય છે, પરંતુ અનુક્રમના નિયમે જો પુરાણમાં જણાવેલાં તીર્થો આવેલાં હોય તો, તે અહીં હોય કે કેમ, તે શંકાસ્પદ છે. અહીં જોડેના નાના પર્વત ઉપર એક ગુફા છે, જેને પાંડવોની ગુફાથી ઓળખાવવામાં આવે છે. આ ગુફા આશરે ૨૦ ફૂટ લાંબી પહોળી સમચોરસ છે.

## માતૃતીર્થ

ત્યાંથી આગળ સરસ્વતી બીજાં કેટલાંક તીર્થો પાસે આવે છે, એમ પુરાણમાં જણાવ્યું છે. પરંતુ તે સંબંધી વિશેષ વિવેચન પુરાણકારેજ લખ્યું નથી, તેમજ તે બધાં આજે કયાં હશે તેનોય પત્તો નથી; એટલે મિથ્યા ચર્ચા કરવી તે અસ્થાને છે. એટલા જ માટે તેવાં તીર્થોનો નિર્દેશ ખાસ કરીને અહીં કર્યો નથી. મોક્ષેશ્વરથી આગળ આવતાં સરસ્વતી પીલુચા ગામ આગળ આવે છે. હમણાં સુધી ત્યાં એક પ્રાચીન કલાયુક્ત

માતાજીનું મંદિર હતું, પણ તે જીર્ણશીર્ણ થવાથી, તેના તેજ પથ્થરોનો ઉપયોગ કરી, ત્યાં નવીન દેવાલય બાંધવામાં આવ્યું છે. સરસ્વતીને અડીને આવેલ આ પ્રાચીન મંદિર સંબંધી વિચાર કરતાં જણાય છે કે, પુરાણકારે જણાવેલ માતૃતીર્થ અહીં હશે, અને આ મંદિર પણ ત્યાંનાં માતૃમંદિરો પૈકીનું હશે. કાળના પંજામાં હોમાયેલાં આવાં મહાસ્થાનો માટે બીજો કોઇ પુરાવો નથી જેથી તેને બંધબેસતાં અનુમાનો ગોઠવી સંતોષ અનુભવવો પડે છે.

## સિદ્ધપુર

શ્રીસ્થળ યાને સિદ્ધપુર ભારતવર્ષમાં મોટામાં મોટું માતૃતીર્થ મનાય છે. જેમ ગયા પિતૃતીર્થ માટે પુરાણપ્રસિદ્ધ છે, તેમ માતૃશ્રાદ્ધ માટે સિદ્ધપુરને ગણવામાં આવે છે. ત્યાં પિંડતારક, કુંભકુક્ષી પાસે પ્રાચીનેશ્વર, નરતીર્થ, પુંડરીકતીર્થ, વાલખીલ્યેશ્વર, વાલખીલ્યાશ્રમ, ગંગાસમાગમ, અને મહાલય વગેરે અનેક તીર્થો છે. તેમાં માધવગોવિંદ, બિંદુસરોવર, અલ્પાસરોવર, જ્ઞાનવાપી, અને પ્રાચીસરસ્વતીના કીનારા ઉપર આવેલું મહાલય વગેરે મુખ્ય છે. આ મહાલય તીર્થ પાસે સરસ્વતીના તટ ઉપર સિદ્ધરાજે ઇતિહાસપ્રસિદ્ધ રૂદ્રમહાલય બંધાવ્યો હતો. આજે ત્યાંનાં ખંડેરો તેની સાક્ષી પૂરે છે. રૂદ્રના ભવ્ય પ્રાસાદ સાથે મહાલય નામ જોડવામાં, તત્કાલીન વિદ્વાનોએ ત્યાંના મહાલય તીર્થનો સમન્વય કેમ ન સાધ્યો હોય? આ સિવાય બીજાં ઘણાંક તીર્થો સરસ્વતીમાહાત્મ્યમાં જણાવાયાં છે, જે પ્રાક્કાલીન હોવાનું લાગતું નથી, કારણ સ્કંદપુરાણમાં કે સરસ્વતીપુરાણમાં તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તેવાં તીર્થોમાં અલર્કગણેશ, સૂર્યકુંડ, લક્ષ્મી, ગણેશ, શીતળા, કુબેરેશ્વર, વારાહી, કાલિકા, દુર્ગા, બ્રહ્મકુંડ, બ્રહ્માંડેશ્વર વગેરે જણાવાયાં છે. ત્યાં જનપ્રસિદ્ધ બિંદુસરોવરનું મહાસ્થાન છે. શ્રીમદ્ભાગવતકારે કપિલાશ્રમમાં બિંદુસરોવર હોવાનો ઉલ્લેખ કર્યો છે. કપિલાશ્રમ અહીં જ હતો કે કેમ, તે માટે બીજા કોઇ અનુષંગી

પ્રમાણો મળતાં નથી. વળી સ્કંદપુરાણના સારસ્વત પ્રવાહમાર્ગ ઉપર, સિદ્ધપુર પાસે બિંદુ સરોવર હોવા વિષેની નોંધ મળતી નથી. તેવી જ રીતે સરસ્વતીપુરાણમાં પણ માધવગોવિંદ વગેરેના ઉલ્લેખો કર્યા છે, પરંતુ બિંદુ સરોવર માટે કાંઇ પણ જણાવ્યું નથી. તેથી આજે લોકપ્રસિદ્ધિમાં આવેલું આ પવિત્ર તીર્થ, પ્રાચીન કાળમાં હશે કે કેમ, તે શંકાસ્પદ છે. જો તે કાળમાં આ પવિત્ર સરોવર વિદ્યમાન હોય તો, પુરાણકાર તેની નોંધ લેવાનું ચૂકે નહીં, કારણ તેણે બીજાં સાધારણ તીર્થોનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે આવા મોટા તીર્થને નોંધવાનું જતું કરે તે માની શકાય નહીં.

બિંદુસર નામનું બીજું પ્રાચીન તીર્થ હિમાલયમાં ગંગોત્રીથી દક્ષિણે બે માઇલ દૂર આવેલું છે, જ્યાં ભગીરથે તપ કરી સ્વર્ગમાંથી ગંગાને અવતાર્યાં હતાં. બ્રહ્માંડપુરાણ આ સરોવર હિમાલયમાં કૈલાસપર્વતની થડમાં આવેલું જણાવે છે. આ સિવાય બિંદુસર નામનું એક તીર્થ ઓરિસ્સામાં ભુવનેશ્વર પાસે આવેલું છે, જ્યાં મહાદેવજીએ મય અને કીર્તિ નામના દાનવો સાથે યુદ્ધ કરતાં શ્રમિત થયેલ ભગવતીની તૃષા શાન્ત કરવા, ત્રિશૂળ મારી પાતાળમાંથી જળ ઉત્પન્ન કર્યું હતું.[૨૩] ત્યાંથી સરસ્વતી દધિસ્થળી હાલના દેથળી ગામ પાસે થઇ વટેશ્વર નજદીક જાય છે.

## વટેશ્વર

દધિસ્થળી નજદીકમાં વટેશ્વરનું પ્રાચીન સ્થાન છે. સરસ્વતીપુરાણકારે તેની નોંધ લીધી છે. આથી પુરાણના રચનાકાળે તે વિદ્યમાન હશે, એમ લાગે છે, અને તે પ્રમાણે આ તીર્થ પ્રાચીન કાળનું છે, એમાં શક નથી. ત્યાં આગળ મહાદેવજીનું મોટું શિવાલય છે. તેને

---

૨ જુઓ ભુવનેશ્વરમાહાત્મ્ય.

ફરતો કોટ અને ધર્મશાળા બાંધેલી છે. સરસ્વતીના રમ્ય કિનારાની બાજુએ પાનોના વનમાં એકલું ઉભેલું આ મહાસ્થાન યાત્રિકોને આકર્ષી રહ્યું છે. ત્યાં એક કુંડ અને બીજાં પાંચ શિવાલયો છે. પાંડવો વનવાસ દરમ્યાન અહીં આવી વસ્યા હતા, અને તેમણે પાંચ મહાદેવનાં બાણુ આ સ્થાનમાં સ્થાપ્યાં હોવાની લોકોક્તિ પ્રચલિત છે. સિદ્ધપુરથી પશ્ચિમાભિમુખી વહેતાં સરસ્વતી અહીંથી ઉત્તરાભિમુખી થઈ આગળ વધે છે.

## નકુલીશ, ચંદ્રેશ્વર, ચંદ્રેશ્વરી, વગેરે

વટેશ્વરથી ઉત્તરમાં નકુલીશનું સ્થાન હોવાનું પુરાણકારે જણાવ્યું છે, જેની પાસે કપિલાશ્રમ હતો. આજે કપિલાશ્રમ તરીકે સિદ્ધપુરના બિંદુસરોવર નજદીકનો પ્રદેશ મનાય છે. ત્યારે અહીં બીજો કપિલાશ્રમ હશે? આ નકુલીશ પાસે ચંદ્રેશ્વર અને ચંદ્રેશ્વરીદેવીનાં મંદિરો હતાં. આજે પણ દેથળી( દધિસ્થળી )થી વાયવ્યમાં ચંદ્રસર નામનું ગામડું સરસ્વતીના કિનારાને અડી આવેલું છે. પુરાણકારે ઉલ્લેખેલાં ચંદ્રેશ્વર અને ચંદ્રેશ્વરીનાં મંદિરો પણ અહીં હોવાં જોઈએ, એમ હું માનું છું. પુરાણમાં તે બધાં વટેશ્વરથી ઉત્તરમાં જણાવ્યાં છે. ચંદ્રાસર પણ વટેશ્વરની ઉત્તરે આવેલું છે, જેથી મેં કરેલ અનુમાન પ્રાસંગિક અને અનુકૂળ છે. આજે ત્યાં પરમ પુનિત સરસ્વતીના પ્રવાહ સિવાય, ઉપર્યુક્ત મંદિરો કે તેના અવશેષો જણાતા નથી. કારણ અનંતકાળના ખપ્પરમાં વિલીન થયેલ મહારાજ્યોનો આજે પત્તો નથી, તો આવાં તીર્થો માટે શું કહેવું? ચંદ્રેશ્વરની આસપાસ ધર્મેશ્વર, દધિસ્થળી પાસે દધિચેશ્વર, વગેરે બીજાં તીર્થસ્થાનો હોવાના ઉલ્લેખો સરસ્વતીપુરાણમાંથી ઉપલબ્ધ થાય છે.

દેથળી ( દધિસ્થળી ) એ પ્રાચીન ગામ છે. મહાપ્રતાપી સિદ્ધરાજના પિતા કર્ણદેવે પોતાના ભાઈ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને આ ગામ સેવાકાર્યના બદલામાં આપ્યું હતું. દેથળી પાસેના મંડુકેશ્વરની

જગ્યામાં ક્ષેમરાજે નિવાસ કરી તીર્થસેવન કર્યું હતું. આજે તે નાનકડું ગામ છે જ્યાં સરસ્વતી ગામની સામે જ વહે છે. ત્યાં એક પ્રાચીન વાવ હતી. તેની પાસેનું ચંદ્રાસર નાનકડું ગામ છે, જ્યાં રબારી લોકોની ખાસ વસ્તી છે.

## સાંબાદિત્ય

ચંદ્રેશ્વરથી આગળ ઉત્તરમાં સાંબાદિત્ય નામનું સૂર્યમંદિર હોવાનું પુરાણકાર નોંધે છે. ત્યાંથી નજદીકમાં આમર્દકી (અમરદખી) અને સરસ્વતીનો સંગમ થાય છે, જ્યાં બન્ને સરિતાઓ સહચાર સાધે છે, ત્યાં સંગમેશ્વરનું શિવાલય હોવાનું દરેક સ્થળે પુરાણકારે લખ્યું છે. તે જ પ્રમાણે અહીં પણ સંગમેશ્વર હોવા વિષેનો ઉલ્લેખ કર્યો છે. ત્યાં બીજું મુંડીશ્વર કે માંડવ્યેશ્વરનું શિવાલય હતું. સ્કંદપુરાણ તેને માંડવ્યેશ્વર કહે છે, જ્યારે સરસ્વતીપુરાણકારે તેને મુંડીશ્વરથી સંબોધ્યું છે. ખરી રીતે મુંડીશ્વર નામ વાસ્તવિક લાગે છે, કારણ તે મહાદેવની સાથે મુંડી નામના તપસ્વીની આખ્યાયિકા સંકળાયેલી છે. પુરાણકારોનું મુંડીશ્વર તે જ ઇતિહાસકારોનું મંડુકેશ્વર હશે, એવું અનુમાન જાય છે. કારણ બંનેનાં નામોમાં નિકટનું સરખાપણું જોવામાં આવે છે. કેટલાક વટેશ્વરને મંડુકેશ્વર તરીકે જણાવે છે, પણ તે નામ ફરી જઈ વટેશ્વર નામ શા કારણને લઇ રાખવામાં આવ્યું, તે વિચારણીય છે. વળી મુંડીશ્વરનું મંડુકેશ્વર થવા સંભવ છે. તેને દ્વયાશ્રયમાં દેથળીની પાસે જણાવ્યું છે. આગળ જણાવ્યા પ્રમાણે કર્ણના ભાઇ ક્ષેમરાજે અહીં તીર્થનિવાસ કર્યો હતો.[૨૪] નદીકાંઠાનો પ્રદેશ ધાર્મિક દૃષ્ટિએ પવિત્ર મનાય છે, તે જ પ્રમાણે આરોગ્ય અને મનની સ્વસ્થતા મેળવવામાં આવા રમ્ય પ્રદેશો વધુ અસર કરે છે. તેમાંયે બંને નદીઓનું સંગમ-સ્થાન અવર્ણનીય આનંદ પ્રકટાવે છે. સૃષ્ટિસૌંદર્યનાં અનેકવિધ

---

૨૪ જુઓ દ્વયાશ્રય મહાકાવ્ય સર્ગ ૯, શ્લોક ૭૩ થી ૭૭

દશ્યોમાં આવાં સ્થાનો વિરલ હોય છે. આવાં બધાં કારણોને લઇ ક્ષેમરાજે, બંને નદીઓના સંગમસ્થાને પ્રભુના પરમપદને પામવા તથા માનવજીવનની સાર્થકતા સફળ કરવા, અહીં નિવાસ કર્યો હોય તેમ લાગે છે, જેથી ઇતિહાસકારોએ સૂચવેલું મંડુકેશ્વર, તે જ પુરાણમાં જણાવેલ મુંડીશ્વર હશે, એમ ચોક્કસ જણાય છે.

## પિલુપર્ણિક તીર્થ

ત્યાંથી સરસ્વતી પાટણ પાસે પિલુપર્ણિક તીર્થમાં આવે છે. આ સ્થાનમાં જાળેશ્વરનું માહાત્મ્ય મુખ્યતઃ જણાવ્યું છે, જેથી જાળેશ્વર અને તેની આજુબાજુનો પ્રદેશ, પિલુપર્ણિક તીર્થ તરીકે ઓળખાતો હતો, એમ લાગે છે. ત્યાંથી સરસ્વતી કાકતીર્થની મધ્યમાં, ગાંધર્વ-તીર્થમાં આવે છે, જે સ્મશાનના અંત્ય ભાગમાં આવેલું છે. ત્યાંથી ઉશર, ક્ષેત્ર, પીઠ, વગેરે મહાસ્થાનોને પોતાના પરમપુનિત જળ વડે પવિત્ર બનાવી સરસ્વતી સહસ્રલિંગ સરોવરમાં જાય છે. સરોવરમાંથી નીકળ્યા પછી, પશ્ચિમ બાજુએ આવેલા વનમાંથી પસાર થઇ, સરસ્વતી આગળ જાય છે. પાટણ આગળનાં નદીકાંઠાનાં તીર્થો, નહેર ઉપરનાં તીર્થો અને સહસ્રલિંગ સરોવરના તટવર્તી તીર્થો, મંદિરો, વગેરેની સ્વતંત્ર આલોચના હવે પછીના પરિશિષ્ઠ અ માં કરવામાં આવી છે, એટલું જ નહીં પણ સરસ્વતીપુરાણે જણાવેલી આખીયે સહસ્રલિંગની યોજના સંબંધી વિસ્તૃત વિવેચન તેમાં કરેલું છે, જેથી અહીં તેની ખાસ પર્યાલોચના કરવામાં આવી નથી.

## સ્વર્ગદ્વાર

સહસ્રલિંગ સરોવરમાંથી આગળ ચાલતાં, સરસ્વતી હાલના વડલી અને ભદ્રાડા ગામો પાસે થઈ, સાંકરા ગામ પાસે આવે છે. પુરાણકાર પાટણ છોડ્યા પછી તે સ્વર્ગદ્વારના તીર્થ પાસે જતાં હોવાનું નોંધે છે. સ્વર્ગદ્વાર તીર્થ ક્યાં આવ્યું તે જાણવા કાંઇ પણ સાધન નથી,

વળી પુરાણકારે તેની કાંઇ પરિસીમા પણ જણાવી નથી, આથી તેનું સ્થાન નિશ્ચિત કરવાનું મુશ્કેલ બન્યું છે. પરંતુ એટલું તો નિર્વિવાદ રીતે સ્પષ્ટ જણાય છે કે, તે પાટણ અને ગોવત્સ (અડીયા)ની વચ્ચેના પ્રવાહ ઉપર કોઇ સ્થળે હશે. સરસ્વતી ભદ્રાડા ગામથી સાંકરા ગામ પાસે આવે છે અને ત્યાંથી આગળ જતાં, તેના પ્રવાહ-માર્ગના તટવર્તી પ્રદેશમાં ગોવત્સ(અડીયા) આવેલું છે. આથી અનુમાન જાય છે કે, પુરાણકારનું સ્વર્ગદ્વાર તે હાલના સાંકરા ગામ પાસે હશે એમ લાગે છે. સાંકરા એ સ્વર્ગદ્વારનું ભ્રષ્ટ સ્વરૂપ કેમ ન હોય? પાછળથી તે તીર્થસ્થાનના સ્થળ ઉપર તેવું જ નામ ધારણ કરી ગામ વસ્યું હોય તે બનવાજોગ છે. આ સિવાય સ્વર્ગદ્વારના અભિધાનને અનુરૂપ, સરસ્વતીના પ્રવાહમાર્ગ ઉપર ગોવત્સ સુધીમાં, કોઈ ગામડું હોવાનું લાગતું નથી. આવાં કારણોને લઇ સરસ્વતી-પુરાણનું સ્વર્ગદ્વાર હાલના સાંકરા ગામ પાસે હશે, એમ લાગે છે.

### ગોવત્સ

ગોવત્સતીર્થ ક્યાં આવ્યું તેનો પુરાણકારે સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી, ફક્ત પાટણ છોડયા પછી સરસ્વતી સ્વર્ગદ્વારમાં થઈ ગોવત્સમાં જાય છે, એમ મોઘમ જણાવ્યું છે. સરસ્વતી પુરાણકારે કેટલાંક તીર્થો પ્રવાહમાર્ગ ઉપર જણાવ્યાં છે, જ્યારે કેટલાંકના ઉલ્લેખો પ્રવાહમાર્ગ નજદીકના પ્રદેશમાં આવેલાં મહાસ્થાનોનાં પણ છે. ગોવત્સ માટે પણ તેમ બન્યું હોય એવું લાગે છે. એવું એક પણ તીર્થ આજે પાટણ અને લોહયષ્ટિ વચ્ચેના પ્રદેશમાંથી જાણી શકાયું નથી. પાટણથી ૮ માઇલ દૂર, નૈઋર્ત્ય કોણમાં અડીયા નામનું ગામડું આવેલું છે, જ્યાં દૂધેશ્વરનું પ્રસિદ્ધ સ્થાન છે. ગોવત્સ તીર્થ માટે, પુરાણકારે જણાવેલી આખ્યાયિકાને મળતી લોકોક્તિ અહીંના દૂધેશ્વર માટે જનસમાજમાં પ્રચલિત છે. વળી અહીંથી સરસ્વતી આશરે દોઢ બે માઇલ જ દૂર છે. આમ લોકકથા, અને પુરાણકથાનું સામ્યત્વ વિચારતાં, સરસ્વતી-

પુરાણકારનું ગોવત્સ હાલના અડીયા ગામ પાસે હતું, એમ લાગે છે. નદીઓના પ્રવાહ કાયમ એક જ સ્થળે રહેતા નથી. સમયનો પ્રવાહ વહેતાં, સરસ્વતીનો પ્રવાહ પણ અહીંથી આઘોપાછો બદલાયો હોય, એ સ્વાભાવિક છે, અને તે પ્રમાણે આજે સરસ્વતી અડીયા પાસે વહેતી નથી, પણ પુરાણકાળે ત્યાં વહેતી હશે એમ અનુમાન જાય છે. તેથી જ પુરાણમાં તેની નોંધ લેવામાં આવી હશે. આથી સરસ્વતીપુરાણકારનું ગોવત્સ અડીયા પાસે હતું, એમ ચોક્કસ લાગે છે. આ ગામ પહેલાં મહાદેવજીને સરકાર તરફથી બક્ષીસ આપવામાં આવ્યું હતું, હાલમાં પણ તેની ઉપજનો કેટલોક ભાગ ત્યાં રહેતા મહંતને મળે છે. સ્વસ્થાન ભવ્ય અને નમૂનેદાર છે.

### લોહયષ્ટિ

ગોવત્સથી નૈઋત્યમાં લોહયષ્ટિ આવેલું છે. આજે તે લોટેશ્વર નામથી પ્રસિદ્ધ છે. પુરાણકારે ત્યાં સરસ્વતીમાં સ્નાનદાનની ઉત્તમ ફળશ્રુતિ વર્ણવી છે. આજે અહીં સરસ્વતીનું વહન નથી, તેમ જ તે માટેના કાંઇ અવશેષો પણ દેખાતા નથી. આથી સરસ્વતીનો પ્રવાહ લોહયષ્ટિ પાસે કેવા સ્વરૂપમાં વહેતો હતો, તે સમજવું મુશ્કેલ થયું છે. લોહયષ્ટિ( લોટેશ્વર)થી પાંચ સાત ગાઉ ઉપર આજે સરસ્વતીનું વહન જોવામાં આવે છે, તેને અનુલક્ષી પુરાણકારે સારસ્વતપ્રવાહની આજુબાજુ ફરતા પ્રદેશને પુણ્યક્ષેત્ર તરીકે માની, લોહયષ્ટિનો ઉલ્લેખ કર્યો હોય તો તે બનવાજોગ છે. પણ સરસ્વતીપુરાણ ત્યાં આગળ સ્નાન-દાન ઉપરાંત પિંડદાનનું ખાસ માહાત્મ્ય દર્શાવે છે. વળી લોહયષ્ટિ પાસે મોક્ષતીર્થનો સ્વતંત્ર ઉલ્લેખ કરે છે. આથી સરસ્વતીનો પ્રવાહ ત્યાંથી ઘણો દૂર હોય એમ લાગતું નથી. આ સ્થાનનું માહાત્મ્ય સરસ્વતીપુરાણ સિવાય, સ્કંદપુરાણ અને ધર્મારણ્યપુરાણમાંથી મળી આવે છે, જેથી તે પ્રાક્કાલીન છે, એમાં શક નથી. આજે તો તેના ઉપર કેટલાયે થરો ચઢી ગયા છે, છતાં સ્થાનની પ્રાચીનતા તો તેમાંથી પણ તરી આવે છે.

આ સ્થાન રાધનપુર સ્ટેટના વઢીયાર પ્રદેશમાં, મુંજપુરથી બે માઇલ અને હારીજથી નૈઋત્યમાં સાત માઈલ ઉપર આવેલું છે. ત્યાં મહાદેવનું શિવાલય છે, જે પાછળથી બનાવવામાં આવ્યું છે. મહાદેવની નજદીકમાં સોગઠાબાજીના આકારના ચાર કુંડો છે. તેની મધ્યમાં કૂવો આવેલો છે, જે ગંગકૂપથી ઓળખાય છે. ગ્રામ્યલોકો તેને ગંગવો કહે છે. આ કુંડોની બાંધણી અર્વાચીન છે, પણ આવા સુંદર આકાર-વાળા કુંડો હજુ સુધી બીજે કોઇ ઠેકાણે જોવામાં આવ્યા નથી. આ કુંડ, મંદિર વગેરેનો જીર્ણોદ્ધાર કરવા, થોડાં વર્ષો ઉપર રાધનપુર સ્ટેટની પરવાનગીથી લૉટરી કાઢવામાં આવી હતી, જેમાંથી હનુમાન-ગઢી વગેરેનું કેટલુંક કાર્ય કરવામાં આવ્યું છે. દહેરાની અંદર એક બાજુ ગોખલામાં એક ઋષિની મૂર્તિ બેસારવામાં આવી છે. જે આશરે સો વર્ષ ઉપર થઇ ગયેલ પાટણના પ્રખ્યાત મોઢ બ્રાહ્મણ મોટાદવેની છે. તેમણે આ પવિત્ર સ્થાનમાં ૨૪ ગાયત્રી પુરશ્ચરણો કર્યાની લોકોકિત છે. તેમના તપપ્રભાવથી મુગ્ધ થઈ રાધનપુર રાજ્યના કોઇ ધર્મપ્રેમી અમલદારે, તેમને કેટલીક જમીન બક્ષીસ આપી હતી, જે આજે પણ તેના વંશજો ભોગવે છે. ફાગણ વદ અમાસ અને ભાદરવા વદ અમાસના દિવસોએ અહીં મોટો મેળો ભરાય છે, જેમાં આસપાસના ગામડાં ઉપરાંત ગુજરાતભરમાંથી યાત્રિકો આવે છે. અહીં મલીન ભૂત, પ્રેત વગેરેનો ઉદ્ધાર થાય છે, એવી માન્યતા સમાજમાં પ્રસરેલી છે. પુરાણોમાં પણ તેનું માહાત્મ્ય જણાવતાં, આવાં કેટલાંક પ્રલોભનો મૂક્યાં છે. અહીં સ્ત્રીપુરૂષો ધૂણે છે, જેને ભૂવાઓ ધૂણાવી ગતિમુક્તિ કરાવે છે. અનાર્યોમાંથી ઉતરી આવેલ મલિન ઉપાસનાઓમાંનું આ એક પ્રતીક છે.

## ઝીલ્લતીર્થ

ઝીલ્લતીર્થ એ વઢીયાર પ્રાંતનું પ્રસિદ્ધ તીર્થ છે. લોહયષ્ટિથી સરસ્વતી ઝીલ્લતીર્થમાં જાય છે, એમ પુરાણકાર કથે છે. આ તીર્થ ઝીંઝુવાડાના રણની પાસે આવેલું છે, જે જનસમાજમાં ઝીલાંદરના

મોટવાથી ઓળખાય છે. રા. રા. રત્નમણિરાવ ખંભાતના ઇતિહાસમાં, સરસ્વતી સંબંધી ચર્ચા કરતાં પ્રાચીન કાળમાં સરસ્વતીનું વહન ઝીલાંદર પાસે હોવાની શંકા ધરાવી, સમી પાસે આવેલ ઝીલવાણા ગામ પાસે હોવાનું અનુમાને છે.[૨૫] પરંતુ સરસ્વતીપુરાણકાર તે ઋણ (રણ)ની પાસે હોવાનું સ્પષ્ટ શબ્દોમાં નોંધે છે.[૨૬] સ્કંદપુરાણકારે ઝીલતીર્થ નહીં જણાવતાં તેને બદલે અહીં ઋલ્લહ્દ નામ આપ્યું છે. આથી સ્કંદપુરાણનું ઋલ્લહ્દ, તે સરસ્વતીપુરાણનું ઝીલતીર્થ હશે, એમ માનવું પડે છે. પરંતુ બન્ને ગ્રંથકારો તે ઋણ (રણ)ની પાસે હોવાનો એકરાર કરે છે. આથી તે તીર્થ ઝીલવાણા ગામની પાસે હોવા કરતાં, ઝીંઝુવાડા નજદીક રણના કાંઠા ઉપર, આજના ઝીલાંદરના મોટવાના સ્થાને હોવા સંબંધે મારા અનુમાનને વધુ પુષ્ટિ આપે છે.

આજે ત્યાં એક મોટો ખાડો છે, જેમાંથી ધોધબંધ પાણી નીકળ્યે જાય છે. તે એટલા જોસથી ઉડે છે કે, જો તેની અંદર મોટી પાષાણ શિલા ફેંકવામાં આવે, તો પણ તેને એકદમ બહાર ફગાવી દે છે. ત્યાં નજદીકમાં મહાદેવજીનું સ્થાન છે. આજે ત્યાં સરસ્વતીનો પ્રવાહ નથી, પણ ત્યાંથી થોડેક દૂર, અર્થાત્ તે રણકાંઠાના પ્રદેશમાં સરસ્વતી વહન કરે છે. વઢીઆરનાં પવિત્ર મહાતીર્થોમાં આ એક સર્વશ્રેષ્ઠ તીર્થ છે. પુરાણકાળે કદાચ ત્યાં સરસ્વતીનો પ્રવાહ હશે, એમ અનુમાન કરીશું તો અસ્થાને નહીં ગણાય. ત્યાં આગળ કોલ્હાદેવી વગેરેનાં મંદિરો જણાવ્યાં છે. આજે તો ત્યાં બીજાં કોઈ તેવાં મંદિરો હોવાનું જણાતું નથી. રણના કાંઠે આવ્યા પછી, ત્યાંથી સરસ્વતી વાછડા સોલંકીના સ્થાનને પ્રદક્ષિણા કરી, તેટલા જ પ્રદેશમાં લુપ્ત થાય છે.

---

૨૫ ખંભાતનો ઇતિહાસ. પરિશિષ્ટ अ ખોવાયેલી નદી.

૨૬ ऋणं प्राप्य पुनर्देवी समुद्भूता मनोरमा ।
झिल्लंनामपरं तीर्थं शंभुना यत्र झिल्लितं ॥ ४९ ॥
सरस्वती पु. सर्ग १७

આ સ્થાન રાધનપુર સ્ટેટના અલોધણુ તાલુકામાં આવેલું છે. ત્યાં એક પ્રાચીન શિવાલય હતું, જે જીર્ણશીર્ણ થવાથી હમણાં તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે. સરસ્વતી અહીં વળાંક લઇ શિવાલયની ચોપાસ ફરી વળે છે. શું ભગવતી બ્રાહ્મી રૂદ્ર પ્રત્યેનો અપૂર્વ ભકિતભાવ બતાવવા તેમ કરતાં હશે ?

## શત્રુમર્દ્દન ક્ષેત્ર

ત્યાંથી અંતર્ધ્યાન થઇ સરસ્વતી શત્રુમર્દ્દન ક્ષેત્રમાં પ્રાદુર્ભાવ પામે છે, એમ પુરાણકાર કથે છે.[૨૭] પુરાણકારનું શત્રુમર્દ્દન ક્ષેત્ર હાલમાં કયાં હશે, તે સમજી શકાતું નથી, શેત્રુંજયના નામ સાથે તે કેટલેક અંશે મળતું આવે છે, પણ તે માટે બીજો કોઇ સ્પષ્ટ પુરાવો મળતો નથી. તેમ જ કચ્છના રણમાં લુપ્ત થયેલ સરસ્વતી, શેત્રુંજય પર્વત પાસે એકદમ કેવી રીતે આવે, તે પણ એક અણઉકેલ કોયડો જ છે. પુરાણકારનું શત્રુમર્દ્દન ક્ષેત્ર, તે શેત્રુંજય માટે લખવામાં આવ્યું હશે, તેને પુષ્ટિ આપતું એક અનુમાન થાય છે. ઝીલતીર્થમાંથી સરસ્વતી શત્રુમર્દ્દન ક્ષેત્રમાં પ્રકટ થઇ ત્યાં ને ત્યાં લુપ્ત થતાં ફરીથી ખદિરવનમાં ઉદ્ગમ પામે છે. ખદિરવન ગીરના ડુંગરોમાં આવ્યું હશે, એમ લાગે છે, કારણ પ્રભાસમાં આવતી સરસ્વતી, ગીરના ડુંગરો પૈકી કાંટાસળ અને મથુરામાળના ડુંગરોમાંથી નીકળે છે. જે ડુંગરમાંથી સરસ્વતી નીકળે છે તેજ ડુંગરની બીજી બાજુએ આવેલ પર્વતમાંથી શેત્રુંજીનું મૂળ છે. ત્યાંથી શેત્રુંજી નદી શત્રુંજય પર્વત પાસે થઇ, સમુદ્ર તરફ પ્રયાણ કરે છે. વળી ગીરના ડુંગરોને અડીને જ શેત્રુંજય પર્વત આવેલો છે. આથી પુરાણકારે

---

૨૭ ततोऽप्यंतर्हिता भूत्वा संप्राप्ता सुमनोरमं ।
शत्रुमर्दनसंज्ञं तु क्षेत्रं सिद्धनिषेवितं ॥ १३२

सरस्वतीपुराण सर्ग १७

સરસ્વતીનો સળંગ પ્રવાહ દર્શાવવા, શેત્રુંજયને તેના પ્રવાહમાર્ગમાં મૂક્યો હોય એમ અનુમાન જાય છે. વર્તમાન પરિસ્થિતિએ આ કલ્પના બેહુદી લાગે છે, પરંતુ શત્રુમર્દન ક્ષેત્રને મળતું બીજું કોઈ સ્થાન પૌરાણિક સાહિત્યમાંથી મળતું નથી. ફક્ત જૈનોનું પવિત્ર તીર્થધામ શેત્રુંજય, તે નામ સાથે કેટલોક સહચાર સાધે છે. આ પર્વત ગીરના પર્વતોથી સહજ પૂર્વમાં આવેલો હોવાથી, પુરાણકારે કચ્છમાં લુપ્ત થયેલ સરસ્વતીના પ્રવાહમાર્ગની સાંકળ મેળવવા, શેત્રુંજયમાં તેનો પ્રાદુર્ભાવ થયો અને પછી ખદિરવનમાં આવ્યાં, એમ બંધબેસતું વિધાન સૂચવ્યું હોય એમ જણાય છે. કારણ પ્રભાસની સરસ્વતીનું ઉદ્ગમસ્થાન, આજે પણ ગીરમાં આવેલ કાંટાસૂળીયા અને મથુરામાળના ડુંગરાઓમાંથી છે. આથી તૂટતા પ્રવાહની સંયોજના કરવા, તેમજ ખદિરવનમાં એકદમ સરસ્વતી કેવી રીતે પ્રકટ થયાં, તે અકલ્પ્ય શંકાનું નિરસન દર્શાવવા, પુરાણકારોએ આવી યોજના રજુ કરી હશે, એમ લાગે છે. વળી તે સ્થાનમાં એટલે શત્રુમર્દન ક્ષેત્રમાં, મુનિશ્રેષ્ઠોને વિઘ્ન કરનાર શત્રુઓ રહેતા હતા, જેનો મુનીંદ્રોએ વિદ્યાબળથી પરાભવ કર્યો, અર્થાત્ તેમના ઉપર શાસન ચલાવ્યું તેથી તેનું નામ શત્રુમર્દન પડયું, તેવી તેની વ્યાખ્યા પણ પુરાણકારે આપી છે.[૨૮] આ બધાં કારણો વિચારતાં પુરાણકારનું શત્રુમર્દનક્ષેત્ર તે હાલનો શેત્રુંજય પર્વત હોવો જોઇએ, એમ લાગે છે.

**ખદિરવન**

ત્યાંથી સરસ્વતી લુપ્ત થઈ પુનઃ ખદિરવનમાં પ્રાદુર્ભાવ પામે છે. પુરાણકાર અહીં સરસ્વતી પંચસ્રોતમાં વિભક્ત થયાં જણાવી.

---

૨૮ शत्रवो मुनि मुख्यानां पापोविघ्नकराःस्मृताः ।
यत्र तेन मुनींद्रेण कृतमेषां प्रशासनं ॥
शत्रुमर्दन संज्ञंतु तेन तन्मुनिभिः स्मृतं ॥ १३३
सरस्वतीपुराण सर्ग १७

હરિણી, વંજિણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતીનાં ઉદ્ભમસ્થાનો નોંધે છે. તેના કારણમાં ત્યાંથી સમુદ્રને નજદીકમાં દેખીને, સરસ્વતી હર્ષ પામ્યાં અને પંચસ્રોત(પ્રવાહ)રૂપે વહન કરવા લાગ્યાં[૨૯] હવે ખદિરવન કયાં હશે તે વિચારીએ. ઉપર્યુક્ત પૌરાણિક રૂપક ઉપરથી, એટલો તો સ્પષ્ઠ ખ્યાલ આવે છે કે, સમુદ્ર નજદીકના કોઇ પહાડ કે વનમાંથી આ નદીઓ નીકળી પ્રભાસમાં સમુદ્રને મળતી હશે; પરંતુ હાલની પરિસ્થિતિ પુરાણકારના કથનથી ઘણી જ દૂર ગઇ હોવાનું લાગે છે. કારણ જયાંથી સરસ્વતી નીકળે છે તે પર્વતો અને સમુદ્ર વચ્ચે લાંબું અંતર છે, એટલે ત્યાંથી સરસ્વતીએ સમુદ્રને જોયો અને હર્ષાવેશમાં તેના પંચસ્રોત થયા. તે પૌરાણિક વિધાન અહીં બંધબેસતું નથી. પુરાણકારે પંચસ્રોતના કારણભૂત, આ કલ્પિત રૂપક ગોઠવ્યું હોય તો તેમાં શક નહીં.

હવે ખદિરવન સંબંધી વિચારીએ. ગીરના પર્વતોમાં આજે ખદિરનાં ઝાડો પુષ્કળ જોવામાં આવે છે, પણ કોઇ ઠેકાણે ખદિરવન હોવાની ભાળ મળી નથી. પ્રભાસખંડમાં દેવદારૂવન અને નારિકેલ વનના ઉલ્લેખો જોવામાં આવે છે પણ ખદિરવન સંબંધી કંઇ પણ નોંધ કરવામાં આવી નથી. ત્યારે સરસ્વતીપુરાણકારે ખદિરવનની સંભાવના કયાંથી શોધી કાઢી તે સમજી શકાતું નથી. અનુમાન થાય

---

૨૯ खदिरामोटनामानं सर्वर्तुकुसुमोज्वलं ।
तत्रारुह्य विलोक्याथ ददर्श सुमनोहरं ॥
क्षारोदं पश्चिमाशास्थं घनवृंदमिवोन्नतं ॥

× × ×

हर्षात्पंचानना भूत्वा देव कार्यार्थमुद्यता ।
हरिणी वज्रिणी न्यंकु कपिला च सरस्वती ॥
पंचस्रोता स्थितातत्र मुनिनोक्ता सरस्वती ॥ १३४-१३९
सरस्वतीपुराण सर्ग १७

છે કે ગીરમાં ખદિરનાં ઝાડો વધુ થતાં હોવાથી પુરાણકારે તે પ્રદેશને ખદિરવનનું નામાભિધાન આપ્યું હશે.

ખદિરવન કેટલા પ્રદેશમાં હતું, તેની પરિસીમા ક્યાં સુધી ફેલાયેલી હતી તે માટે પુરાણમાં કાંઈ પણ નિર્દેશ કરવામાં આવ્યો નથી. આજે સરસ્વતી ગીરના ડુંગરો પૈકી કાંટાસૂળીયા અને મથુરામાળના ડુંગરોમાંથી નીકળે છે. પુરાણકાર આ વનમાં તપ્તોદક તીર્થ હોવાનું જણાવે છે. સરસ્વતીના મૂળ પાસે આજે તપ્તોદક (ગરમ પાણીવાળું) કોઇ તીર્થ વિદ્યમાન નથી, પણ ત્યાંથી ત્રીસ બત્રીસ માઇલ દૂર તુલસીશ્યામ તીર્થ આવેલું છે, જ્યાં ઉન્હા પાણીના કુંડો છે. આથી અનુમાન થાય છે કે પુરાણકારે સમસ્ત ગીરના પ્રદેશમાં ખદિરવનની કલ્પના કરી હતી અને તેથી જ તપ્તોદક તીર્થ (તુલસીશ્યામ પાસેના ગરમ પાણીના કુંડો)નો તેમાં સમાવેશ કર્યો હશે. આમ સરસ્વતીપુરાણકારનું ખદિરવન ગીરનો પ્રદેશ હતો એમ સમજાય છે, જેને બીજાં કારણોથી પણ પુષ્ટી મળે છે.

પુરાણકાર કથે છે કે હર્ષાવેશથી સરસ્વતીના હરિણી, વજ્રિણી, કપિલા, ન્યંકુ અને સરસ્વતી એમ પંચસ્રોત થયા હતા. એટલે એકજ સરસ્વતીમાંથી પાંચ નદીઓ નીકળી હતી એવો આશય સૂચવે છે. પરંતુ આજે તો આ બધી નદીઓનાં મૂળ સ્વતંત્ર છે. ત્યારે પુરાણકારે આવી કલ્પના કેમ કરી હશે તે સમજવામાં ગુંચવાડો ઉભો થાય છે. આ બધી નદીઓ એક જ પ્રદેશમાંથી નીકળતી હોવાના કારણે, પુરાણકારે તેમાં સરસ્વતીના અંશો કલ્પ્યા હોય તો તેમાં નવાઇ જેવું નથી. કારણ પુરાણકારે કલ્પેલ ખદિરવનમાંથી જ આ બધા પ્રવાહો નીકળે છે. પુરાણકારો કેટલીક વખત કલ્પનાની પાંખે ચઢી આવાં મનઃકલ્પિત વિધાનો રજુ કરે છે, એવાં અનેક પ્રમાણો પુરાણોમાંથી મળી આવે છે.

સરસ્વતી અહીંથી નીકળી ગીર પ્રદેશને પાવન કરી જંખુર નજીક થઇ પ્રભાસપાટણથી સુમારે આઠ ગાઉ ઉપર લોંચો ખાઇ શુદ્ધ

પૂર્વમાં વહી સૂત્રાપાડા તથા પાટણ પ્રગણામાં આવી કપિલા તથા હિરણ્યા(હિરણ)નો સહચાર સાધી, ત્રિવેણી નામ ધારણ કરી, અરબી સમુદ્રને મળે છે. તેના પ્રવાહમાર્ગ ઉપર આજે ગુંદાળા, ભીમનું દેવળ, પીપોર, મહોબતપુરા, હીરણનોનેસ, ખાંભાતરસુળીયા, ઘંટીઆ, પ્રાચી, ટીંબડી, અમરાપોર, ગોરખમઢી, બીજ, આજોઠા, બહાદુરપુરા વગેરે ગામો આવેલાં છે. (જુઓ, શ્રી. ભૂપતરાય ત્રિકમજી વૈષ્ણવકૃત જુનાગઢ સંસ્થાનની ભૂગોળ પા. ૧૭–૭૧–૭૬, વગેરે.)

**સરસ્વતીના પંચ પ્રવાહો**—પુરાણકારે કલ્પેલ સરસ્વતીના પંચ પ્રવાહોમાં હિરણ્યા(હરિણી), કપિલા, ન્યંકુ અને વજ્રિણીનો સમાવેશ થાય છે. આ બધા પ્રવાહો સરસ્વતીમાંથી નીકળ્યા નથી તેમ જ હિરણ્યા અને કપિલા સિવાય બીજા પ્રવાહો સરસ્વતી સાથે સહચાર પણ સાધતા નથી છતાં પુરાણકારની કલ્પનાને અનુસરી આ બધી નદીઓ ક્યાં આવેલી છે, તેના પ્રવાહમાર્ગ ઉપર ક્યાં પ્રસિદ્ધ તીર્થસ્થાનો છે, તે ક્યાંથી નીકળે છે, તેની ટૂંક સમાલોચના અહીં કરવામાં આવી છે.

(હરિણી)હિરણ્યાનું વર્તમાન નામ હિરણ છે. જે ચાસાના ડુંગરોમાંથી નીકળી પ્રભાસપાટણ પાસે કપિલા તથા સરસ્વતીના પ્રવાહ સાથે મળી, ત્રિવેણી નામ ધારણ કરી, અરબીસમુદ્રને મળે છે. આ ત્રિવેણીના સંગમસ્થાને મંકીશ્વરનું પુરાણપ્રસિદ્ધ દેવાલય છે. તેના તીરપ્રાંતે બલદેવજીની ગુફા, દેહોત્સર્ગ તીર્થ, મહાપ્રભુજીની બેઠક, ભીમેશ્વર-મહાદેવ, ઋણમુક્તેશ્વર, પ્રેતમોચનતીર્થ, દશાશ્વમેધેશ્વર, નૃસિંહજીનું મંદિર, ગોપ્પાદનો આરો, જાંબુવતીનો વટ, હિરણ્યેશ્વર, શીતળામાતા, નગરાર્કનું, પ્રાચીન સૂર્યમંદિર વ. દેવમંદિરો અને તીર્થો આવેલાં છે.

કપિલા નદી ગીરમાં તલાળા પાસેના ખીરધાર ડુંગરમાંથી નીકળી, પાટણ પ્રગણામાં વહી, પાટણ પાસે સરસ્વતી તથા હરિણીને મળી, અરબીસમુદ્રમાં પડે છે. તેના તીર પ્રાંતે કોઈ પ્રસિદ્ધ તીર્થો આવ્યાં

હોય એમ જણાતું નથી–ફક્ત માથાસુળીયા ગામ પાસે કામેશ્વર મહાદેવ અને કોડીદ્રા પાસે એક પ્રાચીન શિવાલયના અવશેષો મળી આવે છે,

પૌરાણિક ન્યંકુ નદી આજે શિંગવડો નામથી ઓળખાય છે, જે ચાસાના ડુંગરોમાંથી નીકળી, ગીરમાં થઇ, કોડીનાર પાસે વહી, અરબી સમુદ્રને મળે છે. તે કોઇ પણ ઠેકાણે સરસ્વતીને મળતી નથી છતાં પુરાણકારે તેને સરસ્વતીના પંચપ્રવાહમાં સ્થાન આપ્યું છે. તેના કાંઠા ઉપર કોડીનાર પાસે સોમનાથ, ભદ્રકાલી, કોટેશ્વર, માણેશ્વર, ત્રિકમરાય, દશાવતાર, ઇત્યાદિ પ્રસિદ્ધ સ્થાનો છે. ત્યાંથી છ માઇલ દૂર ઘાંટવડ પાસે રૂદ્રગયાતીર્થ અને રૂદ્રેશ્વરનું શિવાલય છે. ત્યાંથી ચાર માઇલ દૂર ઝમગીરનો ધોધ અને પ્રાચીન ગુફાઓ આવેલી છે.

વજ્રિણી હાલમાં એક નાનકડી નદી છે. આજે તે વ્રજની નામથી પ્રસિદ્ધ છે અને રાજથળા પાસેના ડુંગરોમાંથી નીકળી ચોરવાડ પ્રગણાના ઝડકા ગામ પાસે મેંગળ નદીને મળે છે. તેના તીરપ્રાંતે ધણેજ ગામ પાસે ધન્વંતરીનો વડ તથા ધન્વંતરેશ્વરનું પ્રાચીન શિવાલય આવેલું છે. સરસ્વતીપુરાણકાર વજ્રિણી અને ન્યંકુ નદીઓ સરસ્વતીને મળી સમુદ્ર સાથે સહચાર સાધની હોવાનું નોંધે છે. જ્યારે સ્કંદમાં વજ્રિણી અને ન્યંકુ નદીઓ સરસ્વતીથી પશ્ચિમ અને પૂર્વમાં સરસ્વતીથી ત્રણ યોજન દૂર સમુદ્રને મળતી હતી એમ જણાવ્યું છે. તેના કારણમાં તે બન્ને નદીઓ સરસ્વતીએ સમુદ્રમાં પધરાવેલ વડવાગ્નિ નાસી ન જાય તે માટે ચોકી કરતી હતી. આમ સ્કંદ કાલે વજ્રિણી (વ્રજની) તથા ન્યંકુ ( શિંગવડો ) સરસ્વતીને મળતી નહતી છતાં સરસ્વતીપુરાણકારે તે બધી નદીઓ પ્રભાસમાં મળતી હોવાનું શાથી સૂચવ્યું હશે, તે સમજાતું નથી.

**પ્રાચી**—પ્રભાસથી લગભગ ચૌદ માઇલ દૂર સરસ્વતીના કાંઠા ઉપર પ્રાચી તીર્થ આવેલું છે, જ્યાં સરસ્વતી પૂર્વગામિની વહે છે, ત્યાં

ત્રિવેણી માતા, મંકીશ્વર, રામેશ્વર, સૂર્ય, સિદ્ધનાથ, જ્ઞાનવાવ વગેરે દેવમંદિરો આવેલાં છે. ત્યાંથી પાંચ માઈલ દૂર મૂળ પ્રાચી અને ગોપનાથનું સ્થાન છે. આ સિવાય પ્રાચીતીર્થમાં સિધ્ધેશ્વર મહાદેવ, મંકણેશ્વર, ત્રિપુરલિંગ, બથ્થેશ્વર, વિઠ્ઠલેશ્વર અને શંઢતીર્થ (સાંઢતીર્થ) આવેલું છે. અહીં માધવરાયની મૂર્તિ છે. પ્રાચીતીર્થમાં સરસ્વતીની વચ્ચે બે બાંધેલા કુંડો છે, જેના દક્ષિણ કિનારા ઉપર ધર્મરાજાનો પિંપળો ( મોક્ષ પિંપળો ) છે.

કૃતસ્મર—ખદિરવનમાંથી નીકળી સરસ્વતી કૃતસ્મરને દગ્ધ કરી પ્રભાસમાં જાય છે. આ કૃતસ્મર કયાં આવ્યો હતો તેની કાંઈ પણ નોંધ પુરાણકારે રજુ કરી નથી. વળી તેના નામ સાથે સામ્યતા દર્શાવે તેવો કોઇ પણ પર્વત સરસ્વતીના પ્રવાહમાર્ગમાં આજે વિદ્યમાન નથી. સ્કંદપુરાણ પ્રભાસખંડમાં સોમનાથના શિવાલયથી પૂર્વમાં ત્રણસો ધનુષ દૂર કૃતસ્મર પર્વત હતો એમ નોંધ્યું છે. આ સિવાય બીજો પણ તેવો એક ઉલ્લેખ મળી આવે છે. તેમાં જણાવ્યું છે કેઃ—

मंकीशात् पश्चिमे भागे यावद्देव कृतस्मरः ।
एतयोरन्तरे देवी तीर्थानां दशकोटयः ॥ १ ॥

મંકીશ્વરથી પશ્ચિમે કૃતસ્મર સુધીના પ્રદેશમાં દશ કરોડ તીર્થો આવેલાં છે. મંકીશ્વર હિરણ્યા અને સરસ્વતીના સંગમસ્થાને આવેલા હોવાનું આગળ જણાવી ગયા છીએ. આ બાજુ સમુદ્ર પાસે વડવાગ્નિ તીર્થ સુધી તેની પરિસીમા હતી; કારણ સોમનાથના શિવાલયથી ફક્ત ત્રણસો ધનુષ ( બારસો હાથ ) તે દૂર હતો. આથી તેનો વિસ્તાર મોટો હતો એમ જણાય છે. આ પર્વતે સરસ્વતી પ્રત્યે વિકારીભાવ દર્શાવવાથી, સરસ્વતીએ યુકિત વડે પ્રપંચજાળ રચી, તેને વડવાનળ દ્વારા દગ્ધ કર્યો હતો એમ પુરાણકારે નોંધ્યું છે, જેથી ત્યાંના પાષાણોમાં મૃદુતા આવી, અને તેથી ગૃહ, દેવ, મંદિરો, મૂર્તિઓ વગેરે માટે શિલ્પીઓ તે ખાસ વાપરે છે.

## પ્રભાસ

કૃતસ્મર પાસેથી સરસ્વતી પ્રભાસમાં આવે છે. પુરાણકાર શરૂઆતમાં પ્રભાસ નામ શા કારણથી પડ્યું, તેની આખ્યાયિકા રજુ કરી, ત્યાંનાં તીર્થોનું મહાત્મ્ય વર્ણવે છે. તેમાં જણાવેલાં કેટલાંક તીર્થો આજે પણ વિદ્યમાન છે. સ્કંદપુરાણ પ્રભાસખંડ, પ્રભાસક્ષેત્રમાં સેંકડો તીર્થો, અને મંદિરોનો ઉલ્લેખ કરે છે. પરંતુ સરસ્વતીપુરાણકારે તો મુખ્ય મુખ્ય તીર્થોનો ઉલ્લેખ કરી, સાધારણ તીર્થસ્થાનો અને મંદિરોને જતાં કર્યાં છે. જગબત્રીસીએ ચઢેલું, અને મુસ્લીમ વિજેતાઓના વિનાશકારી આક્રમણથી પરાસ્ત થયેલું, ત્યાંનું સોમનાથનું જીર્ણમંદિર, આજે પણ ત્યાં જતા યાત્રિકોને પોતાની ગૌરવગાથાઓ સંભળાવી રહ્યું છે.

પ્રભાસનું બીજું નામ સોમનાથ પાટણ કે દેવપાટણ છે, જે સોમનાથના સુપ્રસિદ્ધ મહાસ્થાનને લઇને જ કહેવામાં આવતું હશે, એમ લાગે છે. જૈન ધર્મગ્રંથોમાં તેને ચંદ્રપ્રભાસ, કે ચંદ્રપ્રભા પ્રભાસથી સંબોધ્યું છે. પુરાણોમાં તેનો પ્રભાસ નામથી ઉલ્લેખ કરેલો છે. ભારત જેવા પ્રાચીન ગ્રંથોમાંથી પણ તેનાં સૂચનો મળી આવે છે. વેરાવળ બંદરથી તે અઢી માઇલ દૂર, સમુદ્રના કાંઠા ઉપર આવેલું છે. ત્યાં જવા વેરાવળ બંદરેથી પગરસ્તે ગાડાં, ગાડીઓ વગેરે વાહનો મળે છે. ત્યાં જુનાગઢ રાજ્યની હકુમત ચાલે છે. પ્રભાસપાટણને ફરતો કોટ બાંધેલો છે. પૂર્વ તરફનો દરવાજો નાના દરવાજા તરીકે અને પશ્ચિમ તરફનો જુનાગઢ દરવાજા તરીકે ઓળખાય છે. ત્યાં કલકલેશ્વરનું પ્રાચીન સ્થાન હોવાનું પુરાણમાં જણાવ્યું છે. રૂદ્રના કૃપાપ્રસાદથી ચંદ્રનો ક્ષય નાશ પામ્યો હતો, જેથી ત્યાં તેણે શિવનું પૂજન કર્યું, જેનું કલકલેશ્વર નામ પડ્યું, એવી પારાણિક શ્રુતિ છે. બીજે બધે જેમ સરસ્વતીનું મહાત્મ્ય વર્ણવ્યું છે, તેજ પ્રમાણે પ્રભાસમાં પણ શહેરની પૂર્વ દિશાએ લગભગ અર્ધા માઇલ પર વહેતી સરસ્વતીનું ઉત્કૃષ્ટ માહાત્મ્ય દર્શાવ્યું છે.

આ ઉપરાંત સરસ્વતીપુરાણકારે અહીં કોટીતીર્થનો ઉલ્લેખ કર્યો છે. આ તીર્થ હાલમાં કયે સ્થળે છે, તે જાણી શકાયું નથી. પ્રખ્યાત કોટીશ્વરનું મહાસ્થાન કચ્છમાં, નારાયણ સરોવરથી એક માઇલ દૂર કોટી નદીના મૂળ ઉપર આવેલું છે. આ સ્થાન પ્રાચીન કાળમાં વધુ પ્રસિદ્ધ હતું. ચીની મુસાફર હ્યુયેનસંગે તેની મુલાકાત લઇ તેનો કૈ–ત્શી–શી–ફ્લે એવો નામોલ્લેખ કર્યો છે. આ સિવાય કોટીશ્વર નામનાં બીજાં કેટલાંક તીર્થો ભારતવર્ષમાં જુદે જુદે ઠેકાણે હોવાનું જણાય છે: (૧) મથુરામાં, (૨) ગોકર્ણનું પવિત્ર તળાવ, (૩) કુરૂક્ષેત્રમાં, (૪) અવંતિમાં મહાકાળના પ્રાંગણમાં, અને (૫) નર્મદા ઉપર. પ્રભાસ અને તેની આજુબાજુના પ્રદેશમાં આવેલાં કેટલાંક તીર્થો અને મહાસ્થાનોનો સરસ્વતીપુરાણકારે ઉલ્લેખ કર્યો છે, જેની ચર્ચા હવે પછી કરવામાં આવી છે.

### અગ્નિતીર્થ

સમુદ્ર અને સરસ્વતીના સંગમસ્થાને આ તીર્થ આવેલું છે. સમુદ્ર સાથે સરસ્વતીનો સંગમ આજે પણ પ્રભાસ શહેરથી દક્ષિણમાં અર્ધા માઇલ દૂર થાય છે. ગામથી દક્ષિણે આવેલ સમુદ્ર ઉપર અગ્નિકુંડ નામનું સ્થાન છે. આ ઉપરાંત ત્યાં સંગમસ્થાન પાસે સરસ્વતીના તીર ઉપર રામેશ્વર, સ્મશાન કાલી, જલપ્રભાસ, આદિત્ય વગેરે સ્થાનો દર્શાવવામાં આવે છે. ત્યાં સ્નાન કરવાથી અનંત પુણ્ય થતું હોવાનું નોંધાયું છે. તદુપરાંત ત્યાં બ્રહ્મકુંડ, ગદાધર, કુમારગૃહ( સ્કંદનું મંદિર ) વગેરે મંદિરો પુરાણમાં જણાવ્યાં છે.

### ભલ્લીતીર્થ

પ્રભાસથી એક માઈલ દૂર આવેલ બાણતીર્થની ઉત્તરે દોઢ માઇલના અંતરે ભાલપુર ગામની પશ્ચિમે આ તીર્થ આવેલું છે, જે ભાલકતીર્થ નામે પ્રખ્યાત છે. અહીં એક બાંધેલું તલાવ છે, જેને ભાલકુંડ કહે છે. તેની નજદીકમાં પદ્મકુંડ નામનું બીજું તળાવ છે.

આજે ત્યાં ભાલેશ્વર કે પ્રકટેશ્વર નામનું મહાદેવનું શિવાલય જોવામાં આવે છે. પુરાણકારે તેનો ઉલ્લેખ કર્યો નથી. આથી તે પુરાણકાળ જેટલું પ્રાચીન હોય એમ લાગતું નથી. આ શિવાલયની નજદીકમાં ફક્ત એક ફૂટ ઉંચો નાનો વડ છે, તેને પાંચ જ પાંદડાં કાયમ રહે છે, એવી લોકોકિત અહીંના જનસમાજમાં પ્રચલિત છે. લોકો તેને મોક્ષપિંપળા તરીકે જણાવે છે. ભગવાન્ શ્રીકૃષ્ણને, પારધીએ અહીં બાણ માર્યું હતું, તેમ જ તેમનો દેહોત્સર્ગ આ સ્થાન ઉપર થયો હતો, એમ કહેવામાં આવે છે. ભાલુ એટલે બાણ, એવો અર્થ ઘટાવી શ્રીકૃષ્ણને અહીં બાણ વાગ્યું તેથી તેનું નામ ભલ્લીતીર્થ (ભાલુતીર્થ) પડયું છે, એમ ગોર લોકો યાત્રિકોને સમજાવી, તીર્થ પ્રત્યેની વધુ મહત્તા પ્રદર્શિત કરે છે. ખરી રીતે ભલ્લીનો અર્થ ભાલા હોવાનું માની શકાતું નથી. કદાચ બીજો કોઇ આશય, તેની પાછળ છુપાયો હોય તો, કાંઇ કહી શકાય નહીં. પુરાણકારે તે બાબતમાં તદ્દન મૌન સેવ્યું છે.

## યાદવસ્થળ

ત્યારબાદ પુરાણકાર પ્રભાસમાં યાદવસ્થળનો ઉલ્લેખ કરે છે. પ્રભાસથી પૂર્વમાં થોડે દૂર, હિરણ્યા નદીના કાંઠા ઉપર આ તીર્થ બતાવવામાં આવે છે. ત્યાં લાંબાં પાનવાળું પુષ્કળ ઘાસ થાય છે. પુરાણોમાં જણાવાયું છે કે, યાદવો પ્રભાસમાં ગયા, અને મદ્યપાનથી ઉન્મત્ત બની તીક્ષ્ણ અણી જેવી ધારવાળા ઘાસથી, પરસ્પર લઢાઇ કરી કપાઈ મુઆ હતા[૩૧] તેજ સ્થાન તરીકે આજે પણ યાદવસ્થળને બતાવવામાં આવે છે. પ્રભાસના પૂર્વ દરવાજાથી ઉત્તરમાં ગૌરીકુંડ નામનું સરોવર છે. તદુપરાંત ત્યાં પણ ભલ્લીતીર્થની માફક મોક્ષ પિંપળો દેખાડવામાં આવે છે.

## ગાત્રોત્સર્ગ તીર્થ

અહીં શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો હતો, એમ પુરાણકાર નોંધે છે, પણ તે કયા સ્થાન ઉપર આવેલું છે તેની સ્પષ્ટતા કરી નથી. આજે

૩૧ જુઓ શ્રીમદ્ભાગવત મહાપુરાણ સ્કંદ ૧૧, અ. ૩૦

પ્રભાસમાં બે ત્રણ ઠેકાણે ભગવાન શ્રીકૃષ્ણને પારધીએ બાણ માર્યું હતું, અને ત્યાં તેમનો દેહોત્સર્ગ થયો હોવાનું બતાવવામાં આવે છે. (૧) પ્રભાસથી એક માઇલ દૂર, સમુદ્રના કીનારા ઉપર બાણતીર્થમાં, (૨) બીજું આગળ જણાવી ગયા તે ભક્ષી યાને ભાલકતીર્થમાં, અને (૩) પ્રાચી ત્રિવેણીથી થોડે દૂર યાદવસ્થળ પાસે, આમ ત્રણ જુદાં જુદાં સ્થળોએ શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો હોવાનું દર્શાવાતાં, સાચું સ્થાન ક્યાં હશે, તે સમજવામાં ગુંચવાડો ઉભો થાય છે. સાધારણતઃ આ ત્રણે મહાસ્થાનો પાસે પાસે હશે, એમ લાગે છે. પુરાણકારે આ બધાં તીર્થો કરતાં ગાત્રોત્સર્ગનું સ્વતંત્ર તીર્થ નોંધ્યું છે. આથી ઉપર્યુક્ત તીર્થો કરતાં ગાત્રોત્સર્ગ સ્વતંત્ર તીર્થ હતું, જ્યાં શ્રીકૃષ્ણે પોતાના ભૌતિક શરીરનો ત્યાગ કર્યો હતો, એમ અનુમાન જાય છે. પુરાણના રચનાકાળે આ તીર્થ જનસમાજમાં વધુ પ્રસિદ્ધ હોવું જોઇએ, જેથી પુરાણકારને તેનો સ્વતંત્ર ઉલ્લેખ કરવો પડયો હશે.

## ત્રિવેણી

સરસ્વતી સાથે સંબંધ ધરાવતું પ્રભાસનું મહાસ્થાન તે સરસ્વતી સાગરસંગમ છે. અહીં હરિણી, વજ્રિણી, ન્યંકુ, કપિલા અને સરસ્વતી રૂપે તે પંચસ્રોતમાં વહેતી હોવાનું પુરાણકાર કથે છે, જે આગળ પણ જણાવી ગયા છીએ. આ બધાનું સાગર સાથે થતું સંગમસ્થાન પવિત્ર અને પુણ્યકારક હોવાનું પુરાણમાં નોંધાયું છે.[૩૨] આજે તો ત્યાં હિરણ્યા,

૩૨ तं समर्प्य ततस्तस्मिन् नदी भूत्वा सरस्वती ।
प्रविष्टा सागरं देवी पंचस्रोता महानदी ॥ ७७
स्वरुपेणैव सा पुण्या पुनस्तत्रैव संस्थिता ।
प्रभासक्षेत्रसंपर्कात् समुद्रेण च संगता ॥ ७८
ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः ।
एषां संयोगजं पापं नरः सर्वं व्यपोहति ॥७९॥
सरस्वतीपुराण सर्ग १९

કપિલા, અને સરસ્વતી એમ ત્રણ જ નદીઓનો સંગમ થાય છે. બાકી ન્યંકુ અને વાજિણી નદીઓનો સરસ્વતી સાથે કોઈ પણ ઠેકાણે સંગમ થતો નથી. કદાચ પુરાણના રચનાકાળે આ બે નદીઓના પ્રવાહો કોઈ ઠેકાણે મળતા હશે, અગર તેના મૂળ આગળથી નીકળી, ઉપર્યુક્ત ત્રણમાંથી ગમે તે સાથે આગળ પાછળ સહચાર સાધતી હશે. પણ તે કલ્પનાને સ્કંદપુરાણના ઉલ્લેખથી વાંધો આવે છે. કારણ તેમાં એ બે પ્રવાહો સરસ્વતીથી પૂર્વ પશ્ચિમ ત્રણ માઈલ દૂર અરબી સમુદ્રને મળતા હતા; કારણ સરસ્વતીએ પધરાવેલ વડવાગ્નિ ત્યાંથી નાસી ન જાય તે માટે ચોકી કરતા હતા. પુરાણકારે અહીં તેની નોંધ શાથી લીધી હશે, તે સમજી શકાતું નથી. વળી ત્યાં ત્રિવેણીનું તીર્થસ્થાન દર્શાવ્યું છે. આથી પ્રભાસમાં વજ્રિણી અને ન્યંકુ નદીઓ આવતી ન હતી. કારણ પુરાણકારે આગળ જણાવેલ પંચસ્રોત(પાંચ પ્રવાહ) અને ત્રિવેણીનો સંબંધ અહીં બંધબેસતો નથી. જ્યાં ત્રણ નદીઓનો સંગમ થતો હોય, તેને ત્રિવેણી કહેવામાં આવે છે. આથી પ્રભાસમાં ત્રિવેણીના સ્થાન પાસે તો, પ્રાચીન કાળથી ત્રણ જ નદીઓ પરસ્પર મળતી હતી, એમ જરૂર લાગે છે. હિરણ્યા અને સરસ્વતીનો સંગમ મંકીશ્વર અને રામેશ્વર મહાદેવની વચ્ચે થાય છે, જ્યારે કપિલા અને સરસ્વતીનો સંગમ બહાદરપુરા ગામ પાસે થાય છે. અહીં હિરણ્યા, સરસ્વતી અને સાગરસંગમને ત્રિવેણી કહેવામાં આવે છે. ભારતવર્ષમાં આવાં ત્રિવેણીનાં કેટલાંક સ્થાનો છે.

સૌથી વધુ પ્રસિદ્ધ ત્રિવેણી, અલ્હાબાદ (પ્રયાગ) આગળ ગંગા, યમુના અને સરસ્વતીના સંગમસ્થાને કહેવામાં આવે છે. આજે તો ફક્ત ત્યાં ગંગા અને યમુનાનો જ સંગમ થાય છે, પરંતુ સરસ્વતીનું વહન ક્યાં અદૃશ્ય થઈ ગયું તે માટે કાંઈ ખુલાસો મળતો નથી. પૌરાણિકો તે જમીનના પેટાળમાં ગુપ્ત વહેતી હોવાનું જણાવી, શ્રદ્ધાળુ સમાજની જિજ્ઞાસાને તૃપ્ત કરે છે. પ્રયાગ પાસે ફકત ગંગા અને યમુનાનો જ સંગમ થાય છે, એવું કેટલાંક પુરાણો કહે છે.[૩૪] ઋગ્વેદ

---

૩૪ જુઓ, અગ્નિપુરાણ, અ. ૧૧૧ શ્લોક ૪

કાળમાં પણ પ્રયાગમાં સરસ્વતીનું વહન ન હતું, એમ વિદ્વાનો માને છે.[૩૪] આથી પ્રયાગની ત્રિવેણીમાં, સરસ્વતીનો ગુપ્ત પ્રવાહ, એ પૌરાણિકોની સ્વતંત્ર કલ્પના છે. આ ત્રિવેણીને મુકતવેણી પણ કહેવામાં આવે છે.[૩૫] બીજી ત્રિવેણી ગંડકી, દેવકી, અને બ્રહ્મપુત્ર એના સંગમ-સ્થાને હોવાનું વારાહપુરાણ જણાવે છે.[૩૬] ત્રીજી એક ત્રિવેણી વારાહક્ષેત્રમાં તાલોર, અરૂણ, અને સુકોશી, એ નદીઓના સંગમસ્થળ ઉપર બતાવવામાં આવે છે. તે બધાની વિસ્તૃત વિચારણા અહીં અસ્થાને હોવાથી, ફકત ટુંક નિર્દેશ કરી ચલાવી લીધું છે. આ સિવાય પ્રભાસની આજુબાજુના પ્રદેશમાં પ્રાચી, ગોરખમઢી, વગેરે મહાસ્થાનો છે, પરંતુ પુરાણકારે તે બધાનો કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી, જેથી તેની વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે.

### સોમનાથ

પ્રભાસનું સૌથી વધુ મહત્ત્વ સોમનાથને લઈને જ ગણાયું છે. પૌરાણિક આખ્યાયિકા પણ ચંદ્રનો ક્ષય મહાદેવજીએ દૂર કર્યો, અને આરાધનાના પ્રતાપથી તેની પ્રભા વધવા લાગી, જેને લઇને આ પવિત્ર સ્થાનનું નામ પ્રભાસ પડયું એમ જણાવે છે. ચંદ્રનું બીજું નામ સોમ છે, અર્થાત્ સોમે જે મહાદેવનું તપ કર્યું, તે સોમનાથ કહેવાયા. આ પ્રમાણે સોમનાથના કારણે, પ્રભાસે ભારતવર્ષમાં એક પ્રસિદ્ધ તીર્થ તરીકે નામના મેળવી છે. પૌરાણિક માન્યતા પ્રમાણે, પુરાણોમાં જેટલું સોમનાથ માટે લખાયું છે, તેથી પણ વધુ ઐતિહાસિક ગ્રંથોમાં તેની નોંધો સંગ્રહાયેલી છે. ભારતવર્ષમાં મુખ્ય બાર જ્યોતિર્લિંગોમાં તેની ગણના સૌથી પહેલી કરવામાં આવે છે, જેના કારણે તેનો સ્તોત્ર-

---

૩૪ See, The Geographical Dictionary of Ancient and Medieval India. By Nandolal Dey Page 181

૩૫ બૃહદ્ધર્મપુરાણ, પૂર્વ ખંડ અ. ૬

૩૬ વારાહપુરાણ અ. ૧૪૪

પાઠ પણ **सौराष्ट्रे सोमनाथं च** ત્યાંથી શરૂ થાય છે. આમ તે પુરાણકાળ જેટલું પ્રાચીન છે તેમાં શક નથી. તેને માટે સ્કંદપુરાણ, શિવપુરાણ અને મહાભારતમાં સ્વતંત્ર કથાનકો અને માહાત્મ્યો વર્ણવાયાં છે.[૩૭]

પરંતુ આજે જણાતું સોમનાથનું શિવાલય પુરાણકાળ જેટલું પ્રાચીન નથી. પ્રભાસપાટણમાં પૂર્વ દરવાજાથી થોડે દૂર શહેરની મધ્યમાં સોમનાથનું શિવાલય વિદ્યમાન છે, જે નવીન છે. આ મંદિર ૧૪૬૫ માં ઈન્દોરનાં મહારાણી અહલ્યાબાઇએ બંધાવ્યું હતું. મંદિરમાં પેસતાં પહેલાં સભામંડપ આવે છે. આગળ જતાં ગર્ભાગારમાં મહાદેવજીનું શિવલિંગ છે. ગર્ભગૃહની નીચે આશરે ૧૨ ફુટ લાંબા પહોળા ભોંયરામાં સોમનાથ મહાદેવ બિરાજે છે. તેમાં ઉતરવા પગથીયાં રાખવામાં આવ્યાં છે. ભોંયરામાં ૧૬ થાંભલા મૂકેલા છે. મહાદેવજીનું લિંગ (બાણ) આશરે દોઢ ફુટ ઉંચું છે. મંદિરની આસપાસ મોટું મેદાન છે, જેને ફરતો કોટ બાંધવામાં આવ્યો છે. તેમાં પૂર્વ અને ઉત્તર તરફ દરવાજાઓ રાખ્યા છે.

આ સિવાય સોમનાથનું પ્રાચીન મંદિર શહેરની પશ્ચિમમાં સમુદ્ર-કીનારે ખંડેર હાલતમાં ઉભું છે. ભારત ઉપર આક્રમણ કરનાર, દ્રવ્યલોભી અને મૂર્તિભંજક મુસલમાન વિજેતાઓએ, આ મંદિરને વારંવાર નુકસાન કર્યું છે. સૌથી પહેલાં ઇ. સ. ૧૦૮૦ માં, ગઝનીનો સુલતાન મહમુદ સોલંકી ભીમદેવના સમયમાં, આ મંદિરને તોડી ત્યાંની અતુલ લક્ષ્મીને લુંટી ગયો હતો. એટલું જ નહીં પણ શિવલિંગનેય ભાંગી નાંખી, તેના કટકા પણ સાથે લેતો ચાલ્યો. તે કાળમાં સોમનાથનું મહાતીર્થ, ગુજરાત-કાઠીયાવાડમાં કાશી અને કુરૂક્ષેત્રની માફક વધુ પવિત્ર મનાતું. મુસલમાન લેખકો લખે છે કે, ગ્રહણવખતે ત્યાં હજારો હિન્દુઓ

---

૩૭ સ્કંદપુરાણ પ્રભાસખંડ અ. ૩૦ થી ૩૬
શિવપુરાણ પાતાળખંડ અ. ૪૬
મહાભારત શલ્યપર્વ અ. ૩૬

એકઠા થતા. આ મંદિરમાં લાખો બલ્કે કરોડો રૂપીઆનું જવાહીર હતું, જે મહમુદ ઉપાડી ગયો. તેના ગયા પછી તરત જ ભીમદેવે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, એમ ભદ્રકાળી માતાના મંદિરની ભાવ બૃહસ્પતિવાળી પ્રશસ્તિ ઉપરથી જણાય છે. સોમનાથ ચૌલુક્યોના ઇષ્ટદેવ ગણાય છે. ભારતવર્ષમાંથી લાખો યાત્રિકો તેની યાત્રાએ આવતા. તે સમયમાં ત્યાં જતા યાત્રાળુઓ પાસેથી રાજા કર લેતો; જેની વાર્ષિક ઉપજ ૭૨ લાખની થતી હતી, એમ પ્રબંધચિંતામણિ કહે છે.[૩૮] મહાપ્રતાપી સિદ્ધરાજ જયસિંહે તેની માતાના કહેવાથી, સોમનાથના યાત્રિકો પાસેથી લેવામાં આવતો કરવેરો બંધ કર્યો હતો. તેણે પગે ચાલીને સોમનાથની યાત્રા કરી હતી, એમ ચિતોડના એક શિલાલેખ ઉપરથી માલમ પડે છે.[૩૯] ત્યાર બાદ કુમારપાલે ફરીથી સોમનાથનું મંદિર બંધાવ્યું હતું, એમ પ્રબંધચિંતામણિ અને દ્વયાશ્રય જણાવે છે.[૪૦] આ મંદિરનો નાશ, ગુજરાતની રાજપૂત સલ્તનતનો ધ્વંસ કરનાર, અલફખાને કર્યો હતો. ત્યારબાદ કેટલાક મુસલમાન શાસકો અને સરદારોએ, સોમનાથના મંદિરને થોડુંઘણું નુકસાન પહોંચાડયું છે. આજે આ પ્રાચીન મંદિર, તદ્દન પરાસ્ત હાલતમાં દરિયાકીનારે ઉભું ઉભું પોતાની જેહાદ પોકારી રહ્યું છે. તેને રાજ્ય તરફથી તાળું વાસેલું રાખવામાં આવે છે, અને 'પ્રીઝર્વ્ડ મોન્યુમેન્ટ' તરીકે તેનું સંરક્ષણ કરવા માટે ત્યાં એક શખ્સ રહે છે. તેની કલાકારીગરી, શિલ્પ, સ્થાપત્ય અને ભાસ્કર્ય ઘણું ઉંચા પ્રકારનું છે. આજે તો તે સમુદ્રનો ક્ષારવાયુ ભક્ષણ કરી, અનંત આકાશની નીચે શહેર બહાર નિર્જન પ્રદેશમાં, એકલસંગી શૂરવીર યોદ્ધાની માફક સ્થિરતાથી ઉભું છે અને પૂર્ણ વૈભવના શિખરે પહોંચેલ તે પ્રતાપી મંદિર, જર્જરિત હાલતમાં પોતાની કરૂણ વેદના પાસેના સમુદ્રને સંભળાવી રહ્યું છે.

---

૩૮ પ્રબંધચિંતામણિ પા. ૯૨, દુ. કે. શાસ્ત્રી સંપાદિત

૩૯ पुजार्थं चरणप्रचारविधिना श्रीसोमनाथं ययौ ॥
રાજપુતાનેકા ઇતિહાસ ખંડ ૧, પૃષ્ઠ ૨૧૮, ટીપ નં. ૩૭

૪૦ પ્રબંધચિંતામણિ પા. ૧૩૧

પ્રભાસમાં સરસ્વતી અને સાગરનો સંગમ થાય છે. પુરાણકાર આ સંગમસ્થાનને પૂર્ણ પવિત્રતા અર્પે છે, અને ત્યાં સ્નાનદાન કરવાથી થતી ઉત્તમ ફળશ્રુતિ વર્ણવી, પુરાણની ઇતિશ્રી કરે છે.

## ઉપસંહાર

આ આખાયે વિભાગમાં, સરસ્વતીના પ્રવાહમાર્ગની કેટલીક ભૌગોલિક માહિતી રજુ કરી છે. તદુપરાંત ભારતીય પ્રાચીન ભૂગોળ અને તેના સાહિત્યની ટૂંક રૂપરેખા પણ જણાવી છે. સાથે સાથે પુરાણોએ ભારતીય પ્રાચીન ભૂગોળ જાણવા માટેના ઉત્તમ પ્રતિના ગ્રંથો છે, એમ દર્શાવવા હળવો પ્રયત્ન કર્યો છે. સૌથી વધુ વિસ્તૃત ચર્ચા, સારસ્વત પ્રવાહમાર્ગનાં વિવિધ સ્થાનો માટે કરી છે, જેથી સરસ્વતીની પરકમ્મા (પરિક્રમણ) કરનારને, તેમ જ સરસ્વતીના પ્રવાહ-માર્ગ સંબંધી જાણવા ઇચ્છતા ભારતીય ભૂગોળના, રસજ્ઞોને, આમાંથી વધુ પ્રેરણા મળે તેમ છે. જો કે આ પરિશિષ્ટમાં એવા કેટલાયે વિષયોને સ્પર્શ કરવામાં આવ્યો નથી, જેમાં સરસ્વતીના વિવિધ વિભાગો કેમ થયા, પ્રાચીન સરસ્વતીનો ગુજરાતનો પ્રવાહ ક્યાં હતો, સારસ્વતપ્રવાહ ઉપરનાં બીજાં તીર્થો આજે ક્યાં છે, તેમાં કેવા કેવા ફેરફારો થયા છે, વગેરે બાબતો અણુછણાયેલી જ રહી છે. જો તેવી સર્વાંગ દૃષ્ટિ વડે, સરસ્વતીને અનુષંગી વિસ્તારપૂર્ણ ચર્ચા કરવા બેસીએ તો તે માટે એક સ્વતંત્ર ગ્રંથ થવા સંભવ છે, એટલું જ નહીં પણ તે લખવા અનેક ગ્રંથોનું મનન, વાંચન, અને સંશોધન કરવાની ખાસ જરૂર રહે છે; જેથી અહીં તો જરૂરપુરતી, અને સરસ્વતી સાથે વધુ નિકટનો સંબંધ ધરાવતી બાબતોને ચર્ચી, બાકીની કેટલીક વિગતોને જતી કરી છે, જે વિદ્વાન વાચકો નિભાવી લેશે, એમ ઇચ્છું છું. અંતમાં ભારતીય પ્રાચીન ભૌગોલિક સાહિત્ય, પરિસ્થિતિ, અને સારસ્વત પ્રવાહમાર્ગનાં પવિત્ર સ્થાનો સંબંધી માહિતી, આ વિભાગ દ્વારા જાણવાથી વાંચકોને યત્કિંચિત્ સંતોષ થશે, તો હું મારો થયેલો શ્રમ સફળ માનીશ.

# સહસ્રલિંગ સરોવરની યોજના

( સરસ્વતીપુરાણના આધારે તૈયાર કરેલી )

ઉપક્રમ

સહસ્રલિંગ સરોવર મહાપ્રતાપી ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યું હતું. તેનાં બાદશાહી વર્ણનો ગ્રંથાન્તરોમાંથી ઉપલબ્ધ થાય છે. પણ એથી અત્યાર સુધી તેની યોજના કેવી હશે તેનો ખ્યાલ આવી શકતો નહતો. હાલમાં થોડાક વખત પહેલાં સરસ્વતીપુરાણનો પ્રાચીન ગ્રંથ મળી આવતાં, તેમાંથી આ સરોવરની આખીયે યોજના કેવી હશે તે સમજાયું. ઇ. સ. ૧૯૩૫ ની "ગુજરાતી" સાપ્તાહિક પત્રની ભેટ "મહારાજાધિરાજ" માટે સહસ્રલિંગનો વિસ્તૃત ઇતિહાસ લખી આપવાની તે પત્રના તંત્રીની માગણી આવવાથી "સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ" નામનો સ્વતંત્ર ઇતિહાસ મારા તરફથી લખાયો હતો, જે તે પુસ્તકના ત્રીજા ખંડમાં દાખલ કરવામાં આવ્યો છે. આ યોજના રચવામાં મુખ્ય આધાર સરસ્વતીપુરાણનો છે. તેનાં કેટલાંક વિધાનોને પ્રામાણિક ગ્રંથો અને શિલાલેખોથી પુષ્ટિ મળે છે, જેથી તે ગ્રંથમાં જણાવેલી યોજના પ્રત્યે શંકા રાખવાનું કારણ નથી. 'મહારાજાધિરાજ' પુસ્તકમાં જણાવેલ સહસ્રલિંગનો ઇતિહાસ, વિસ્તૃત અને તે સંબંધી અનેક વિષયોની ચર્ચાથી ભરેલો છે, જેથી સરસ્વતી-પુરાણે દર્શાવેલ સહસ્રલિંગ સરોવરની યોજના કેવી હતી, તે તેમાં સ્વતંત્ર રીતે દર્શાવવાનું બની શક્યું નથી. વળી સરસ્વતીપુરાણના સર્વદેશીય વિવેચનાપૂર્ણ ગ્રંથમાં, જો તેમાંથી મળી આવતી સહસ્રલિંગ સરોવરની અનનુભૂત યોજના સંબંધે કાંઈ પણ લખવામાં ન આવે તો તે અપૂર્ણ લેખાય; તેવાં કારણોને લઇને પુરાણે નિર્દિષ્ટ કરેલી, તે મહાસરોવરની યોજના આ પરિશિષ્ટ દ્વારા અહીં આપવામાં આવી છે,

## અભિધાન

આ સરોવરનું નામ સહસ્રલિંગ હતું, એમ પ્રબંધચિંતામણિ અને સમરરાસુ ઉપરથી જણાય છે. જનસમાજમાં પણ તે જ નામ પ્રચલિત હતું, અને આજે તે તેવા અભિધાનથી જ ઓળખાય છે. પરંતુ બીજા ગ્રંથોનાં તે સંબંધી વર્ણનો વિચારતાં, તેનું રાજમાન્ય નામ દુર્લભસરરાજ હતું, એમ કેટલાંક પ્રમાણો અને અનુમાનો વડે સિદ્ધ થાય છે,[1] જેને ઇતિહાસકોવિદ રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ પણ પ્રમાણિત માન્યું છે.[2] આ સરોવરને જૂદાં જૂદાં કાવ્યોમાં વિદ્વાનો તરફથી મહાસર, સિદ્ધસાગર, સિદ્ધસર, એ નામોથી ઓળખાવવામાં આવ્યું છે. તે જ પ્રમાણે સરસ્વતીપુરાણમાંથી પણ તેનાં સિદ્ધસર, સહસ્રલિંગ અને અમૃતસાગર નામો મળી આવે છે.[3] તેના કાંઠા ઉપર સહસ્ર શિવમંદિરો હતાં, તેથી તેને જનસમાજ સહસ્રલિંગ નામની પિછાનતો અને ગુજરાતભરમાં તે જ નામથી વિખ્યાત હતું.

---

૧ જુઓ મારા તરફથી લખાએલ સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ. મહારાજાધિરાજ ખંડ ૩, પ્ર. ૧ પા. ૨૭૬

૨ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ પા. ૨૫૮

૩ (૧) तथेत्युक्त्वा च सिद्धेशं ज्ञात्वा तं पुरुषोत्तमम् ।
निवासमकरोद्रुद्रस्तदा सिद्धसरस्तटे ॥ श्लोक २३० ॥
सरस्वतीपुराण सर्ग १५

(२) न सिद्धेश समो राजा न सरस्तादृशं क्वचित् ।
समं सहस्रलिंगेन तीर्थमन्यन्न विद्यते ॥२२२॥
सरस्वतीपुराण सर्ग १६

(३) सहस्रं यत्र लिंगानां सिद्धेशेन प्रतिष्ठितं ।
निवासं रोचयामास तस्मिन्नमृतसागरे ॥३४॥
सरस्वतीपुराण सर्ग ११

## આકાર

આ સરોવરનો આકાર કેવો હતો, તે માટે પુરાણકારે કાંઇ પણ સૂચન કર્યું નથી. કેટલાંક ઐતિહાસિક કાવ્યોમાં તેને વલય (કડું) કુંડળ અને તુંબડાની ઉપમા આપેલી હોવાથી, મેં તેનો આકાર ગોળ યા તો લંબગોળ કલ્પ્યો છે. શ્રી. રામલાલ ચુ. મોદી હાલની પાળોની પરિસ્થિતિના આધારે, તે લંબચોરસ હોવાનું માને છે, જેને બીજો કોઇ પણ પ્રામાણિક પુરાવો નથી. હાલમાં શ્રીમંત સરકાર ગાયકવાડના પુરાતત્ત્વ ખાતા તરફથી, તેમાં ખોદકામ કરતાં એક ઓવારો તથા ૨૩ થાંભલાઓ નીકળ્યા છે. આથી એટલું અનુમાન થાય છે કે, સરોવરમાં કુંડોની માફક કાટખૂણા આકારના ખૂણાઓ પડતા હતા, જેથી તે અષ્ટકોણ આકારનું હશે, એમ લાગે છે. પરંતુ હજી સુધી તે ચોક્કસ કહી શકાય નહીં, કારણ તેમાં ખોદકામ ચાલુ છે, અને તેને મદદ કરતાં બીજાં તેવાં પ્રમાણો મળે, તો જ તેનો આકાર નિશ્ચિત કરી શકાય.

## જળપૂર્તિ

આ સરોવરમાં અક્ષય જળ કેવી રીતે થયું, તે માટે અત્યાર સુધી માયા ઢેડની દંતકથા જ આધારભૂત ગણાતી. પરંતુ પ્રાપ્ત થયેલ સહસ્રલિંગ પ્રશસ્તિનો એક ખંડ, અને આ પુરાણ દ્વારા તે સરસ્વતીના જળ વડે ભરવામાં આવ્યું હતું, એમ ચોક્કસ લાગે છે.[૪] સરસ્વતી-પુરાણમાં તે માટે એક સ્વતંત્ર આખ્યાયિકા રજુ કરી છે, તેની ટૂંક નોંધ અહીં લેવામાં આવશે તો અસ્થાને નહીં ગણાય. " એક વખત સિદ્ધરાજ સૂતાં સૂતાં, પોતાના શહેર નજદીક આવેલ દુર્લભરાજકૃત

---

૪ भगीरथस्य त्रिदशापगेव ॥८७॥
तत: सा पूरयामास सर: सिद्धेशकारितम्
आनितं सगरेणेव साग... પ્રસ્થાન ૧૯૮૭ અંક ૫
રા. ચુ. મોદીનો લેખ

જલહીન મહાસરોવર પરિપૂર્ણ કેવી રીતે થાય, તે વિચારતો હતો. એટલામાં નિદ્રાધીન થતાં, તેને એક સુંદર સ્વપ્ન આવ્યું. તેમાં ભૃગુવંશના કર્તા ભરદ્વાજ મુનિ તેની પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે હે મહાભાગ, તું જે કાર્યનું ચિંતન કરે છે, તે હું જાણું છું અને તેની સિદ્ધિ માટે ઉપાય બતાવું તે સાંભળ. આ મુનિવર્યનાં વચન સાંભળી, સિદ્ધરાજે પોતાના કુલાચાર્યનું પૂજન કર્યું. પછી ભરદ્વાજ મુનિ કહેવા લાગ્યા કે, હે વત્સ! તું જે સરોવરને જલપૂર્ણ કરવાનો વિચાર સેવી રહ્યો છે, તેનો ઉપાય બતાવું છું. પહેલાં આ પુણ્યતમ સારસ્વત ક્ષેત્ર હતું, પણ પાપસ્પર્શના ભયથી કલિયુગમાં તે લુપ્તપ્રાય થઇ ગયું છે, માટે તું બ્રહ્માની પુત્રી બ્રાહ્મી( સરસ્વતી )નું આરાધન કર. આવાં વચન સાંભળતાં જ સિદ્ધરાજે કેવી રીતે, અને કયાં જઈ આરાધના કરવી, એવો પ્રશ્ન પૂછ્યો. તેના જવાબમાં ભરદ્વાજે કહ્યું કે, અહીં સ્મશાનને અંતે આવેલ સરસ્વતીના ઉત્તર કિનારા ઉપર જે મહાદેવ આવેલા છે, તે સિદ્ધેશ્વરથી પ્રખ્યાત છે, કારણ પૂર્વે તેં આ મહાદેવનું આરાધન કર્યું હતું, જે આજે પૃથ્વીને વિષે સિદ્ધિ આપનારાં છે. તું ત્યાં જા અને વિધિ સહિત તેમનું પૂજન કરી, ઉત્તરાભિમુખ રાખી, પ્રાણાયામપૂર્વક સરસ્વતીની આરાધના કરીશ, તો તે પ્રસન્ન થઈ તારી મનોવાંછિત કામનાઓ પૂર્ણ કરશે. આ પ્રમાણે ભરદ્વાજ મુનિ કહી અંતર્ધ્યાન થયા. બીજે દિવસે સિદ્ધરાજે, આ દૈવી સ્વપ્નની વાત પોતાના ગુરૂ મિત્ર વગેરે આપ્તવર્ગને જણાવી, અને શુભ મુહૂર્તે પુરોહિતને સાથે લઇ સરસ્વતીનું આરાધન કરવા નીકળ્યો. પ્રથમ તેણે ગૌરેય( ગણપતિ )નું પૂજન કર્યું, જે નગરથી ઉત્તરમાં, અને સિદ્ધેશ્વરથી દક્ષિણમાં ઉશર ( ક્ષારવાળી ) ભૂમિમાં આવેલા હતા. ત્યાં જઇ સિદ્ધરાજે સરસ્વતીનું આરાધન કર્યું. ત્રણ દિવસ સુધી એકાગ્ર મન વડે આરાધના કરતાં, ભગવતી સરસ્વતી પ્રસન્ન થયાં, અને પ્રત્યક્ષ થઇ દર્શન આપ્યાં, તેમ જ વરદાન માગવા કહ્યું. આથી સિદ્ધરાજે ધ્યાનમુક્ત થઇ તેમનું યથાવિધિ પૂજન કર્યું અને કહેવા લાગ્યો કે

હે દેવી! જો તમે મારા ઉપર પ્રસન્ન થયાં હો તો, યાચના કરું છું કે આ સ્થાનનો તમારે કોઈ દિવસ ત્યાગ કરવો નહિ. અને આ સારસ્વત ક્ષેત્રનાં તીર્થો જે આપના જવાથી લુપ્ત થયાં છે, તેનો ઉદ્ધાર કરો. એટલું જ નહીં પણ આ નગરની નજદીકમાં જે સરોવર આવેલું છે, તે જળહીન છે માટે આપના પવિત્ર જળવડે પરિપૂર્ણ કરો. સરસ્વતી તથાસ્તુ કહી અંતર્ધ્યાન થયાં. ત્યારબાદ ભારદ્વાજ મુનિએ પુનઃ ત્યાં આવી, પ્રીતિયુક્ત વચનો કહી સંતોષ આપ્યો. પછી સરસ્વતીએ સિદ્ધરાજનું મહાસરોવર પરિપૂર્ણ રીતે ભરી દીધું."[૫]

આ આખીયે પૌરાણિક આખ્યાયિકા ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે, સરસ્વતીનું વહન પાટણથી ઉત્તરમાં, ક્ષારભૂમિ (ઉશર ભૂમિ)ને અન્તે સિદ્ધેશ્વર પાસે હતું, ત્યાંથી સિદ્ધરાજે સહસ્રલિંગમાં-લાવવા પ્રયત્ન કર્યો હતો. આવી જ સ્વપ્નમાં આવી સરસ્વતી પ્રસન્ન થયાની, તેમ જ સરસ્વતીએ સહસ્રલિંગ સરોવર જળથી ભરી દીધું હતું, એવી હકીકત સહસ્રલિંગપ્રશસ્તિમાંથી ઉપલબ્ધ થાય છે.[૬] આ બધા પુરાવાઓ ઉપરથી ચોક્કસ જણાય છે કે, સહસ્રલિંગ સરોવર સરસ્વતીના જળ વડે ભરવામાં આવ્યું હતું. અર્થાત્ સરસ્વતીનું વહન તેમાં વાળેલું હતું, અને માયા ઢેડની દંતકથા પાછળથી ભાટ ચારણોએ ઉપજાવી કાઢી છે. આવી જ રીતે મોઢેરા પાસેનું કર્ણસાગર, વડનગરનું શર્મિષ્ઠા,

---

(૨) स्ववंशपावनार्थं च सिद्धराजः सरस्वतीम् ।
तत्सरो ह्यनयद्देवीं गंगामिव भगीरथः ॥ २१९ ॥
सरस्वतीपुराण सर्ग १५

૫ જુઓ સરસ્વતી પુરાણ સર્ગ ૧૫, શ્લોક ૧૦૦ થી ૧૪૨

૬ (૧) चूडेन्दुपादैरिव शीतयोगैर्गंगातरंगैरिव पुण्यरूपः ।
स्वप्ने समागत्य तमेकभक्तं प्रबोधयामास च...॥
પ્રસ્થાન ૧૯૮૭ અં. ૫, રા. મુ. મોદીનો લેખ

(૨) જુઓ ટીપ નં. ૪ (૧)

ઉદેપુરનું પીછોલા અને અજમેર પાસેનું આનાસાગર તળાવ નદીઓ દ્વારા ભરવામાં આવ્યાં છે.

જલવીથિકા

સહસ્રલિંગ સરોવરમાં સરસ્વતીનું વહન વાળવામાં આવ્યું હતું, એમ આગળ અનેક પ્રમાણોથી સિદ્ધ કરાયું છે. પરંતુ સરસ્વતીનો બધો પ્રવાહ આ સરોવરમાં આવતો હતો, કે તેમાંથી નાનકડી નહેર ખોદી જરૂરપૂરતું જ વહન વાળવામાં આવ્યું હતું, તે માટે કાંઈ પણ સ્પષ્ટતા પુરાણકારે કરી નથી, તેમ જ બીજા કોઈ પુરાવાથી પણ તેનો ખુલાસો મળતો નથી. સરસ્વતીપુરાણકારે નદીકાંઠાનાં અનેક તીર્થો આપ્યાં છે. વળી સરસ્વતીનું વહન સિદ્ધેશ્વરથી સહસ્રલિંગમાં કેવી રીતે આવ્યું, તે જણાવતો તેનો પ્રવાહમાર્ગ સ્પષ્ટતાથી દર્શાવ્યો છે. નદીકાંઠા ઉપરનાં જે તીર્થો જણાવ્યાં છે, તે સહસ્રલિંગમાં આવતા પ્રવાહનાં તટવર્તી છે, એમ પુરાણ ઉપરથી જ્ઞાત થાય છે. કારણ તે બધાં તીર્થોનો અનુક્રમ, સરસ્વતીના પ્રાચીન પ્રવાહથી ઠેઠ સહસ્રલિંગ સુધી આવે છે. આથી સહસ્રલિંગમાં આવતા પ્રવાહ ઉપર આ બધાં તીર્થો હતાં, એમ ચોક્કસ જણાય છે. શ્રી. રામલાલ ચુ. મોદી તે બધાં પ્રાચીન પ્રવાહ ઉપર હોવાનું માને છે, પરંતુ પુરાણકારે કોઈ પણ ઠેકાણે તેવો સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી. એટલું જ નહીં પણ સહસ્રલિંગમાં આવતા પ્રવાહ સિવાય બીજો કોઈ પ્રવાહ હોવાનો ઉલ્લેખ પણ કર્યો નથી.

સરસ્વતીનો પ્રવાહ આજે સહસ્રલિંગને ઘસાઈ વહી રહ્યો છે. શ્રી. રામલાલ મોદી જે અનુમાન કરે છે, તે પ્રમાણે બે ગાઉ દૂરથી હાલનું સરસ્વતીનું વહન એકદમ કેવી રીતે સરોવર પાસે આવ્યું, તે વિચારણીય છે. સરસ્વતીનો આખોયે પ્રવાહ જો સહસ્રલિંગમાં વાળવામાં આવ્યો હોય, તો સરોવરના વિનાશકાળે નદીનાં, બાંધેલાં બંધનો તુટી જતાં આજનો પ્રવાહ બન્યો હોય એમ લાગે છે. આથી નહેર દ્વારા સરસ્વતીનો પ્રવાહ લાવવામાં આવ્યો હતો, તે કથનને બાધ આવતો

નથી, પણ સરસ્વતીનો બીજો પ્રવાહ સિધ્ધેશ્વરથી આગળ જતો હતો, તે વાત માનવામાં વાંધો આવે છે. જો મુખ્ય પ્રવાહમાંથી ફક્ત નાનકડી જૂદી નહેર કાઢી હોય, તો તે મુખ્ય પ્રવાહ આજે ક્યાં અદશ્ય થયો! આવો સહેજે પ્રશ્ન ઉભો થાય છે. પરંતુ નહેર દ્વારા બધોય પ્રવાહ સહસ્રલિંગમાં વાળ્યો હોય તો તેવી શંકાને સ્થાન નથી. ઉલટ સરસ્વતીનો પ્રવાહ સહસ્રલિંગમાંથી પશ્ચિમે આવેલા વનમાં થઈ, કચ્છના રણમાં જવા સ્વર્ગદ્વારમાં જાય છે, એમ પુરાણકાર જણાવે છે. આ બધાં કારણોને લઈ, સરસ્વતીનો સળંગ પ્રવાહ સિદ્ધેશ્વર પાસેથી નહેર દ્વારા સહસ્રલિંગમાં લાવવામાં આવ્યો હતો, એમ ચોક્કસ જણાય છે.

ત્યારે આ નહેર ક્યાંથી ખોદવામાં આવી હતી? સરસ્વતીનું પ્રાચીન વહન ક્યાં હતું? વગેરેની પર્યાલોચના અહીં કરવાની ખાસ અગત્ય જણાય છે. આગળ જળપૂર્તિના વિભાગમાં જણાવી ગયા છીએ કે, સરસ્વતીનું પ્રાચીન વહન સિદ્ધેશ્વર પાસે હતું. આ સિદ્ધેશ્વર નગરથી ઉત્તરમાં, ઉશર (ક્ષારવાળી) ભૂમિના અંતે આવેલ સ્મશાનમાં હતા. સિદ્ધપુરથી આગળ વધતાં સરસ્વતી, પાટણ પાસે પિલુપર્ણિકતીર્થમાં આવે છે, જ્યાં જાળેશ્વરનું પ્રખ્યાત સ્થાન હતું.[૭] આથી પુરાણકારનું પિલુપર્ણતીર્થ, જાળેશ્વર પાસે હતું, એમ ચોક્કસ લાગે છે. ત્યાંથી સરસ્વતી પશ્ચિમાભિમુખી થઈ, સ્મશાનની મધ્યમાં

---

૭ पिलुपर्णिकसंज्ञं तु तीर्थमन्यत्पुरस्थितं ।
सरस्वतीतीरगतं ऋषिणा सेवितं महत् ॥

× × × ×

जालेश्वरस्तु तत्रैव स्वयंदेवो व्यवस्थितः ॥ ५४–५८
सरस्वतीपुराण सर्ग १५

કાકતીર્થ પાસે ગાંધર્વતીર્થમાં આવે છે.[૮] સિદ્ધેશ્વર સ્મશાનમાં આવેલા છે, અને તેજ પ્રમાણે ગાંધર્વતીર્થ પણ સ્મશાનમાં છે. આથી સિદ્ધેશ્વર પાસે ગાંધર્વતીર્થ હતું, એમાં સંશય નથી. આજે સિદ્ધેશ્વર ક્યાં હશે તે જાણવા સાધન નથી. અનુમાનથી મેં ભૂતિયા-વાસણા પાસે આવેલ ભૂતેશ્વરની નજદીકમાં તે સ્થાન હોવાનું કલ્પ્યું છે. શ્રી. રામલાલ મોદી તેનાથી પણ આગળ ઓઢવા ગામ પાસે તે હોવાનું અનુમાને છે અને તે પ્રમાણે સરસ્વતી, સહસ્રલિંગમાં પશ્ચિમ તરફથી પ્રવેશ કરતાં હતાં એમ કલ્પે છે. પરંતુ સરસ્વતીનું વહન પૂર્વ બાજુએથી સહસ્રલિંગમાં પ્રવેશ કરતું હતું. એમ સમજાય છે. કારણ સહસ્રલિંગમાં સરસ્વતી પ્રાચી થઇ વહન કરે છે.[૯] શ્રી. રામલાલ મોદી પ્રાચીનો અર્થ પૂર્વાભિમુખિ જણાવી પોતાનું મંતવ્ય સાચું હોવાની પ્રતીતિ આપે છે, જ્યારે પૂર્વ તરફથી વહેનારી, અર્થાત્ પશ્ચિમાભિમુખી એવો અર્થ સરસ્વતીપુરાણકારે કર્યો છે. તેના સમર્થનમાં જણાવવાનું કે, સિદ્ધેશ્વર પાસે ગાંધર્વતીર્થમાં સરસ્વતી પિલુપર્ણિકતીર્થમાંથી પશ્ચિમા-ભિમુખિ થઇ આવે છે, એટલે ત્યાં પશ્ચિમગામિની વહે છે, જેને પુરાણકાર પ્રાચી કહે છે.[૧૦] આથી સરસ્વતીપુરાણકારની પ્રાચી

---

૮ पिलुपर्णिकतीर्थे तु पुनः प्रत्यक्षतां गता ।
पश्चिमाभिमुखि याता तत्र देवी सरस्वती ॥ २३३
सरस्वतीपुराण सर्ग १५

९ ततस्तस्माद्रुद्रकूपात् प्राचीभूत्वा सरस्वती ।
प्रसन्ना सा स्मरद्गंगा यमुनांच महानदी ॥ १
स्मृतमात्रे तथा सख्यौ प्रीत्या तत्र समागते ।
ताभ्यां च सहिता देवी प्रविष्टा तत्सरोवरं ॥ २
सरस्वतीपुराण सर्ग १६

१० किमन्यत्मृग्यते तत्र यत्र प्राचीसरस्वती ।
स्मशानांते स्थिता देवी गांधर्वेणोपलक्षिता ॥ २९१
सरस्वतीपुराण सर्ग १५

પશ્ચિમાભિમુખી છે. અને તે જ પ્રમાણે સરસ્વતીનું વહન સરોવરની પૂર્વ દિશાએથી પ્રવેશ કરે, તો જ પુરાણકારે જણાવેલ પ્રાચીનો અર્થ અહીં બંધ બેસે છે. એટલા જ કારણે સરસ્વતી સહસ્રલિંગના પૂર્વ કીનારેથી આવતી હતી, એમ મેં કલ્પ્યું છે. શ્રી. રામલાલ મોદીના અનુમાન પ્રમાણે સરસ્વતી પશ્ચિમ તરફથી પ્રવેશ પામે છે, જેને પુરાણના મંતવ્ય અનુસાર વાંધો આવે છે.

હવે જો હાલના ભૂતિઆવાસણા ગામ નજદીક સિદ્ધેશ્વરની કલ્પના કરીએ તો જ તે પ્રવાહ સરોવરની પૂર્વ બાજુએ આવી શકે તેમ છે. કારણ સિદ્ધેશ્વર પાસે ગાંધર્વતીર્થમાં વહેતી સરસ્વતી, ત્યાંથી દક્ષિણાભિમુખી થઈ ઉશર પ્રદેશમાં આવે છે. અર્થાત્ સરસ્વતીનું વહન શહેર તરફ આવે છે. સહસ્રલિંગથી પૂર્વમાં રૂદ્રકૂપનું સ્થાન છે, જેનું વિવેચન આગળ કરવામાં આવશે. તેની ઉત્તરમાં વિષ્ણુયાન, અને બ્રહ્મકુંડથી ઉત્તરમાં ગાંધર્વતીર્થ સુધીના પ્રદેશને ઉશર તરીકે જણાવ્યો છે.[૧૧] આ આધારે ઉશર પ્રદેશમાં સરસ્વતી દક્ષિણાભિમુખી વહે છે, એટલે ગાંધર્વતીર્થથી દક્ષિણાભિમુખી વહેતાં સરસ્વતી, બ્રહ્મકુંડ પાસે રૂદ્રકૂપ સુધી પોતાનું વહન દક્ષિણ તરફ જ રાખે છે. અહીં રૂદ્રકૂપમાં આવ્યા પછી, તે પ્રાચી થાય છે એમ આગળ જણાવી ગયા છીએ. આ આખીયે સંકલના વિચારતાં, સિધ્ધેશ્વરનું સ્થાન સરોવરથી સહેજ ઈશાનમાં આવે તે વાસ્તવિક છે. અને તે જ પ્રમાણે ભૂતિયા વાસણા પાસે હોવાનું અનુકૂળ લાગે છે. જ્યારે શ્રી. રામલાલભાઈએ કલ્પેલ સ્થાન સરોવરની વાયવ્યમાં જાય છે, એટલું જ નહીં પણ પુરાણકારે દર્શાવેલ પ્રાચીની વ્યવસ્થા તે પ્રમાણે સાધી શકાતી નથી. આ બધાં કારણોનો

---

૧૧ ब्रह्मकुंडादुत्तरतो गांधर्वं यावदेवच ।
एतत्तेदूषरंख्यातं प्राणिनां मुक्तिदायकं ॥ २९४
सरस्वतीपुराण सर्ग १५

વિચાર કરતાં, સરસ્વતીનો પ્રવાહ સિધ્ધેશ્વર પાસેથી, એટલે હાલના ભૂતિયાવાસણાના પ્રદેશમાંથી દક્ષિણ તરફ વળી, રૂદ્રકૂપથી પશ્ચિમાભિમુખી થઈ સહસ્રલિંગમાં આવતો હતો.

## નદીકાંઠાનાં તીર્થો

### ગાંધર્વતીર્થ અને કાકતીર્થ

આ બન્ને તીર્થો પિશુપર્ણિકતીર્થથી એટલે, હાલના જાળેશ્વરથી પશ્ચિમમાં આવેલાં છે. સ્મશાનમાં જ્યાં સિધ્ધેશ્વર મહાદેવ આવેલા છે, ત્યાં સરસ્વતીના દક્ષિણ કિનારા ઉપર થોડે થોડે અંતરે તે હોવાનું લાગે છે. આ બન્ને તીર્થોનાં માહાત્મ્યની આખ્યાયિકાઓ પુરાણકારે નોંધી છે, તેની પાસે સ્મશાનમાં ઈશ્વરી, અને એકવીરાદેવીઓનાં મંદિરો હતાં. સિદ્ધરાજે તેમને પ્રસન્ન કરી, સિદ્ધિ પ્રાપ્ત કરી હતી એમ પુરાણમાં દર્શાવ્યું છે.[૧૨]

### માતૃતીર્થ અને દુર્ગાતીર્થ

ગાંધર્વતીર્થ સુધી પશ્ચિમાભિમુખી વહેતાં સરસ્વતી ત્યાંથી દક્ષિણાભિમુખી થાય છે. જ્યાંથી તે વહનની દિશા બદલે છે, ત્યાંથી ઉશર(ક્ષાર) ભૂમિની શરૂઆત થાય છે. આ માતૃતીર્થ અને દુર્ગાતીર્થ બન્ને ઉશરમાં આવેલાં છે, એમ પુરાણકાર કહે છે. આજે તે ક્યાં હશે તે જાણવાનું સાધન નથી. માતૃતીર્થ પાસે માતૃઓનાં મંદિરો હતાં, એટલો ઉલ્લેખ કર્યો છે. આજે હરિહરેશ્વર મહાદેવથી પશ્ચિમમાં

---

૧૨ तत्रैव सिद्धराजेन सिद्धिप्राप्ता सुदुर्लभा ।
इश्वरी एकवीरा च यत्र देव्यौ व्यवस्थिते ॥
स्मशानं रौद्रमत्रासीद्भूतप्रेतसमाकुलं ॥ २५२
सरस्वतीपुराण सर्ग १५

માતરવાડી નામનું નાનું ગામડું આવેલું છે, જેની પાસે માતર-ભવાનીનું મંદિર છે. અહીં સપ્તમાતૃઓનાં યંત્રો છે, જે પ્રાચીન છે. પણ હાલનું મંદિર એટલું પ્રાચીન નથી. આથી અનુમાન જાય છે કે, માતરવાડી અને તેની આજુબાજુના પ્રદેશમાં, કોઇ ઠેકાણે માતૃઓનું મંદિર હશે, જે પરાસ્ત થતાં પાછળથી હાલનું મંદિર નવીન બનાવી, તેમાંના પ્રાચીન યંત્રોને અહીં સ્થાપવામાં આવ્યા હશે. આ અનુમાન પ્રમાણે માતૃઓનાં મંદિરો, તથા માતૃતીર્થ નહેરની શરૂઆત થતા સ્થાને નહેરના પૂર્વ કીનારા ઉપર હતાં, એમ ચોક્કસ જણાય છે. દુર્ગાતીર્થ પણ તેની નજદીકમાં જ આવેલું હોવાનું પુરાણકાર કહે છે.

## વારાહતીર્થ

દુર્ગાતીર્થની દક્ષિણમાં વારાહતીર્થ બતાવ્યું છે, જ્યાં સરસ્વતીનું વહન હતું. આથી સરસ્વતીના કીનારા ઉપર, અર્થાત્ નહેરના પ્રવાહ ઉપર વારાહતીર્થ આવેલું હશે એમ લાગે છે, વારાહતીર્થમાં વારાહ ભગવાનનું મંદિર હતું. પ્રાચીન કાળમાં વારાહપૂજાનો પ્રચાર ભારત-વર્ષના કેટલાક વિભાગોમાં પ્રસાર પામ્યો હતો. વારાહતીર્થમાં આવેલ વારાહનું મંદિર પણ તેનું પ્રતીક છે. સિદ્ધરાજ સર્વ ધર્મ પ્રત્યે સહિષ્ણુતા રાખતો હતો, જેથી વારાહ ભગવાનના ભક્તજનોની અનુકૂળતા માટે અહીં સરસ્વતીના કીનારા ઉપર, તેને વારાહતીર્થ અને વારાહનું મંદિર બંધાવ્યું હશે તેમાં શક નહીં.

## પુષ્કરતીર્થ

વારાહતીર્થની દક્ષિણે અને બ્રહ્મકુંડની ઉત્તરે આ તીર્થ આવેલું હોવાનું પુરાણમાં જણાવ્યું છે. બ્રહ્મકુંડ ઉશર ભૂમિની દક્ષિણ સીમા ઉપર આવેલો છે, એટલે વારાહતીર્થ અને બ્રહ્મકુંડની વચમાં પુષ્કર-તીર્થ હતું એમ લાગે છે. અહીં જ્યેષ્ઠ, મધ્ય, અને કનિષ્ઠ એમ ત્રણ કુંડો હતા. ભારત વિખ્યાત અજમેર પાસેના પુષ્કરતીર્થમાં જ્યેષ્ઠ,

મધ્ય અને કનિષ્ઠ એમ ત્રણ પુષ્કરો જણાવ્યાં છે. તે જ પ્રમાણે અહીં પુષ્કરતીર્થની કલ્પના કરતાં, ત્રણ જૂદા જૂદા કુંડો બંધાવ્યા હશે એમ માનું છું. આ પુષ્કરતીર્થમાં ગૌરેયનું મંદિર હતું. સિદ્ધરાજ જ્યારે સરસ્વતીનું આરાધન કરવા ગયો, ત્યારે તેણે પ્રથમ આ ગૌરેય-(ગણપતિ)નું પૂજન કર્યું હતું, પુરાણકારે તેને ઉશર ભૂમિની મધ્યમાં બતાવ્યું છે, તે પ્રમાણે અહીં તે ઉશરની મધ્યમાં જ આવે છે, કારણ આ બધાં તીર્થો ઉશર પ્રદેશમાં આવેલાં છે.

## બ્રહ્મકુંડ અને વિષ્ણુયાન

પુષ્કરથી દક્ષિણમાં બ્રહ્મકુંડ અને વિષ્ણુયાનનાં મહાતીર્થો હતાં. ઉશરની દક્ષિણ સીમા બ્રહ્મકુંડ સુધીની છે. આજે બ્રહ્મકુંડ તરીકે પાટણ શહેરથી ઇશાન ખુણામાં બે ગાઉ દૂર, હરિહરેશ્વર મહાદેવ પાસેનો કુંડ ઓળખાય છે. પરંતુ તે પાછળથી બનાવવામાં આવ્યો હતો, એમ ત્યાંના શિલાલેખ ઉપરથી જણાય છે. આથી અનુમાન જાય છે કે, પ્રાચીન બ્રહ્મકુંડનો વિનાશ થયા પછી, પાટણના ધર્મપ્રેમી સજ્જનોએ અહીં નવીન કુંડ બંધાવી, તેનું બ્રહ્મકુંડ નામ રાખ્યું હશે. હાલના બ્રહ્મકુંડનો જીર્ણોદ્ધાર સંવત ૧૮૪૧ ના માગશર સુદ એકમ ને શનિવારે, ફત્તેહસિંહરાવ ગાયકવાડના પ્રધાન આતાજી અનંતે કરાવ્યો હતો, એમ શિલાલેખ કહે છે.[૧૩] આથી બ્રહ્મકુંડનું મહત્વ પ્રાચીનકાળે જનસમાજમાં વધુ હતું, તેથી સરસ્વતીની નહેરના પૂર્વ કીનારા ઉપર

---

૧૩ श्रीमान् फत्तेहसिंहराव सुधर्मराज्य कुर्याद् गुर्जरे सर्वतो हि।
तस्येवाज्ञाधारकाणां प्रधान आताजीत्यानंत कोनामधयः ॥१॥

× × × ×

तेनैवेदं ब्रह्मरुचंहि कुंडं जीर्णोद्धारं तीर्थराजं कृतंतत्।
संवद्भूमिर्वेदसर्पेन्दुवर्षे मार्गेमासे चाद्यपक्षेशनौच ॥३॥

ब्रह्मकुंडनो शिलालेख

સિદ્ધરાજે બ્રહ્મકુંડ બંધાવ્યો હશે, એમ અનુમાન કરીશું તો તે અસ્થાને નહીં ગણાય. આ બ્રહ્મકુંડની દક્ષિણમાં થોડેક દૂર સરસ્વતીના તટ ઉપર વિષ્ણુયાન આવેલું હતું.[૧૪] તેમાં સ્નાનદાનનું ઉત્તમ ફળ વર્ણવ્યું છે. આથી તે પણ બ્રહ્મકુંડની માફક કુંડ હશે એમ લાગે છે.

## રૂદ્રકૂપ

વિષ્ણુયાનથી દક્ષિણમાં રૂદ્રકૂપ હતો, એમ સ્પષ્ટ શબ્દોમાં પુરાણકાર લખે છે.[૧૫] આથી રૂદ્રકૂપ વિષ્ણુયાનની નજદીક નહેરની વચમાં હોવાનું જણાય છે. આ રૂદ્રકૂપ શા માટે કરવામાં આવ્યો હતો, તેની આખ્યાયિકા આપતાં પુરાણકાર કહે છે કે "નદીનો પ્રવાહ સહસ્રલિંગમાં જવા માટે એટલા જોસથી આવ્યો, કે સિદ્ધરાજ ભય પામ્યો, અને તે વેગનું શમન કરવા તેણે ભગવાન રૂદ્રની સ્તુતિ કરી, આથી શંકરે ત્યાં રૂદ્રકૂપ બનાવી સરસ્વતીના વેગને શાન્ત કર્યો."[૧૬] આ પણ એક રૂપક છે, તેમાંથી એટલું સ્પષ્ટ દેખાય છે કે, સરસ્વતીનો પ્રવાહ ધસારાબંધ આવતો હોવાથી તેને શાન્ત કરવા નહેરની વચમાં એક કુંડ બનાવ્યો હતો. આવા મહાસરોવરોમાં આવતા પાણીના વેગને રોકવા પહેલાં કોઠા યાને કુંડો બાંધવામાં આવતા હતા, જેમાં પાણી ઘુમરી ખાઈ વેગને શાંત કરે છે. એટલું જ નહીં પણ તેમાં ઘસડાઈ આવતી માટી વગેરે, અહીં પાણી ઘુમરી ખાતું હોવાથી

---

૧૪ ब्रह्मकुंडान्नातिदूरे सरस्वत्यां व्यवस्थितं ।
विष्णुयानमितिख्यातं दक्षिणां दिशिमास्थितं ॥ ३९८
सरस्वतीपुराण सर्ग १५

૧૫ विष्णुयानाद्दक्षिणतः सरस्वत्यां व्यवस्थितं ।
रुद्रकूपमितिख्यातं तत्तीर्थं सर्वं कामदं ॥ ४०६
सरस्वतीपुराण सर्ग १५

૧૬ જુઓ સારસ્વતીપુરાણ સર્ગ ૧૫, શ્લોક ૪૦૭ થી ૪૧૪

તળીએ બેસે છે અને તેમાં ગળણીઓ રાખવામાં આવતી, જેમાંથી પાણી ગળાઇ આગળ મોટાં જળાશયોમાં જાય છે. આવી જ યોજના હાલમાં પાટણના ખાનસરોવરમાં, તથા અમદાવાદના કાંકરીઆતળાવમાં કરવામાં આવી છે. જેથી સહસ્રલિંગમાં આવતું જળ રૂદ્રકૂપમાં આવી, વેગનું શમન કરી આગળ વધતું હતું. પુરાણકારે આ કોઠાનું રૂદ્રકૂપ નામ આપી, તેની યથાર્થતા ઠીક સમજાવી છે. કારણ સ્વર્ગમાંથી પડતા ગંગાના પ્રવાહનો વેગ જેમ રૂદ્રે જટામાં ઝીલી શાન્ત કર્યો હતો, તેમ આ પ્રવાહનો વેગ રૂદ્રની માફક આ કૂપમાં શાંત થયો માટે તેનું રૂદ્રકૂપ નામ યથાસ્થાને છે.

## ત્રિવેણીતીર્થ

રૂદ્રકૂપમાં આવી સરસ્વતી વહનની દિશા બદલે છે. કારણ ઉત્તરથી દક્ષિણ તરફ જતાં સરસ્વતી, અહીં પ્રાચી થાય છે એમ પુરાણકાર કથે છે. પુરાણકારે પશ્ચિમાભિમુખી પ્રવાહને પ્રાચી કલ્પી છે, જેની વિસ્તૃત વિચારણા આગળ જળપૂર્તિના વિવેચનમાં કરી છે. તે પ્રમાણે સરસ્વતી રૂદ્રકૂપમાંથી પશ્ચિમાભિમુખિ થતી હતી. પરંતુ રૂદ્રકૂપ અને સહસ્રલિંગ સરોવર વચ્ચે જે નાનકડો પ્રવાહમાર્ગ હતો, તેને પુરાણકાર ત્રિવેણીતીર્થ તરીકે ઓળખાવે છે. એટલું જ નહીં પણ તેને ગંગા, યમુના, અને સરસ્વતીના ત્રણ પ્રવાહોથી યુક્ત ત્રિવેણીના જેટલું જ, અર્થાત્ પ્રયાગતીર્થની ત્રિવેણી જેવું પવિત્ર કહે છે.[૧૭] આથી અનુમાન જાય છે કે, રૂદ્રકૂપમાંથી સરસ્વતી ત્રણ દ્વાર (ગરનાળાં) મારફત બહાર નીકળી, સહસ્રલિંગમાં જતી હતી, તેથી તેને પૌરાણિક સ્વરૂપ આપી પુરાણકારે ત્રિવેણી નામ પાડ્યું હશે.

---

૧૭ यत्र गंगा च यमुना मध्ये देवीसरस्वती ।
वेणीभूतं हि तत्तार्थं प्रयागादतिरिच्यते ॥३॥ सर्ग ११

## સરોવરનાં તીર્થો

સહસ્રલિંગસરોવર, અને તેમાં અક્ષય જળ કરવા નહેર દ્વારા સરસ્વતીનું વહન લાવવામાં આવ્યું હતું, તે યોજના વિચાર્યા પછી સરોવરના તીરપ્રાંતે પુરાણકારે જણાવેલાં તીર્થો, અને મંદિરોના વિવેચન તરફ વળીશું. આ સરોવરના કાંઠા ઉપર સહસ્ર શિવમંદિરો હતાં, જેથી તેનું સહસ્રલિંગ નામ ચરિતાર્થ થયું છે, જે ઇતિહાસ-પ્રસિદ્ધ વાત છે. તદુપરાંત ત્યાં અગાડી વિષ્ણુ, સૂર્ય, દેવી, નકુલીશ, ગણપતિ વગેરેનાં મંદિરો હતાં, એમ પુરાણકાર જણાવે છે. જેની વ્યવસ્થિત વિચારણા યથાક્રમે આગળ કરવામાં આવશે. આ બધાં મંદિરો સરોવરના જે ઓવારાઓ ઉપર હતાં, ત્યાં ત્યાં તે દેવનાં તીર્થો થયાં એમ પુરાણમાં નોંધ્યું છે.[૧૮] આથી દરેક દેવના મંદિર પાસેનો ઓવારો, તે દેવના સ્વતંત્ર તીર્થ તરીકે ઓળખાતો હતો. આવાં કેટલાંયે તીર્થો, તેની ફળશ્રુતિ અને મહાત્મ્ય સાથે સરસ્વતી-પુરાણકારે દર્શાવ્યાં છે, તે બધાંની અનુક્રમે અહીં ચર્ચા કરવામાં આવી છે.

## સહસ્ર શિવમંદિરો

સહસ્રલિંગ નામને ઉજ્જવળ કારકીર્દી અર્પનાર શિવનાં સહસ્રમંદિરો, સરોવરના કાંઠાઓને અપૂર્વ શોભા આપતાં હતાં. તે હકીકતને પ્રમાણભૂત જણાવતાં, આ પુરાણ સિવાય **દ્વયાશ્રય, कीर्तिकौमुदी, हमीरमदमर्दन नाटक** વગેરે ગ્રંથોમાં તેના ઉલ્લેખો કરાયા છે. આ બધા શિવમંદિરો નાની નાની દેરીઓના આકારનાં હોવાનું લાગે છે. આજે પણ વીરમગામના મુનસર તળાવને ફરતા પગથારમાં, આશરે ૩૫૦ દેરીઓ જોવામાં આવે છે. તે જ પ્રમાણે

---

૧૮ यस्ययस्य हि देवस्य यज्जलं पुरतः स्थितम् ।
तस्य देवस्य तत्तीर्थं विज्ञेयं पापनाशनम् ॥ ४८
सरस्वतीपुराण सर्ग १६

સહસ્રલિંગમાં પણ બનાવી હશે, એમ ધારૂં છું. કદાચ વચ્ચે વચ્ચે મોટાં મંદિરો શોભાની વૃદ્ધિ માટે બંધાવ્યાં હોય તો તેમાં નવાઇ નથી. ખાસ કરીને બાણુલિંગો નર્મદાથી લાવવામાં આવે છે. ધર્મશાસ્ત્રો પણ ત્યાંથી જ લાવવાની આજ્ઞા કરે છે. તે પ્રમાણે સિદ્ધરાજે અહીં સ્થાપેલાં શિવલિંગો અમરકંટકથી આણ્યાં હતાં, એ હકીકતને પૌરાણિક સ્વરૂપ આપતાં પુરાણકાર લખે છે કે, સિદ્ધરાજે અમરકંટક પર્વતમાં જઈ, સ્નાન કરી, ઓંકાર પ્રભુને પ્રસન્ન કર્યા બાદ, જે બાણુલિંગો બાણાસુરે નર્મદામાં નાંખી દીધાં હતાં, તેમાંથી સહસ્રબાણુલિંગો પાટણ આણ્યાં હતાં.[૧૯] આથી એટલો જ ખુલાસો થઇ શકે છે કે, સહસ્રલિંગ સરોવરના તીરપ્રાંતે સ્થાપિત કરેલાં શિવલિંગો, નર્મદામાંથી લાવવામાં આવ્યાં હતાં. આવાં શિવમંદિરોની રચના ઉજ્જનમાં મહાકાળેશ્વરના પ્રાંગણમાં આવેલ સરોવર ઉપર પણ હોવાનું જણાયું છે. શિવમંદિરો અને વિવિધ દેવમંદિરો, સરોવરના કાંઠે બાંધવાનું મુખ્ય કારણ, તેના સૌન્દર્યમાં અભિવૃદ્ધિ કરવા ઉપરાંત, તે એક પવિત્ર તીર્થ તરીકે જનસમાજમાં વધુ વિખ્યાત થાય, તેમ બતાવવાનું પણ હશે. કારણ પુરાણકારે આ સરોવરમાં સ્નાન દાનની ફળશ્રુતિ વર્ણવતાં, સહસ્રશિવલિંગોને લઇને તેને ખાસ પવિત્રતા અર્પી છે, એટલું જ નહીં પણ તેને લીધે ત્યાં સ્નાનની વિશિષ્ટતા દર્શાવી છે.[૨૦]

---

૧૯ यदा तु सिद्धराजेन पर्व्वतेऽमरकंटके ।
स्नात्वा च नर्मदीतोये ॐकारस्तोषितः प्रभुः ॥
बाणेन यानिलिंगानि वियुक्तानि नदीजले ।
तेषां सहस्रमुद्धृत्य सिद्धराजः समानयत् ॥ ८५–९२
सरस्वतीपुराण सर्ग १६

२० एकस्मिन् शिवकुंडेपि सलिलं मुक्तिदं नृणां ।
किं पुनर्यत्सहस्रस्य लिंगानां पुरतः स्थितं ॥ ३९
सरस्वतीपुराण सर्ग १६

## સંગમતીર્થ

આ સરોવરમાં સંગમતીર્થ હતું, એવો મોઘમ ઉલ્લેખ પુરાણમાં કરવામાં આવ્યો છે.[૨૧] આથી તેનું સ્થાન નિશ્ચિત કરવાનું મુશ્કેલ બન્યું છે. તે માટે એવું અનુમાન જાય છે કે, સરસ્વતીનું જળ સરોવરમાં જ્યાં પડતું હશે, ત્યાં આ તીર્થ હોવું જોઈએ. પુરાણકાર નદીઓના સંગમસ્થાને સંગમેશ્વરનાં સૂચનો ઘણી વખત કરે છે, તેમ અહીં સરોવરના જળ સાથે, નહેરના પ્રવાહનો જ્યાં સંગમ થતો હશે, અર્થાત્ જ્યાં નહેરનું પાણી પડતું હશે, તે સ્થાને સંગમતીર્થ હશે એમ લાગે છે. અને તે અનુમાન પ્રમાણે, નહેર પૂર્વ બાજુથી આવતી હોવાથી તે સરોવરના પૂર્વ કીનારે હશે એમ માનીશું તો અસ્થાને નહીં ગણાય.

## જલશાયિ

આ સરોવરની અંદર જલશાયિભગવાનની મૂર્તિ હતી એમ જણાવતાં કહ્યું છે કે "સિદ્ધરાજની પ્રીતિને લઈને ભગવાન કેશવ, જલશાયિ રૂપે પવિત્ર અમૃતસાગર (સહસ્રલિંગ સરોવર)માં શયન કરે છે."[૨૨] આથી જલશાયિની મૂર્તિ, જળમાં સરોવરના નીચલા પગથારોમાં હશે એમ માનું છું. આવી મૂર્તિઓ ખાસ કરીને જળાશયોમાં મૂકવામાં આવે છે. આજે પાટણ પાસે હરિહરેશ્વરના બ્રહ્મકુંડમાં, તથા મોઢેરાના સૂર્યકુંડ ઉપર તેવી મૂર્તિઓ જોવામાં આવે છે.

---

૨૧ तस्यैव सरसोमध्ये तीर्थं पापभयापहं ।
संगमंनाम विख्यातं दर्शनात्सर्वकामदं ॥ १२७
सरस्वतीपुराण सर्ग १६

૨૨ प्रीत्यर्थं सिद्धराजस्य पुण्येत्वमृतसागरे ।
जलशायिजगद्योनिस्तस्मिन् स्वपति केशवः ॥ ४९
सरस्वतीपुराण सर्ग ११

તે જ પ્રમાણે અહીં પણ તેવી મૂર્તિની સ્થાપના કરવામાં આવી હશે. હું તે સંગમતીર્થની નજદીકમાં હોવાનું ધારૂં છું. એટલે તે સરોવરના પૂર્વ ઓવારા પાસે હોવી જોઇએ.

## સૌરતીર્થ

જલશાયિથી ઉત્તરમાં સૌરતીર્થ હતું, એમ સ્પષ્ટ શબ્દોમાં નોંધાયું છે.[૨૩] આથી જણાય છે કે પુરાણકારે સરોવરનાં તીર્થોનો વર્ણન ક્રમ પૂર્વ દિશાથી શરૂ કર્યો છે, કારણ જલશાયિ સરોવરના પૂર્વ ઓવારા ઉપર હતા, એમ આગળ જણાવી ગયા છીએ. પૂર્વ એ આદિ દિક્ (દિશા) છે, અને તે પ્રમાણે પુરાણકાર પૂર્વથી તીર્થોનાં વર્ણનો શરૂ કરે તેમાં શક નહીં. અહીં સૂર્યનું મંદિર હશે, એમ લાગે છે. કારણ પુરાણકાર ત્યાં સૂર્યનાં દર્શન કરવાનું મહાત્મ્ય આલેખે છે. અનુક્રમ પ્રમાણે તે સરોવરના ઇશાન ખુણે આવે છે.

## દશાવતારતીર્થ

તે દેવની આગળ સરોવરમાં, પાપોનો નાશ કરનાર દશાવતાર નામક તીર્થ હોવાનો ઉલ્લેખ પુરાણમાં કર્યો છે.[૨૪] **तस्य देवस्य**નો અર્થ અહીં તેના દેવોની આગળ ઘટાવીએ, તો દશાવતારનાં મંદિરોની પાસે તે તીર્થ હતું એમ ચોક્કસ લાગે છે. અનુક્રમ પ્રમાણે વિચારતાં તે, સરોવરના ઉત્તર કીનારે હશે એમ લાગે છે. સરોવરના દક્ષિણ કાંઠે

---

૨૩ तस्य चोत्तरतः तीर्थं सौरं व्याधिहरं परं ।
यत्र भाद्रपदे मासि षष्ठ्यां स्नाति सदा रविः ॥ ५७
सरस्वतीपुराण सर्ग १६

२४ तस्य देवस्य पुरतः तस्मिन् सरसि संस्थितं ।
दशावतारकं नाम तीर्थं पापप्रणाशनं ॥ ६०
सरस्वतीपुराण सर्ग १६

કીર્તિસ્તંભ, અને રાજદુર્ગ હતો એટલે ત્યાં રાજકુટુંબીજનો સિવાય, ઇતર જાહેર જનતા માટે તે કીનારો ખુલ્લો નહીં હોય એમ માનું છું. આથી સરોવરના ઉત્તર કીનારે તે હોવાની વધુ વાસ્તવિકતા ભાસે છે. અહીં દશાવતારનાં જૂદાં જૂદાં મંદિરો હતાં એમ પણ પુરાણકાર નોંધે છે.[૨૫] આ સિવાય દ્વયાશ્રય અને કીર્તિકૌમુદીમાં પણ સરોવરના તીરપ્રાંતે, વિષ્ણુના દશઅવતારોનાં મંદિરો હોવાનું જણાવ્યું છે. આથી સરસ્વતીપુરાણના કથનને પુષ્ટિ મળે છે.

### કુરૂક્ષેત્ર

આ દશાવતારનાં મંદિરો પૈકી વામનભગવાનના મંદિર પાસે કુરૂક્ષેત્ર આવેલું છે.[૨૬] જ્યાં સ્નાન દાનની ફળશ્રુતિનો ઉલ્લેખ કર્યો છે. આથી વામનમંદિર પાસેનો ભાગ કુરૂક્ષેત્ર તરીકે ઓળખાતો હતો. દશાવતારનાં મંદિરો સરોવરના ઉત્તર કીનારે હતાં, એટલે તે પણ ત્યાં જ હશે એમ જણાય છે.

### દશાશ્વમેધિક તીર્થ

આ તીર્થ સરોવરના કાંઠા ઉપર કુરૂક્ષેત્રની આગળ આવેલું છે, એવો ૨૫૪ નિર્દેશ પુરાણકાર જાહેર કરે છે.[૨૭] આથી તે દશાવતારનાં

---

૨૫ दशावतारकेतीर्थे दशमूर्तिः स्वयंस्थितः ।
सिद्धराजस्यशुध्यर्थं विश्वरुपधरो हरिः ॥ ६२
सरस्वतीपुराण सर्ग १६

२६ वामनस्याग्रतस्तत्र कुरुक्षेत्रं सदा स्थितं ।
सरस्वत्यासहायातं कथितंते महानथ ॥ ८१
सरस्वतीपुराण सर्ग १६

२७ दशाश्वमेधिकंतीर्थं तस्यैव पुरतः स्थितं ।
दशानांमश्वमेधानां यत्र स्नातः फलं लभेत् ॥ ८२
सरस्वतीपुराण सर्ग १६

મંદિરોથી આગળ હશે એમ ચોક્કસ લાગે છે. પૂર્વથી અનુક્રમે વિચારતાં તે સરોવરના ઉત્તર કીનારાં નજદીક વાયવ્ય ખુણા ઉપર હશે એવું અનુમાન કરૂં છું. શ્રી. રામલાલ મોદી પણ ત્યાં જણાવતાં તેના સમર્થનમાં કથે છે કે " પાટણથી કાશી જવાનો રસ્તો, સરોવરની ઉત્તર દિશાએ મારવાડમાં થઇને જતો હતો, આથી આ તીર્થ સરોવરની ઉત્તર દિશાએ હોય એ સંભવિત છે." પરંતુ સરોવર ઉપર આવેલાં તીર્થોમાં તેવો કોઇ નિયમ સચવાયો હોય એમ લાગતું નથી. આ કલ્પના ફક્ત કલ્પિત વિચાર તરંગોને મજબુત બનાવવા પુરતી જ છે. તે ઉપર જણાવેલ કુરૂક્ષેત્ર નજદીક હોવાની વધુ વાસ્તવિકતા પુરાણકાર જાહેર કરે છે, જેથી આવાં મનઃકલ્પિત અનુમાનો કરવાની અહીં જરૂરત લાગતી નથી. તેમણે જે કાશી વિશ્વનાથનું ત્યાં મંદિર હોવાનું જણાવ્યું તે યથાર્થ છે, હું પણ તેને સંમતિ આપું છું.

### જાંગલતીર્થ

આ તીર્થ કયાં આવ્યું તેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી, પણ દશાવતારનું સ્થાન જણાવતાં નોંધ્યું છે કે, " જેની દક્ષિણે પ્રભાસ અને પશ્ચિમે જંગલ આવેલું છે, તે બધાં તીર્થોમાં સ્નાન કરવાથી અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. આ દશાવતાર તીર્થમાં ભગવાનની દશ મૂર્તિઓ (અવતારો) સ્વયંસ્થિત થયેલી છે."[૨૮] આથી તે દશાવતારની પશ્ચિમ બાજુએ એટલે સરોવરના કીનારા ઉપર પશ્ચિમ દિશામાં આવેલું હશે, કારણ દશાવતાર સરોવરના ઉત્તર કીનારે હોવાનું જણાવ્યું છે અને તેની જમણી બાજુ પાસે જ પશ્ચિમ દિશા આવે છે. આમ

---

૨૮ प्रभासं दक्षिणेभागे पश्चिमेदिशि जं(जां)गलम्।
तेषु स्नानादिकं सर्वं जनयत्यक्षयं फलं॥ ६१
सरस्वतीपुराण सर्ग १६

વિચાર કરતાં તે દશાશ્વમેધિકતીર્થ પાસે હશે એમ માનું છું. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે, આ પુરાણની મળતી ત્રણે પ્રતોમાં તેને જંગલ તરીકે નોંધ્યું છે. જંગલનો અર્થ વન એવો થાય છે, એટલે ત્યાં સ્નાનની આવશ્યકતા હોવાનું માની શકાય નહીં, એમ સમજી તે જાંગલને બદલે જંગલ લખાણું હશે એમ અનુમાનથી લાગે છે. ત્યારે શું ત્રણે પ્રતોના લહીઆઓએ આવી એકધારી ભૂલ કરી હશે? આ પણ એક અણઉકેલ કોયડો છે. શ્રી. રામલાલ મોદી જાંગલતીર્થની વાસ્તવિકતા બતાવતાં તેને જંઘાલ તરીકે મારીમચડી બંધબેસતું કરી, સરોવરના પશ્ચિમ કીનારા ઉપર તેમણે અનુમાનેલ નહેરના પ્રવેશદ્વાર આગળ હશે એમ જાહેર કરે છે. સરોવરની પાળ નીચે થઇને, નહેરનું પાણી જ્યાં સરોવરમાં પડતું હોય, તે જંઘાલ કહેવાય, તેજ પ્રમાણે સરોવરના નિકાસદ્વારમાં થઇને પાણી જ્યાંથી બહાર નીકળતું હોય, તેને જંઘાલ ન કહેવાય? ખરેખર અહીં જંઘાલની શક્યતા વાસ્તવિક જ નથી, અને તેમ કરી જાંગલતીર્થનું સ્થાન નિશ્ચિત કરવું, તે એક પ્રકારનું સાહસ છે. પ્રાચીન કાળમાં જાંગલ પ્રદેશ મારવાડના એક ભાગને કહેવામાં આવતો હતો, એમ રા. બા. ગૌરીશંકર ઓઝા માને છે,[૨૯] મારવાડ જવાનો રસ્તો સરોવરની ઉત્તર દિશાએથી જાય છે, એટલે શ્રી. મોદીએ કરેલ દશાશ્વમેધિકના અનુમાન પ્રમાણે તે સરોવરના ઉત્તર કીનારે હોવું જોઇએ. પરંતુ સરોવરના તીરપ્રાંતે આવેલ તીર્થોની સ્થાપનામાં, તેવો નિયમ ગ્રાહ્ય કરવામાં આવ્યો જ ન હતો. એટલે તેને સરોવરના ઉત્તર કીનારા ઉપર નહિ મૂકતાં, પશ્ચિમમાં નિકાસદ્વાર નજદીક વાયવ્ય ખુણા પાસે નિશ્ચિત કર્યું હશે એમ લાગે છે. આથી તે સરોવરના વાયવ્ય ખુણા પાસે પશ્ચિમ બાજુ હશે એમ માનું છું.

---

૨૯ ફાર્બસ ગુ. "ત્રૈમાસિક" પુ. ૨, અંક ૧, રાજપુતાનાના ભિન્નભિન્ન વિભાગોનાં પ્રાચીન નામ

## દેવીતીર્થ

આ સરોવરની પશ્ચિમદિશામાં દેવીપીઠ આવેલું છે, એમ પુરાણકાર ખુલ્લી રીતે નોંધે છે.[૩૦] સિદ્ધરાજે સારસ્વતપ્રદેશનાં સ્મશાન, ઉખર (ઉશર), ક્ષેત્ર, પીઠ અને વનનો ઉદ્ધાર કરી, ત્યાં લુપ્ત થયેલ તીર્થોનો પુનરવતાર કર્યો હતો એમ પુરાણમાં નોંધ્યું છે. અર્થાત્ આ પાંચે મહાસ્થાનોમાં, તેને અનેક મહાતીર્થો અને મંદિરોને સ્થાપન કરી હતી. દેવીઓનાં મહાસ્થાનોને પીઠ કહેવામાં આવે છે, તે પ્રમાણે અહીં પણ સિદ્ધરાજે ૧૦૮ દેવીઓનાં મંદિરો સ્થાપી, દેવીપીઠ બનાવ્યું હતું. ત્યાં હરસિદ્ધિથી આરંભી વિજયા સુધીની ૧૦૮ દેવીઓને સ્થાપિત કરી હતી.[૩૧] **द्वयाश्रय**માં પણ તેનો મોઘમ ઉલ્લેખ કર્યો છે.[૩૨] આ જ પ્રમાણે ઓરિસ્સા પ્રાંતમાં આવેલ ભુવનેશ્વર મહાદેવ પાસેના દેવીપાદહરા સરોવર ઉપર ૧૦૮ દેવીનાં મંદિરો આજે પણ મોજુદ છે.

## વિંધ્યવાસિનીનું મંદિર

પીઠનું આટલું વર્ણન કર્યા પછી પુરાણકાર સરોવરની મધ્યમાં સ્વર્ગમાર્ગ જેવા પ્રદેશવાળો દ્વીપ (બેટ) હોવાનું નોંધતાં જણાવે છે કે "આ સરોવરની મધ્યમાં સ્વર્ગમાર્ગપ્રદેશક, વિંધ્યશૃંગથી પણ અધિક મનોરમ સ્થાન જોઇને, તે દેવી(વિંધ્યવાસિની)એ ત્યાં પોતાનું

---

૩૦ **अपरस्यां दिशिख्यातं तस्मिन् सरसि सिद्धिदं ।**

૩૧ **हरसिद्धिं समाश्रित्य यत्र देव्यो व्यवस्थिता ॥**

... ... ... ...

**विजयांतं समुद्दिष्टं शतमष्टोत्तरं द्वीज ॥ १३६ थी १५१**

**सरस्वतीपुराण सर्ग १६**

૩૨ **सदेवानां शतंसाग्रप्रासादान्मातृकल्पिकः ।**

**द्वयाश्रयकाव्य सर्ग १५ श्लो. ११९**

સ્થાન બનાવ્યું."[૩૩] આથી સરોવરની મધ્યમાં વિંધ્યવાસિનીનું મંદિર હતું, એમ અનુમાન જાય છે. સરોવરની વચ્ચોવચ આજે પણ એક બેટ છે, જે રાણીના મહેલથી ઓળખાય છે. બર્જેસે ત્યાં રુદ્રેશ્વરનું મંદિર હોવાની કલ્પના કરી છે. મહાસરોવરમાં શિલ્પશાસ્ત્રના નિયમ મુજબ બકસ્થલ કરવામાં આવે છે, તે પ્રમાણે આ સરોવરમાં પણ બકસ્થલ (ટેકરો) હતું, એમ મોહપરાજયમાં નોંધાયું છે. પુરાણકાર ત્યાં વિંધ્યવાસિનીનું મંદિર હોવાનું જણાવે છે. આથી આ સરોવરની વચ્ચેના ટેકરા ઉપર તે મંદિર હશે, એમાં શક નથી. તેમાં જવાનો માર્ગ સરોવરની પશ્ચિમ તરફ આવેલ પીઠ સ્થાનમાંથી હતો, એમ માનું છું. કારણ પુરાણકર્તાએ દેવીપીઠમાં જ તેનું વર્ણન આપ્યું છે. આથી સરોવરની મધ્યમાં જવાનો પૂલ, પીઠમાંથી શરૂ થતો હશે, એમ અનુમાન છે. આજે પણ અમદાવાદના હૌઝેકુતુબ યાને કાંકરીઆ તળાવની મધ્યમાં તેની નગીના વાડીની રચના જોવામાં આવે છે. તેજ પ્રમાણે સહસ્રલિંગની મધ્યમાં, વિંધ્યવાસિનીના મંદિરની વ્યવસ્થા કરી હશે, એમ જણાય છે.

## પ્રભાસતીર્થ

આ તીર્થ દશાવતાર સાથે સંકળાયેલું છે. તેને માટે વિશેષ ઉલ્લેખ પુરાણમાં થયલો નથી. ફક્ત દશાવતારના વર્ણનમાં તે તેની દક્ષિણે હતું, એમ મોઘમ ઉલ્લેખ કરાઇ, ત્યાં સ્નાનદાનનું માહાત્મ્ય વર્ણવાયું છે. શ્રી. રા. ચુ. મોદી તેને સરોવરની દક્ષિણે માને છે, પણ તે વાસ્તવિક લાગતું નથી. કારણ દશાવતારનો માહાત્મ્યમાં તેની અંતર્ગત

---

૩૩ तस्यैव सरसोमध्ये स्वर्गमार्गप्रदेशकः ।
विंध्यशृंगादप्यधिकं तंद्रष्ट्वातिमनोरमं ॥
स्थिता तत्रैव सा देवी श्वेतपीठेन संयुता ॥ १५८–५९
सरस्वतीपुराण सर्ग १६

નોંધ હોવાથી, તે દશાવતારની દક્ષિણે (જમણી બાજુ) હશે એમ વધુ યોગ્ય લાગે છે. એટલે તે દશાશ્વમેધિક તીર્થ અને જાંગલતીર્થની વચ્ચે હશે, એવો મારો અભિપ્રાય છે. ત્યાં સોમનાથનું મંદિર હશે એમ તેમણે અનુમાન કર્યું છે, પણ આટલાં બધાં સ્થાનોનો નિર્દેશ કરતાં, તેવા ચૌલુક્ય કુલદેવના મંદિરને પુરાણકર્તા છોડી દે, એમ માની શકાય નહીં. તળાવનો દક્ષિણ કિનારો રાજકુટુંબીઓ પૂરતો જ હશે; કારણ રાજગઢીનો દરવાજો ત્યાં હતો. સાધારણ રીતે રાજકુટુંબીઓ માટે સ્વતંત્ર ઓવારા નિશ્ચિત કરવામાં આવે છે. રાજપૂતાનાનાં કેટલાંક તળાવોમાં આવા રજવાડા માટે અનામત ઓવારા હોય છે. આથી દક્ષિણ તરફનો ઓવારો ફક્ત રાજકુટુંબીઓ માટે અનામત હોય તો પણ તેમાં નવાઈ નથી.

## નકુલીશ

આ સરોવરના કાંઠા ઉપર નકુલીશનું સ્થાન હતું, એમ ગ્રંથકાર નોંધે છે,[૩૪] એટલું જ નહીં પણ તેનું માહાત્મ્ય કાયાવરોહણ (કારવણ) જેવું જ અપ્રતિમ જણાવ્યું છે. વડોદરા પ્રાંતમાં આવેલું કાયાવરોહણ (કારવણ), નકુલીશ યાને પાશુપત સંપ્રદાયનું આદ્યસ્થાન છે. આ સ્થાન દેવીપીઠથી આગળ સરોવરના દક્ષિણ કીનારા ઉપર હશે, એવા શ્રી. મોદીના અનુમાનને હું અનુસરૂં છું. કારણ અનુક્રમે પણ તે ત્યાં જ આવે છે. ત્યાં સ્નાનદાનની ફળશ્રુતિ દર્શાવાઇ છે, પણ તેના આગળના ઓવારાનું નામ જણાવાયું નથી. અનુમાનથી તે નકુલીશતીર્થ તરીકે પ્રખ્યાત હશે, એમ લાગે છે.

## વિનાયકતીર્થ

નકુલીશતીર્થ પછી પુરાણકાર ત્યાં વિનાયકતીર્થ અને સિદ્ધિ-

---

૩૪ तत्र पुण्यतमे स्थाने नकुलीशः स्वयंस्थितः ।
स्थापितः सिद्धराजेन यथा कायावरोहणे ॥ १९१
सरस्वतीपुराण सर्ग १६

વિનાયકની હકીકત જણાવે છે.[૩૫] તેને માટે પુરાણકારે નિશ્ચિત સ્થાન જણાવ્યું નથી, પણ અનુક્રમ પ્રમાણે નકુલીશથી આગળ દક્ષિણ કીનારા ઉપર હશે. શ્રી. રામલાલ મોદીએ પણ ત્યાં જ મૂકયું છે. આ ગણપતિની સ્થાપના કદાચ સરોવરની શરૂઆતમાં કરી હોય તો તેમાં શક નહીં: કારણ દરેક કાર્ય અવિઘ્ન રીતે પાર પાડવા માટે વિનાયકનું પૂજન આવશ્યક છે. પુરાણકર્તાએ આ તીર્થ અને ગણપતિની, બીજાં તીર્થો માફક પ્રશસ્તિ ગાઈ તેનું સવિસ્તર માહાત્મ્ય નોંધ્યું છે.

## સ્વામિતીર્થ

આ સરોવરના કાંઠા ઉપર મહાસેનનું મંદિર હતું, એમ પુરાણકાર કથે છે. મહાસેનનું અપરનામ કાર્તિકેય યાને ષણ્મુખ છે. તે મંદિરની પાસેના ઓવારા ઉપર ત્યાં સ્વામિતીર્થ હોવાનો ઉલ્લેખ કર્યો છે. પુરાણકાર આ મહાસેનની મૂર્તિ સિદ્ધરાજ કયાંથી લાવ્યા હતા તેનો પૂર્વ ઇતિહાસ જણાવતાં નોંધે છે કે, અવંતિના મહાકાળ જ્યારે સિદ્ધરાજ ઉપર પ્રસન્ન થઇ પાટણ આવ્યા ત્યારે આ મહાસેન પણ તેમની સાથે જ આવ્યા હતા.[૩૬] આથી સિદ્ધરાજ અવંતિથી કાર્તિકેયની મૂર્તિ લાવ્યા હશે, એમ ચોક્કસ લાગે છે. **सुकृतसंकीर्तन**માં જણાવ્યું છે કે, સિદ્ધરાજનો પિતા કર્ણ નીલકંઠ મહાદેવની મૂર્તિ ધારાથી લાવ્યો હતો. તે જ પ્રમાણે સિદ્ધરાજ પણ અવંતિના વિજયસ્મારકમાં બીજી અનેક વસ્તુઓ સાથે કાર્તિકેયની મૂર્તિ લાવ્યા હોય, એમ માનવાને કારણ

---

૩૫ उत्तमं उततत्तीर्थं यत्रासौ विघ्ननायकः ।
सिद्धराजस्य सिध्यर्थे स्थितः सिद्धिविनायकः ॥ १९७
सरस्वतीपुराण सर्ग १६

૩૬ यदा यातो महाकाल सिद्धराजेन तोषितः ।
महासेन सदा यातः सिद्धेशस्य जयप्रदः ॥ २०४
सरस्वतीपुराण सर्ग १६

છે. અહિં સ્વામિતીર્થમાં સ્નાનદાનની મહત્ફળશ્રુતિ પુરાણકર્તાએ નોંધી છે. વધુમાં ત્યાં મહાકાલી અને મહાલક્ષ્મીનાં મંદિરો હતાં, એમ પુરાણ ઉપરથી જણાય છે.

## મહાકાલ અને પિશાચમોચનતીર્થ

ત્યાંથી નજદીકમાં મહાકાલેશ્વરનું મંદિર હતું. એટલું જ નહીં પણ અવંતિમાં આવેલાં જે ક્ષીપ્રા વગેરે મહાસ્થાનો હતાં તે બધાએ અહીં મહાકાલની નજદીકમાં નિવાસ કર્યો હતો એમ પુરાણ દર્શાવે છે.[૩૭] ભારતવર્ષનાં સર્વશ્રેષ્ઠ મહાતીર્થોને સરોવરની આજુબાજુના પ્રદેશમાં સ્થાપવાનો મહારાજાધિરાજ સિદ્ધરાજનો અભિલાષ હતો, તેથી જ તેણે આ સરોવર ઉપર ભારતનાં મહાન્ તીર્થો અને મંદિરોની કલ્પના કરી હતી, એમ સમજાય છે. આ મંદિરની નજદીકના ઓવારા ઉપર પિશાચમોચનતીર્થ આવેલું હતું. પિશાચમોચનનો સામાન્ય અર્થ પ્રેતયોનિમાંથી મુક્તિ. આથી ત્યાં પ્રેતાત્માઓને સદ્ગતિએ પહોંચાડવા શ્રાદ્ધાદિક કાર્યો થતાં હોવાં જોઈએ, એવું અનુમાન છે, જેને પુરાણથી પણ પુષ્ટિ મળે છે.[૩૮] આ તીર્થ સરોવરના પૂર્વ કાંઠે હશે, એમ જણાય છે. આ સિવાય મહાકાલની પાસે કોટીતીર્થ હોવાનો પુરાણમાં ઉલ્લેખ છે.[૩૯]

---

૩૭ अवन्त्यां यानि तीर्थानि क्षिप्राद्याः सरितस्तथा।
महाकालस्य पुरतो नित्यं तत्र स्थितानिच ॥ २१७
सरस्वतीपुराण सर्ग १६

३८ पिशाचमोचनं तत्र तीर्थं मुक्तिप्रदंभुवि ।
प्रेतभावाद्विमुच्यन्ते पितरो यत्र तर्पिताः ॥ २२२
सरस्वतीपुराण सर्ग १६

३९ कोटीतीर्थं तु तत्रैव देवस्य पुरतःस्थितं ।
स्नानदानादिकं यत्र कृतं कोटीगुणं भवेत् ॥ २२१
सरस्वतीपुराण सर्ग १६

## સૂર્યતીર્થ

આ સરોવરના કાંઠા ઉપર સૂર્યતીર્થ હોવાનો ઉલ્લેખ છે. પ્રાચીન અને મધ્યકાલમાં સૂર્યપૂજાનો પ્રચાર સારાયે ભારતવર્ષમાં વધુ ફેલાયો હતો, તેનાં પ્રતીક રૂપે ઠેર ઠેર સૂર્યમંદિરો યા તો તેનાં ખંડેરો જોવામાં આવે છે. તે કાળે ગુજરાતમાં પણ સૂર્યપૂજાનો પ્રવાહ સારી રીતે વહેતો હતો, એમ મોઢેરા, પ્રભાસ, વલભિપુર વગેરેનાં સૂર્યમંદિરોથી જ્ઞાત થાય છે. વલભિપુર અને પ્રભાસનાં મંદિરો આજે અસ્તિત્વ ધરાવતાં નથી પણ તે માટે પૂરતાં પ્રમાણો મળે છે. આ જ કારણને લઈ ગુર્જરેશ્વર સિદ્ધરાજે ભગવાન ભાસ્કર પ્રત્યે ભક્તિભાવ પ્રદર્શિત કરવા, સહસ્રલિંગ સરોવરના તટ ઉપર ભાયલસ્વામિ નામનું સૂર્યમંદિર બંધાવ્યું હતું. આથી તેની નજદીકનો ઓવારો સૂર્યતીર્થ તરીકે પ્રસિદ્ધ હશે, એમ જરૂર લાગે છે. ભાયલસ્વામિની મૂર્તિ અહીં સ્થાપન કરવાની પ્રેરણા સિદ્ધરાજને મધ્યપ્રાંતમાંથી થઈ હોવાનું જણાય છે. કારણ તે સંબંધમાં પુરાણકાર ખુલાસો કરે છે કે, પૂર્વે સિદ્ધરાજે વેત્રવતીના તટ ઉપર, વૈદિશ (ભેલસ) નગરમાં સૂર્યનારાયણને પ્રસન્ન કર્યા હતા.[૪૦] વૈદિશનગરના ભાયલસ્વામિ તે કાળમાં વધુ પ્રખ્યાત હતા. ભારતીય સૂર્યક્ષેત્રોમાં તે આદિત્યનું મુખ્ય ધામ ગણાતું. ગ્વાલીયર રાજ્યમાં આવેલ ઉદયપુર ગામના સં. ૧૨૨૯ના અજયપાળના શિલાલેખમાં તેને અમુક જમીન દાનમાં આપ્યાનું જણાવાયું છે.[૪૧] આથી સિદ્ધરાજને

---

૪૦ अतःपरं तु तत्रैव सूर्यतीर्थमनुत्तमं ।
भायलस्वामिनावापि आदित्यो यत्र तिष्ठति ॥ २२९
भक्त्यातु सिद्धराजेन यः पुरा परितोषितः ।
वैदिशं नगरं गत्वा वेत्रवत्या तटे स्वयं ॥ २३०

सरस्वतीपुराण सर्ग १६

૪૧ ફાર્બસગુજરાતીસભા તરફથી પ્રકાશિત ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨ પા. ૭૧

પણ સરોવર ઉપર તેવું ભાયલસ્વામિનું મંદિર બંધાવવાની પ્રેરણા થઈ હશે, જેથી તેણે અહીં તેમનું મંદિર બંધાવ્યું હતું.

### કોલ્લાપીઠ

સ્વામીતીર્થથી આરંભી પિશાચમોચન અને સૂર્યતીર્થ વચ્ચેનો પ્રદેશ કોલ્લાપીઠ તરીકે ગણાતો હતો, એમ લાગે છે. કારણ સ્વામિતીર્થ પાસે મહાકાલી અને મહાલક્ષ્મીનાં સ્થાનો ગણાવ્યાં છે. તે જ પ્રમાણે કોલ્લાપીઠમાં પણ તેનો પુનરૂલ્લેખ કર્યો છે. આથી બન્ને ઠેકાણે તેવાં જૂદાં જૂદાં સ્થાનો હોય એમ માની શકાય નહીં. આ કારણને અનુલક્ષી સ્વામીતીર્થથી સૂર્યતીર્થ પર્યંતનો પ્રદેશ કોલ્લાપીઠ તરીકે પ્રસિદ્ધ હશે એમ અનુમાન કરૂં છું. ત્યાં મહાકાલી અને મહાલક્ષ્મી ઉપરાંત કોલ્લાદેવી, કંકાલી અને ભૈરવનાં સ્થાનોનો વિશેષ ઉલ્લેખ કર્યો છે.[૪૨] કોલ્લાદેવી પ્રત્યે મહારાષ્ટ્રવાસીઓ અપૂર્વ ભક્તિભાવ સેવે છે. સિદ્ધરાજનું મોસાળ મહારાષ્ટ્રમાં હતું. તે કારણે તેને માતૃપક્ષની કુલાંબાનું અહીં સ્થાપન કરવાનો આશય કેમ ન સાધ્યો હોય? શ્રી. રામલાલ મોદી ત્યાં કોલ્લાતીર્થ હોવાનું અનુમાન કરે છે, પણ પુરાણકારે તે બદલ તદ્દન મૌન સેવ્યું છે. જેથી ત્યાં તેવું તીર્થ હોય એમ લાગતું નથી. જો ત્યાં તેવું તીર્થ હોત તો પુરાણકાર અવશ્ય તેની નોંધ લીધા વગર રહેત નહીં. પુરાણકારે કોલ્લાદેવીનું નિશ્ચિત સ્થાન દર્શાવ્યું નથી પણ મોઘમ તે કપાલેશ્વરની દક્ષિણે હોવાનું નોંધ્યું છે.[૪૩] આથી તે સરોવરના પૂર્વ કીનારા ઉપર અગ્નિખૂણા પાસે હશે, એમ માનું છું.

---

૪૨ पीठं कोल्लापुरं नाम देवीनां प्रीतिवर्धनं ।
महालक्ष्मी सनाथस्तु भैरवस्तत्र नायकः ॥ २३९
सरस्वतीपुराण सर्ग १६

૪૩ कपालेश्वरदेवस्य दक्षिणे तत्प्रतिष्ठितं ॥
कोल्लापुरं महापीठं साधकानां तु सिद्धिदं ॥ २४४
सरस्वतीपुराण सर्ग १६

## કપાલેશ્વર, ભૂતમાતા, ભૂતેશ્વર, વગેરે

કપાલેશ્વરની દક્ષિણે કોલ્લાપીઠ હતું, એમ આગળ જણાવી ગયા છીએ, એટલે તે કોલ્લાપીઠથી ઉત્તરમાં હતું એમાં શક નથી. આ સંકલનાને અનુલક્ષી વિચારતાં કપાલેશ્વર સરોવરના પૂર્વ કીનારા ઉપર ઉત્તર દિશામાં હશે, એમ અનુમાન જાય છે. તેની ઉત્તરે ભૂતમાતા અને ભૂતેશ(ભૂતેશ્વર)નાં મંદિરો હતાં, એમ પુરાણકાર કથે છે.[૪૪] આથી કપાલેશ્વરની પણ ઉત્તરે તે બન્નેનાં મંદિરો હશે એમ લાગે છે. અહીં તે દેવોનાં નામ સાથે સંબંધ ધરાવતું તેવું કોઇ તીર્થ હશે કે કેમ, તે માટે પુરાણકારે કંઈ પણ ખુલાસો કર્યો નથી.

સરોવરનાં તીર્થો અને મંદિરોનો ક્રમ અહીં આવતાં અટકે છે. આગળ જણાવ્યા પ્રમાણે પુરાણકારે તટવર્તી તીર્થો, મંદિરો વગેરેનાં વર્ણનનો ક્રમ પૂર્વથી શરૂ કર્યો છે અને તે યથાક્રમે ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણે થઇ પુનઃ પૂર્વમાં સમાપ્તિ પામે છે. આથી પુરાણકારે તે બધાનો ક્રમ પૂર્વથી શરૂ કર્યો હતો, એમ ચોક્કસ લાગે છે.

## મહાવન

સરોવરની પશ્ચિમે મહાવન હતું જેનો પુરાણકારે સ્પષ્ટ નિર્દેશ કર્યો છે.[૪૫] આથી દેવીપીઠની પાછળ સરોવરથી પશ્ચિમમાં મોટું વન યાને બગીચો હતો, એમ સહેજે જણાય છે. આ વનની અંદર સર્વકાળમાં ઉત્પન્ન થતાં ફળફળાદિકનાં મનોરમ્ય વૃક્ષો હતાં. તે બધાં વૃક્ષોની નોંધ લેતાં પુરાણકાર ત્યાં ચંપો, અશોક, ફણસ, આંબા,

---

૪૪ भूतमाता च भूतेशः कपालेशस्य चोत्तरे ।
प्रभावात् सिद्धराजस्य मंदरेण सह स्थितौ ॥ २५९

૪૫ पश्चिमे तस्य सरसः स्थितं ब्रह्मन्महावनं ।
सर्वकालफला यत्र वृक्षा सन्ति मनोहराः ॥ २६०

सरस्वतीपुराण सर्ग १६

જાંબુડી, કદંબ, ચંદન, તગર, વડ, ઉમરો, પિચુમંદ (લીમડા) આંબળાં વગેરે વૃક્ષો ગણાવે છે. તદુપરાંત ત્યાં વાવ, કૂવા, તલાવો વગેરે પણ હતાં[46] સરોવરનું નિકાસદ્વાર પશ્ચિમ તરફ હતું, જ્યાં આ મહાવન આવેલું હોવાનું જણાવ્યું છે. આથી એમ લાગે છે કે, પશ્ચિમ તરફ જતાં સરસ્વતીના વહનનો ઉપયોગ કરી, ત્યાં મોટું વન યા તો બગીચો જનસમાજના ઉપયોગ માટે બંધાવાયો હશે. द्व्याश्रयकाव्यમાં પણ અણહિલપુર નજદીકમાં સુંદર બગીચાઓ હોવાનું નોંધ્યું છે.[47]

## રાજપ્રાસાદ અને કીર્તિસ્તંભ

તીર્થો અને મંદિરો સિવાય સરોવરના કાંઠા ઉપર રાજપ્રાસાદ હતો, એમ મોહપરાજય ઉપરથી જણાય છે. આ મહાસરોવર, તેને ફરતાં સહસ્ર શિવમંદિરો, અન્ય દેવદેવીઓનાં મંદિરો અને રાજમહેલ વગેરેથી વધુ દેદીપ્યમાન લાગતું હતું, એટલું જ નહીં પણ સરોવર અને તેની આજુબાજુનો પ્રદેશ એટલો સુરમ્ય અને મનોહર લાગતો હશે, જેનું વર્ણન કલ્પનાતીત હોઇ વાણીદ્વારા વ્યક્ત કરવું મુશ્કેલ છે. આથી જ સહસ્રલિંગ સરોવરની અમરકીર્તિ ગુજરાતભરમાં ઘેરઘેર ગવાતી. દૂરદૂરથી અણહિલપુરની યાત્રાએ આવતા યાત્રિકો, આ મહાસ્થાનનાં દર્શન કરી, પોતાના જીવનને ધન્ય બનાવતાં. અહીં માલવાના વિજયસ્મારકને વ્યક્ત કરતો કીર્તિસ્તંભ સિદ્ધરાજે બંધાવ્યો હતો, જેની નોંધ પ્રબંધચિંતામણિ, કીર્તિકૌમુદિ, મોહપરાજય અને સમરરાસુમાં

---

૪૬ वापीकूपतडागेषु जलप्रस्रवणेषु यत् ।
तस्मिन्वने स्थितं पुण्यं स्नानात्स्वर्गप्रदं नृणां ॥ २६६
सरस्वतीपुराण सर्ग १६

૪૭ भान्ति मत्तेभगामिन्यो रम्भास्तंभ निभोरवः ।
सर्वर्तुमण्डितोद्याने ष्वत्रत्कारस्रूवोङ्गना : ॥ ११
द्व्याश्रय महाकाव्य सर्ग १

સેવાઇ છે.[૪૮] આવા કીર્તિસ્તંભો રાજાઓ કોઇ અભિનવ કાર્યના સ્મારકમાં ઉભા કરતા, અને તેમાં તે મહાન્ કાર્યની પ્રશસ્તિ રજુ કરવામાં આવતી. તે જ પ્રમાણે સિદ્ધરાજે અહીં કીર્તિસ્તંભ બંધાવ્યો હતો.

### શિક્ષાગૃહો અને સત્રશાળાઓ

રાજકીય અને ધાર્મિક દૃષ્ટિએ આ બધાં સ્થાપત્યો બંધાવ્યા પછી ગુર્જરેન્દ્રને કેટલીક ઉણપો લાગેલી, તે વિદ્યાકલાના કેન્દ્રોની. કારણ આદર્શ જીવનનું ઉત્કૃષ્ઠ સાધન વિદ્યા અને સંસ્કૃતિદ્વારા મેળવી શકાય છે. તેવા ઉચ્ચ આદર્શોને પહોંચી વળવા શારદાસદનોની ખાસ આવશ્યકતા હોય છે. આથી જ તેણે સરોવરના તીરપ્રાંતે વિદ્યાલયો, સત્રશાળાઓ, અને મઠો બંધાવ્યાં હતાં, એમ દ્વયાશ્રયકાવ્ય તથા સહસ્રલિંગપ્રશસ્તિના પ્રાપ્તખંડ ઉપરથી જ્ઞાત થાય છે.[૪૯] આ વિદ્યાલયોમાં સર્વ પ્રકારની વિદ્યાઓ ભણાવવામાં આવતી. તેમાં

---

૪૮ (૧) यस्योच्चैः सरस्तीरे राजते राजतोज्ज्वलः ।
कीर्तिस्तंभ नभोगंगा प्रवाहोऽवतरन्निव ॥ ७६ ॥
कीर्तिकौमुदी सर्ग १

(२) कीर्तिस्तंभमिषोच्च दण्डरुचिरामुत्सृज्य बाहोर्बला ॥
प्रबंधचिंतामणि पा. १०२

(३) कीतिखंभुकिरि अवर रहेसि मागइ आखंडलु ॥
समररासु. प्राचीन गु. का. सं. पा. २९

૪૯ (१) थमधर्मपालनपदोपाध्याय शिक्षागृहं, शाश्वत्
पौरसमृद्धिवर्धन महाक्षेत्रं यदुर्वीतले ।
सहस्रलिंगप्रशस्ति पंक्ति १

(२) सवार्तिक सूत्रिकान्कालप सूत्रानागमविधिकान् ।
सांसर्गविद्यां स्त्रविद्यानांगविद्यांश्च कोविदान् ॥ ११९
द्वयाश्रय महाकाव्य सर्ग १५

એકલા બ્રાહ્મણોને જ નહીં પણ સર્વ દ્વીજો( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય )ને પણ ધર્મશાસ્ત્ર ઉપરાંત ક્ષાત્રવિદ્યા અને વૈશ્ય( વાણિજ્ય ). વિદ્યાનું શિક્ષણ આપવામાં આવતું હતું.[૫૦] આથી સરોવર ઉપર ચાલતા છાત્રોના સ્વાધ્યાય ગુંજાર, બ્રાહ્મણોના વેદોચ્ચાર અને દેવમંદિરોના ઘંટાનાદો વડે સરોવરની આજુબાજુનો સારોયે સારસ્વતપ્રદેશ કર્ણપ્રિય કોલાહલોથી વ્યાપ્ત રહેતો. મઠો અને સત્રશાળાઓમાં ધર્મચર્ચા અને યજ્ઞકાર્યો ચાલતાં. આથી સરોવરની આજુબાજુનો વિભાગ જાણે કોઇ દેવનગર હોય તેવો લાગતો. આ વિદ્યાશાળાઓ અને સત્રશાળાઓ ક્યાં હતી તે નિશ્ચિત રીતે જણાવ્યું નથી. શ્રી. રામલાલભાઇએ તેને ઉત્તરહિંદના રાજમાર્ગ ઉપર હોવાનું અનુમાન કર્યું છે જે સયુક્તિક છે.

## ધર્મશાળાઓ

સરસ્વતીપુરાણકારે સરોવર ઉપરનાં તીર્થો અને દેવમંદિરોની સવિસ્તર નોંધ આપી છે, પરંતુ એણે ઐતિહાસિક ગ્રંથકારોએ જાહેર કરેલ કીર્તિસ્તંભ, રાજપ્રાસાદ, વિદ્યાલયો, સત્રશાળાઓ વગેરે માટે કાંઇ પણ નિર્દેશ કર્યો નથી. આથી આશ્ચર્ય થાય છે કે આટલી સૂક્ષ્મ નોંધ લેનાર પુરાણકર્તાએ આવાં પ્રશસ્ય મહાસ્થાનોને આ પુરાણમાં કેમ નહીં અપનાવ્યાં હોય ! તે માટે અનુમાન જાય છે કે પુરાણરચયિતાનો મૂળ આશય સહસ્રલિંગ સરોવરને ધાર્મિક દૃષ્ટિએ એક મહાતીર્થ તરીકે પ્રસિદ્ધ કરવાનો હોઇ, કીર્તિસ્તંભ તથા રાજપ્રાસાદ જેવાં બીનધાર્મિક રાજકીય સ્થાપત્યોને જાણી જોઇને જ છોડી દીધાં હશે.

---

૫૦ क्षात्रविद्यान्धार्मविद्याँ ल्लोकायितिक विद्विषः ।
याज्ञिकानौकियकांश्चात्र चक्रे प्रीणयितुं मठान् ॥ १२०
पापकाक कुलश्येन पातायां तत्तटीभुवि ।
सत्रशाला नृपश्चक्रे तिलपात क्रियाजुषाम् ॥ १२१ ॥
द्वयाश्रय. सर्ग १५

પુરાણકારે અહીં બ્રાહ્મણો, યતીઓ અને તપસ્વીઓ માટે ધર્માગારો બંધાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.[૫૧] આથી ઉપર્યુક્ત અનુમાન પ્રમાણે તેણે ધાર્મિક સ્થાપત્યોની જ નોંધ લીધી હતી, એમ ચોક્કસ લાગે છે. આ ધર્માગારોમાં સત્રશાળાઓ અને મઠોનો સમાવેશ થઇ જાય છે. આમ સરોવરના તીરપ્રાંતે ધર્મશાળાઓ પણ બંધાવવામાં આવી હતી એમ જણાય છે. તેનું પણ સ્થાન નિશ્ચિત નથી. અનુમાનથી વિદ્યાલયોની નજદીકમાં હશે એમ લાગે છે.

## ઉપસંહાર

સમગ્ર દૃષ્ટિએ વિચારતાં આ વિભાગ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે ગુર્જરેશ્વર સિદ્ધરાજે બંધાવેલ મહાસરોવર સહસ્રલિંગ સામાન્ય તલાવ જેવું સરોવર ન હતું, પણ તે એક અદ્વિતીય મહાસ્થાન હોઇ, તેની યોજના, રચના, સ્થાપત્યકળા અને સુંદરતા ગુજરાતભરનાં શિલ્પસ્થાપત્યોમાં અપૂર્વ છાપ પાડતાં. તેથી જ તેની કીર્તિગાથાઓ ગુજરાતના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરેલી હતી. તેનો પ્રભાવ અને મહત્તા સૂચવતી કેટલીક દંતકથાઓ, આ સરોવરના ઇતિહાસ સાથે સંકલિત થયેલી છે, પરંતુ તેને પ્રામાણિક ઠરાવવા વધુ પુરાવાઓની અપેક્ષા રહે છે. આ સરોવરની આવી સિલસિલાબંધ યોજના આ પુરાણ સિવાય બીજા કોઇ પણ ગ્રંથમાં નોંધાઇ નથી. આમ ગુજરાતના ઇતિહાસમાં ઉમેરી શકાય તેવી કેટલીક અનઅનુભૂત હકીકતો આ ગ્રંથમાંથી પ્રાપ્ત થતી હોવાથી ગુજરાતના ઐતિહાસિક સાહિત્યમાં આ પુરાણ એક ઐતિહાસિક ગ્રંથ તરીકે સ્થાન પ્રાપ્ત કરે છે. ગુર્જરજન-સમાજની બત્રીસીએ ગવાયેલ "રાણકી વાવ, દામોદર કૂવો, ન

---

૫૧ सत्रागाराणि तेनैव स्थापितानि सरस्तटे ।
ब्राह्मणानां यतीनांच तृप्त्यर्थं च तपस्विनाम् ॥ १२३ ॥
सरस्वतीपुराण सर्ग १६

જુએ તે જીવતો મુઓ ”—આ બન્ને રાણીની વાવ તથા દામોદર કૂવો સરોવરના કાંઠા ઉપર જ આવેલાં છે. આ વાવ ભીમદેવ સોલંકીની રાણી ઉદયમતિએ બંધાવી હતી. દામોદર કૂવો કોણે બંધાવ્યો તેનો પત્તો નથી. ગુજરાતના એલચી તરીકે અવંતિમાં રહેતો પ્રખ્યાત ડામર યાને દામોદર જે સંધિવિગ્રાહકનો માનભર્યો હોદ્દો ધારણ કરતો હતો તેના સ્મૃતિચિહ્ન તરીકે આ કૂવો બંધાવાયાનું અનુમાન છે. હાલનો કૂવો નવીન હોઈ તેમાં કોઇ પણ પ્રકારની શિલ્પકળા જોવામાં આવતી નથી. પરંતુ આ પહેલાંના પ્રાચીન કૂવામાં અદ્વિતીય શિલ્પકળા કોતરવામાં આવી હશે, જેને લઇને ઉપર્યુક્ત કીંવદન્તિ ચરિતાર્થ થઈ હોવી જોઇએ. રાણીની વાવનું ભાસ્કર્ય અને કલાસ્થાપત્ય ગુજરાત-ભરમાં અજોડ હતું. આજે પણ તેનો અવશેષ ભાગ સર્વોત્કૃષ્ટ કલા-સંસ્કૃતિની પ્રતીતિ આપે છે.

આમ મહાપ્રતાપી ગુર્જરેશ્વર સિદ્ધરાજનું માનીતું સહસ્રલિંગ સરોવર ગુજરાતમાં જ નહીં, પણ સમસ્ત ભારતવર્ષનાં મહાસ્થાનોમાં આદર્શ કલાધામ ગણાતું હતું, એમાં શક નહીં. એકલાં કાવ્યોનાં આલંકારિક વર્ણનો ઉપરથી આ સરોવર સંબંધી સાચો ખ્યાલ આવી શકતો ન હતો, પરંતુ સદ્‌ભાગ્યે આ પુરાણ મળી આવતાં પૃથ્વિતળ ઉપરથી ભૂંસાઇ ગયેલ તે મહાસ્થાનનું શબ્દચિત્ર ઉપજાવી કાઢવા નમ્ર પ્રયાસ થયો છે, જેનું સાચું શ્રેય અને માન સરસ્વતીપુરાણને જ ઘટે છે, એમ કહ્યા વગર ચાલે તેમ નથી.



# પરિશિષ્ટ આ

## સાધનસંદર્ભ


૧ અથર્વવેદસંહિતા
૨ અગ્નિપુરાણ
૩ અલબેરૂનીઝ ઇન્ડીયા
૪ આઇને અકબરી
૫ એપીગ્રાફીકા ઇન્ડીકા
૬ એનશ્યંટ જ્યોગ્રોફી ઑફ ઇન્ડીયા બાય કનિંગહામ
૭ ઋગ્વેદસંહિતા
૮ "કલ્યાણ"નો રામાયણાંક
૯ ,, શિવાંક
૧૦ કીર્તિકૌમુદિ
૧૧ કૌશિતકી ઉપનિષદ્
૧૨ ખંભાતનો ઇતિહાસ
૧૩ ગુજરાતના ઐતિહાસિક શિલાલેખો ભા. ૨
૧૪ ગંગા પુરાતત્ત્વાંક
૧૫ છાંદોગ્ય ઉપનિષદ્
૧૬ જ્યોગ્રોફીકલ ડીક્ષનેરી ઑફ એનશ્યંટ ઇન્ડીયા બાય નંદલાલ ડે
૧૭ ટ્રાવેલ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડીયા
૧૮ દેવી ભાગવત
૧૯ દ્વયાશ્રય મહાકાવ્ય
૨૦ ધર્મારણ્યપુરાણ
૨૧ પદ્મપુરાણ
૨૨ પ્રબંધચિંતામણી
૨૩ પ્રસ્થાન (માસિક)
૨૪ પ્રભાવકચરિત્ર
૨૫ પૃથ્વીરાજવિજય મહાકાવ્ય
૨૬ પુરાતત્ત્વ (ત્રૈમાસિક)
૨૭ પ્રાસાદમંડન
૨૮ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક
૨૯ બ્રહ્મપુરાણ
૩૦ બ્રહ્મવૈવર્તપુરાણ
૩૧ બૃહદ્ધર્મ પુરાણ
૩૨ બ્રહ્મકુંડનો શિલાલેખ
૩૩ બોમ્બે ગેઝેટિયર
૩૪ બુદ્ધિપ્રકાશ (ત્રૈમાસિક)
૩૫ ભવિષ્યપુરાણ
૩૬ ભગવદ્ગીતા
૩૭ ભુવનેશ્વરમાહાત્મ્ય
૩૮ મહાભારત વનપર્વ
૩૯ ,, શલ્યપર્વ
૪૦ મત્સ્યપુરાણ

૪૧ મહિમ્નસ્તોત્ર
૪૨ મહારાજાધિરાજ
૪૩ મધ્યકાલીન ભારત
૪૪ મોહરાજપરાજય નાટક
૪૫ યજુર્વેદસંહિતા
૪૬ રાજપૂતાનેકા ઇતિહાસ
૪૭ વાયુપુરાણ
૪૮ વારાહપુરાણ
૪૯ વામનપુરાણ
૫૦ વાલ્મીકી રામાયણ
૫૧ લિંગપુરાણ
૫૨ શતપથ બ્રાહ્મણ
૫૩ શ્રીમદ્ભાગવત
૫૪ સમરરાસુ
૫૫ સહસ્રલિંગપ્રશસ્તિ
૫૬ સામવેદસંહિતા
૫૭ સ્કંદપુરાણ પ્રભાસખંડ
૫૮ „ કેદારખંડ
૫૯ „ અર્બુદખંડ
૬૦ „ નાગરખંડ
૬૧ સાતમી પૌર્વાત્ય પરિષદનો રિપોર્ટ
૬૨ સમરાંગણસૂત્રધાર
૬૩ હરિવંશપુરાણ
૬૪ હિસ્ટરી ઑફ ધી વૈદિક લીટરેચર „ બાય સી. વી. વૈદ્ય

# પરિશિષ્ટ ૪

## ગ્રન્થમાં આવતાં તીર્થો, આશ્રમો, જનપદો અને પૌરાણિક પાત્રો વગેરેની વર્ણાનુક્રમ સૂચી.

### અ.



### આ.

ઈ.



ઉ.



એ.



ઓ. ઔ.



અં



ક.

ખ.

ग



ચ



જ

## હ.



## ક્ષ.

# પરિશિષ્ટ ઈ

## ઐતિહાસિક વિશેષ નામો

स्वर्गं प्राप्य तदा ते तु, भुक्त्वा भोगान् [1]सुदुर्लभान् ।
[2]माहात्म्यादस्य तीर्थस्य, निर्वाणं परमं गताः ॥ २४५ ॥
ततः प्रभृति लोकेऽस्मिन्, काकतीर्थमिति श्रुतम् ।
दर्शनात् स्पर्शनाद् ब्रह्मन्, सर्वपातकनाशनम् ॥ २४६ ॥
प्रायोपवेशनं कृत्वा, महापातकिनोऽपि ये ।
प्राणांस्त्यजन्ति प्राचीने, रुद्रलोकं व्रजन्ति ते ॥ २४७ ॥
स्मशानान्ते सरस्वत्यां, ये त्यजन्ति जलेन तु ।
पापिनोऽपि नराः प्राणान्, विष्णुलोकं व्रजन्ति ते ॥ २४८ ॥
यथा कथञ्चिद्ये प्राणान्, स्मशाने सन्त्यजन्ति वै ।
ते मृता हंसयानेन, दिवि यान्त्यकुतोभयाः ॥ २४९ ॥
महास्मशानमेतद्धि, गान्धर्वं यावदेव तु ।
सरस्वत्यां स्थितं ब्रह्मन्, साधकानां तु सिद्धिदम् ॥२५०॥

---

તેઓ સ્વર્ગમાં જઈ, દુર્લભ ભોગોને ભોગવી, આ તીર્થના સ્થાન-માહાત્મ્યને લીધે પરમ નિર્વાણ ગતિને પામ્યા ( મોક્ષ પામ્યા ). ૨૪૫

હે બ્રહ્મન્! ત્યારથી આ કાકતીર્થ જગતમાં પ્રસિદ્ધ થઈ, દર્શન અને સ્પર્શનથી સર્વ પાપને દૂર કરનારૂં મનાયું. ૨૪૬

આ પ્રાચીન ક્ષેત્રમાં મહા પાપી મનુષ્ય પણ, પ્રાયોપવેશન(અનશન) વ્રત ગ્રહણ કરી, પ્રાણ ત્યજે છે, તે રુદ્રલોકમાં જાય છે. ૨૪૭

સ્મશાનને અંતે સરસ્વતીના જળમાં પાપી મનુષ્ય પણ પ્રાણનો ત્યાગ કરે છે, તે વિષ્ણુલોકમાં જાય છે. ૨૪૮

ગમે તે કારણસર સ્મશાનમાં મૃત્યુ પામેલો મનુષ્ય હંસારૂઢ થઈ સ્વર્ગમાં જાય છે. તેને કોઈ પ્રકારનો ભય હોતો નથી.( અર્થાત્ તે નિર્ભય બને છે. ૨૪૯

હે બ્રહ્મન્! મહાસ્મશાનથી આરંભી ગાંધર્વતીર્થ પર્યંત સર-સ્વતીથી યુક્ત, આ તીર્થ સાધકોને સિદ્ધિ આપનારૂં છે. ૨૫૦

---

१ सदुर्लभात. P २ महात्म्यात्तस्य. P

सिद्धेश्वरप्रसादाच्च, देवरूपात् स्वविग्रहात् ।
स्थानस्य तस्य माहात्म्यात्, सरस्वत्याः प्रसादतः ॥२५१॥
तत्रैव सिद्धराजेन, सिद्धिः प्राप्ता सुदुर्लभा ।
ईश्वरी एकवीरा च, यत्र देव्यौ व्यवस्थिते ॥ २५२ ॥
स्मशानं रौद्रमत्रासीद्भूतप्रेतसमाकुलम् ।
प्रभावात् सिद्धराजस्य, [1]एतत् सौम्यत्वमागतम् ॥ २५३ ॥
महास्मशानमध्ये तु, मृता ये तत्र संस्कृताः ।
तेषां न पुनरावृत्तिर्यावदाभूत सम्प्लवम् ॥ २५४ ॥
स्नानं दानं जपो होमः, स्वाध्यायः पितृतर्पणम् ।
यत्तत्र क्रियते ब्रह्मन्, तदनन्तफलं भवेत् ॥ २५५ ॥
महास्मशानमध्ये तु, ये वृक्षा नाशमागताः ।
तेऽपि दिव्यां गतिं यान्ति, किं पुनर्भावसंयुताः ॥ २५६ ॥

---

સિદ્ધેશ્વરના કૃપાપ્રસાદથી, દૈવી શરીરદ્વારા સત્કર્મોથી, સરસ્વતીના વરદાનથી, અને આ સ્થાનના માહાત્મ્યથી, સિદ્ધરાજે દુર્લભ એવી સિદ્ધિને પ્રાપ્ત કરી, ઈશ્વરી તથા એકવીરા બંને દેવીઓની ત્યાં સ્થાપના કરી. ૨૫૧–૨૫૨

આ સ્મશાન ભૂતપ્રેતમય મહાભયંકર હોવા છતાં સિદ્ધરાજના સામર્થ્યથી સૌમ્ય ( ભયરહિત ) બન્યું. ૨૫૩

આ મહાસ્મશાનની મધ્યમાં જે કોઈ મૃત્યુ પામે છે, અગર મૃત્યુ પામેલાને ત્યાં સંસ્કાર ( દહનક્રિયા ) કરવામાં આવે છે, તેઓને ( મરણ પામનારા જીવોને ) પ્રલય પર્યંત પુનર્જન્મ લેવો પડતો નથી. ૨૫૪

હે સુમતિ ! અહીં સ્નાન, દાન, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ, વગેરે કરવામાં આવે છે તો તે અનંત ફળ આપવાવાળાં થાય છે. ૨૫૫

આ મહાસ્મશાનમાં જે વૃક્ષો નાશ પામે છે તે પણ દિવ્યગતિ મેળવે છે તો મનુષ્યોને પુનરાવૃત્તિ સંભવે જ શાની. ૨૫૬

---

१ एतत् सौम्यत्वयागतम्. P

ते धन्यास्ते महात्मानस्तैः प्राप्तं जन्मनः फलम् ।
ये पिबन्ति महापुण्यां, स्मशानस्थां सरस्वतीम् ॥ २५७ ॥
एतत्ते कथितं सर्वं, काकतीर्थसमुद्भवम् ।
स्मशानस्य च माहात्म्यं, किमन्यत्कथयामि ते ॥ २५८ ॥

सुमति रुवाच—

काकतीर्थस्य माहात्म्यं, भवता कथितं मम ।
गान्धर्वं श्रोतुमिच्छामि, विस्तरात्कथयस्व मे ॥ २५९ ॥
कस्मिन् स्थाने स्थितं तीर्थं, सरस्वत्यां सुदुर्लभम् ।
किं प्रभावं कथं ख्यातं, सर्वं कथय सुव्रत ॥ २६० ॥

मार्कण्डेय उवाच—

[1]अत्र ते कथयिष्यामि, यथावृत्तं पुरातनम् ।
सभायां देवराजस्य, तदिहैकमनाः शृणु ॥ २६१ ॥

---

તે મહાત્માઓને ધન્ય છે કે જેમણે સ્મશાનસ્થ મહાસરસ્વતીના જળનું પાન કરી, સ્વજન્મની સફલતા મેળવી છે. ૨૫૭

મેં તમને આ પ્રમાણે કાકતીર્થની ઉત્પત્તિ અને સ્મશાનનું માહાત્મ્ય સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો! ૨૫૮

સુમતિ બોલ્યા—આપે કાકતીર્થનું યથાર્થ માહાત્મ્ય કહ્યું. હવે ગાંધર્વતીર્થનું માહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું તો તે વિસ્તારવડે કરીને જણાવો. ૨૫૯

હે સુવ્રત! આ દુર્લભ તીર્થ સરસ્વતી ઉપર ક્યાં આવેલું છે, તેનો પ્રભાવ કેવો છે; અને તે કેવી રીતે પ્રસિદ્ધ થયું છે, તે બધું કૃપા કરીને મને સંભળાવો. ૨૬૦

માર્કંડેય બોલ્યા—આ સંબંધી એક પુરાતન કથાનક કહું તે એક ચિત્તથી સાંભળો, જે દેવરાજ ઇંદ્રની સભામાં બનેલો પ્રસંગ છે. ૨૬૧

---

१ अत्रान्ते M

एकदा मुनिशार्दूलो, दुर्वासास्तपसां निधिः ।
देवराजसभां प्राप्तो, भ्रमन् लोकान् यदृच्छया ॥ २६२ ॥
तमागतं ततो दृष्ट्वा, देवराजः ससम्भ्रमः ।
अभ्युत्थाय ततो देवैरर्घ्यं तस्मै स्वयं ददौ ॥ २६३ ॥
अर्घ्यं दत्वा ततस्तस्मै, उपवेश्य वरासने ।
अनुज्ञातः स मुनिना, शक्रोऽप्यासनमादरात् ॥ २६४ ॥
सुखासीनं मुनिं तत्र, देवराजोऽब्रवीद्वचः ।
भवताऽनुगृहीतोऽस्मि, यदत्रागमनं कृतम् ॥ २६५ ॥
यत्त्वां पश्यामि सम्प्राप्तं, द्रष्टव्यं स्वयमत्र वै ।
त्रैलोक्यराज्यादधिकं, फलं प्राप्तं मया मुने ॥ २६६ ॥
एवं सम्पूजितस्तेन, दुर्वासा प्रीतिमानभूत् ।
तत्प्रीत्यर्थं सुरपतिः, प्रेक्षणीयकमादिशत् ॥ २६७ ॥
शासनाद्देवराजस्य, देवानां तत्र सन्निधौ ।
महर्षेस्तस्य पुरतः, सङ्गीतकमवर्तत ॥ २६८ ॥

---

એક વખત તપના ભંડારરૂપ મુનિશાર્દૂલ દુર્વાસા, દૈવઇચ્છાથી ફરતા ફરતા સુરરાજ ઇંદ્રની સભામાં ગયા. ૨૬૨

તેમને આવેલા જોઈ ઇંદ્રે જલદીથી ઉભા થઈ, તેમનો અર્ઘ્ય-પાદ્યાદિક વડે સત્કાર કરી, ઉત્તમ આસન ઉપર બેસાર્યા અને તેમની અનુજ્ઞાથી દેવરાજ આસન ઉપર બેસી, નમસ્કાર કરી, બોલ્યા. ૨૬૩–૬૪

હે મહર્ષિ! આજે આપે અહીં પધારી, મારા ઉપર અપૂર્વ કૃપા દર્શાવી, મને અનુગૃહીત કર્યો છે. ત્રૈલોક્યના રાજ્ય કરતાં પણ આપનાં દર્શન અધિક માનું છું. ૨૬૫–૬૬

આ પ્રમાણે ઇંદ્રથી ઉત્તમ સ્વાગત કરાયેલા દુર્વાસા પ્રસન્ન થયા. દેવરાજ ઇંદ્રે તેમની પ્રીતિ મેળવવા પ્રેક્ષણીયક(નૃત્ય કરનાર)ને આદેશ આપ્યો. ( અર્થાત્ તેમનું મનરંજન કરવા નાચગાન કરવા કહ્યું.) ૨૬૭

સુરપતિ દેવરાજની આજ્ઞાનુસાર દેવતાઓ અને મહર્ષિની આગળ સંગીતનો પ્રારંભ થયો. ૨૬૮

ततो गन्धर्वमुख्या ये, देवानां तत्र गायकाः ।
[1]सरंगश्च वरंगश्च, कनकाङ्गश्च विश्रुतः ॥ २६९ ॥
दुर्वाससः प्रभावाच्च, क्षोभः समभवन्महान् ।
तेषां शब्दस्तदा जातो, मत्तानां तु शुनामिव ॥ २७० ॥
तं शब्दं तादृशं श्रुत्वा, महर्षिः कोपनो भृशम् ।
मामेते प्रहसन्त्यत्र, ज्ञात्वैवं तान् शशाप सः ॥ २७१ ॥
सारमेयस्वरैर्भुत्वा, गीतं यस्मान्ममाग्रतः ।
गन्धर्वापसदास्तस्मात् सारमेया भविष्यथ ॥ २७२ ॥
ततस्ते शापमाकर्ण्य, गन्धर्वाः दीनमानसाः ।
ऊचुः प्राञ्जलयो भूत्वा, तमृषिं [2]दीप्ततेजसम् ॥ २७३ ॥
निरापराधान् [3] गन्धर्वान्, तेजसा तव मोहितान् ।
भावदोषमविज्ञाय, कथं शपसि दुर्बलान् ॥ २७४ ॥

---

આ સંગીતકાર્યમાં દેવતાઓના મુખ્ય ગાયકો સરંગ, વરંગ અને કનકાંગ વગેરે ઉત્તમ ગાંધર્વો ગાન કરવા લાગ્યા ૨૬૯

પણ દુર્વાસાના પ્રભાવને જાણી, (ઉગ્ર સ્વભાવને લઈ) મનમાં ભય પામતા ગાંધર્વોનો રાગ (ક્ષોભથી) મદોન્મત શ્વાનના સ્વર જેવો નીકળ્યો. ૩૭૦

(આથી દુર્વાસાએ) આ મારું પ્રહસન કરવા આવો શ્વાનવત્ સ્વર કાઢી હસે છે એમ સમજી, શાપ આપ્યો કે, તમોએ મારી આગળ શ્વાન સમાન સ્વરથી ગાન કર્યું, તેથી તમો બધા ગાંધર્વત્વથી ભ્રષ્ટ થઈ, પૃથ્વી ઉપર શ્વાનયોનિમાં જન્મ ધારણ કરો. ૨૭૧–૭૨

આવો શાપ સાંભળી, ગાંધર્વોએ દીનવાણી વડે જાજ્વલ્યમાન તેજવાળા ઋષિની શાપ અપનોદનાર્થે સ્તુતિ કરી. ૨૭૩

અમો દુર્બલ શિક્ષાને પાત્ર નથી, એવી ગાંધર્વોની પ્રાર્થનાને અંગીકાર કરી, અને પોતાના તેજથી ક્ષોભ પામવાથી, નિરપરાધી

---

[1] साराङ्गश्च वराङ्गश्च. P [2] तेजसां निधिः. P [3] गन्धर्वा. P

इति तेषां प्रलपितं, सथ्यं बुद्ध्वा तदा मुनिः ।
अनुकम्पापरो भूत्वा, ततस्तान् प्रत्यवोचत ॥ २७५ ॥
न मे वागनृतं प्राह, भोक्तव्यमुपभुज्यते ।
स्मशानान्ते सरस्वत्यां, दक्षिणां दिशिमास्थिताः ॥२७६॥
श्वरूपधारिणः सर्वे, वसध्वं कामचारिणः ।
सूकरेण हताः क्षिप्रं, पुनः स्वर्गमवाप्स्यथ ॥ २७७ ॥
ततः प्रभृति तत्तीर्थं, गान्धर्वमिति विश्रुतम् ।
स्मशानान्ते सरस्वत्याः, प्राचीने तु भविष्यति ॥ २७८ ॥
एवमुक्त्वा तु गन्धर्वान्, पूजां प्राप्य शतक्रतोः ।
नातिहृष्टमना ब्रह्मन्, संस्थानं प्रययौ मुनिः ॥ २७९ ॥
ततो गन्धर्वमुख्यास्ते, सारमेयत्वमागताः ।
स्मशानान्ते सरस्वत्या दक्षिणं [1]तटमास्थिताः ॥२८०॥

---

ગાંધર્વોએ અજાણતાં અપરાધ કર્યો છે, એ વાતને સત્ય માનતાં દયા લાવી, મહર્ષિ બોલ્યા. ૨૭૪–૭૫

મારી વાણી તો મિથ્યા નહી થાય, શાપનું ફલ તો તમારે ભોગવવું જ પડશે. સરસ્વતી નદીના કીનારે દક્ષિણ દિશામાં, સ્મશાનભૂમિના પ્રાંત પ્રદેશમાં, તમો ઇચ્છાનુસારી ફરનારા, સારમેયો ( કૂતરાઓ ) થશો, અને ભૂંડ વડે મૃત્યુ પામી, ફરી સ્વર્ગને પ્રાપ્ત કરશો. ૨૭૬–૭૭

તે સમયથી એ પ્રાચીન ભૂમિકા ગાંધર્વતીર્થ તરીકે પ્રસિદ્ધ થશે. ૨૭૮

હે બ્રહ્મન્! આ પ્રમાણે ગાંધર્વોને કહી ઈંદ્રથી પૂજાએલા મુનિ દુર્વાસા અપ્રસન્ન ચિત્તથી પોતાના સ્થાને ગયા. ૨૭૯

ત્યારપછી તે ગાંધર્વોત્તમો (સરંગ, વરંગ અને કનકાંગ) સ્મશાનના અંતમાં સરસ્વતીના કીનારા ઉપર શ્વાનરૂપે ઉત્પન્ન થયા. ૨૮૦

---

१ तस्थमास्थिता. P

वसन्ति रौद्र कर्माणश्चिताविध्वंसकारिणः ।
खादन्तः शवमांसानि, कालरूपास्तदा मृगान् ॥ २८१ ॥
अथ नातिचिरात् कालात्, क्रोडस्तत्रागतो महान् ।
सारमेयाः स्थिता यत्र, दंष्ट्राभिर्विलिखन् महीम् ॥२८२॥
तं दृष्ट्वा सारमेयास्ते, सहसा हन्तुमुद्यताः ।
कर्णयोः पृष्ठदेशे च, युगपज्जगृहुस्तदा ॥ २८३ ॥
ततो विधूय चात्मानं, वराहो बलवान् रुषा ।
पातयित्वा सारमेयान्, दंष्ट्राभिर्विददार सः ॥ २८४ ॥
सारमेयैर्वराहोऽपि, मर्मस्वभिहतो भृशम् ।
तथापि तेन दंष्ट्राभिः कृताः सर्वे गतासव ॥ २८५ ॥
स्मशानान्ते सरस्वत्यां, प्राचीने पतिता भुवि ।
प्रभावात्तस्य तीर्थस्य, गान्धर्वं [1]लोकमाययुः ॥ २८६ ॥

---

તેઓ શબમાંસભોક્તા, મૃગોના કાળરૂપ, અને ચિતામાંથી શબને ખેંચી જનારા, ચિતાવિધ્વંસક, ભયંકર રૌદ્ર કર્મો કરી, ત્યાં નિવાસ કરતા હતા. ૨૮૧

કેટલોક કાળ વીત્યા પછી ત્યાં, પોતાની મોટી દાઢોવડે પૃથ્વીને ખોદી નાંખતો, એક ક્રોડ ( સૂવર ) આવી ચઢયો. ૨૮૨

તેને જોઈ કૂતરાઓ ( દુર્વાસાથી શાપિત ગંધર્વો ) તેની ઉપર તૂટી પડયા અને તેના કાન તથા પીઠને બચકાં ભરી ખેંચવા લાગ્યા. ૨૮૩

ક્રોધાયમાન થયેલા તે વરાહે બળ કરી, કૂતરાઓને પોતાની દાતરડીયો વડે ચીરી નાંખ્યા. ૨૮૪

કૂતરાઓથી ઘવાયેલો વરાહ, જેનાં મર્મસ્થાનો પ્રહારથી ઘવાયાં છે, તે પણ ત્યાં જ મૃત્યુ પામ્યો. ૨૮૫

અહીં સરસ્વતીના પ્રાચીન તીર્થક્ષેત્રમાં પ્રાણમુક્ત થવાથી તે બધા તીર્થપ્રભાવના યોગે કરી ગાંધર્વલોકમાં ગયા. ૨૮૬

---

१ लोकमाययौ. P

विमुक्तपापाः सुमते, विमानवरमास्थिताः ।
स्वरूपधारिणः सर्वे, ततः शक्रसभां गताः ॥ २८७ ॥
ततः प्रभृति तत्तीर्थं, गान्धर्वं प्रथितं भुवि ।
प्राचीने तु सरस्वत्यां, सर्वपातकनाशनम् ॥ २८८ ॥
गान्धर्वं तीर्थमासाद्य, यत्किञ्चित् क्रियते नरैः ॥
धर्मार्थकामानुद्दिश्य, तदनन्तफलं भवेत्[1] ॥ २८९ ॥
तत्र यः कुरुते श्राद्धं, पितॄणां पूर्णभक्तितः ।
उद्धरेत्स पितॄन् सर्वान्, तिर्यग्योनिगतानपि ॥ २९० ॥

પાપમુક્ત થયેલા તે ગંધર્વો દિવ્ય સ્વરૂપ ધારણ કરી, ઇંદ્રસભામાં ગયા. હે સુમતિ! તે સમયથી સરસ્વતી તીરપ્રાંતનું આ પ્રાચીન સ્થાન ગાંધર્વતીર્થ તરીકે જગતમાં પ્રસિદ્ધ થયું. ૨૮૭–૮૮

આ ગાંધર્વ તીર્થમાં યત્કિંચિત્ પણ ધર્મ, અર્થ અને કામસિદ્ધિ માટે જે કાંઇ ધર્મક્રિયાઓ કરવામાં આવે છે તે અનંત ફળ આપનારી બને છે. ૨૮૯

અહીં અગાડી જે મનુષ્ય પિતૃઓને ઉદ્દેશી, ભક્તિભાવવડે તીર્થશ્રાદ્ધ કરે છે તો તેના પિતૃઓ તીર્યકૃયોનિ( પશુ–પક્ષી–વગેરે )માં ગયા છતાં પણ મુક્ત થાય છે, તેમનો ઉદ્ધાર થાય છે. ૨૯૦

१ अतः निम्नलिखिताश्चत्वार; श्लोकाः P आदर्शेऽधिका दृश्यन्ते

कार्तिके मासि सम्प्राप्ते, श्रद्धाभक्तिसंयुताः
पूजां कुर्वन्ति विप्रर्षे तेषां स्वर्गो ध्रुवं भवेत् ॥ १ ॥
उत्सवं कुरुते यस्तु, गांधर्वे भक्तिभावतः ।
कार्तिके तु विशेषेण, सर्वदुःखाद्विमुच्यते ॥ २ ॥
कर्तव्यं पूजनं भक्त्या, सरस्वत्यास्तटे शुभे ।
गांधर्वे तु विशेषेण, कार्तिके विष्णुवल्लभे ॥ ३ ॥
स्नानं दानं जपो होम यत्किञ्चित् क्रियते नरैः ।
अक्षयं तद्भवेत्पुण्यं, कार्तिके च विशेषतः ॥ ४ ॥

किमन्यन्मृग्यते तत्र, यत्र प्राची सरस्वती ।
स्मशानान्ते स्थिता देवी, गान्धर्वेणोपलक्षिता ॥ २९१ ॥

मार्कण्डेय उवाच—

ऊखरस्य प्रवक्ष्यामि, प्रभावं मानमेव च ।
यानि तत्र च तीर्थानि, यत्र यत्र स्थितानि वै ॥ २९२ ॥
पश्चिमाभिमुखी भूता, यत्र देवी सरस्वती ।
दक्षिणाभिमुखी जाता सिद्धराजसरोवरे ॥ २९३ ॥
ब्रह्मकुण्डादुत्तरतो, गान्धर्वं यावदेव च ।
ख्यातस्तदूखरं ख्यातं, प्राणिनां मुक्तिदायकम् ॥ २९४ ॥
पुरा हिरण्यपादोऽभूद्दानवो बलदर्पितः ।
ब्रह्मलब्धवरः सोऽथ, सर्वान् देवान् पराभवत् ॥२९५॥

---

જ્યાં પ્રાચી સરસ્વતી છે,–જ્યાં સ્મશાનભૂમિ ગાંધર્વતીર્થવડે ઉપલક્ષિત છે, ત્યાં (તેથી વધારે) બીજું શું શોધવાનું હોય ? અર્થાત્ ગાંધર્વ તીર્થ, મહાસ્મશાન અને પ્રાચી સરસ્વતીનાં દર્શન કરતાં જગતમાં બીજું કયું મહાતીર્થ છે. ૨૯૧

માર્કંડેય બોલ્યા–હવે ઉખરનું માહાત્મ્ય, તેનું માન ( પરિસીમા ) અને ત્યાં રહેલાં તીર્થોનું વર્ણન કરૂં તે સાંભળો. ૨૯૨

જ્યાં પશ્ચિમાભિમુખિ વહેતાં સરસ્વતી, સિદ્ધરાજ સરોવરમાં જવા દક્ષિણાભિમુખિ થયાં હતાં. ૨૯૩.

બ્રહ્મકુંડથી ઉત્તરમાં ગાંધર્વ તીર્થ સુધીની ભૂમિકાને ઉખર (ઉષર) કહેવામાં આવે છે, જે પ્રાણી માત્રને મુક્તિદાયક છે. ૨૯૪

પૂર્વે હિરણ્યપાદ નામનો અત્યંત બલિષ્ઠ દાનવ, બ્રહ્માના વરદાનથી દેવતાઓને જિતી લેતો હતો. ૨૯૫

विष्णुनोक्तं हनिष्यामि, भवतीनां च दुःखदम् ।
अत्रस्थानस्थितानां हि, बृंहयध्वं स्वतेजसा ॥ २९६ ॥
यथा तं क्रूरकर्माणमल्पायासेन सूदये ।
एतत्स्थानं न मोक्तव्यं, भवतीभिः कदाचन ॥ २९७ ॥
मातृतीर्थमिति ख्यातं, सर्वत्रैव भविष्यति ।
[1]तदाप्याख्यायितो विष्णुर्मातृभिः स्वेन तेजसा ॥ २९८ ॥
हिरण्यपादस्य वधे, मतिं कृत्वा विनिर्ययौ ।
मातृतीर्थे नरो गत्वा, यस्ताः पश्यति भक्तितः ॥ २९९ ॥
हत्वा तस्याशुभं सर्वं, शुभं यच्छन्ति मातरः ।
अष्टम्यां च चतुर्दश्यां, जागरं यश्च कारयेत् ॥ ३०० ॥
सम्पूज्य विधिवद्भक्त्याऽनुलिप्य च निवेद्य च ।
स सर्वान् लभते कामान्, मातृणां तु प्रसादतः ॥ ३०१ ॥

---

ત્યારે (દેવતાઓની પ્રાર્થનાથી પ્રકટ થયેલા વિષ્ણુએ માતૃઓને આશ્વાસન આપતાં કહ્યું કે) તમોને દુઃખ આપનાર તે દુષ્ટ દાનવનો અલ્પ પ્રયત્નથી હું નાશ કરીશ, પણ આ સ્થાનમાં રહેતા મનુષ્યોના દુરિતને તમારા પ્રભાવથી દૂર કરી, તમો (માતૃઓ) અહીં નિવાસ કરો. ૨૯૬-૯૭

તમારા નિવાસથી આ સ્થાન માતૃતીર્થ નામે પ્રસિદ્ધ થશે, એમ કહી હિરણ્યપાદના વધનો નિશ્ચય કરી, વિષ્ણુ અદૃશ્ય થયા. ૨૯૮

જે મનુષ્યો આ પ્રખ્યાત માતૃ તીર્થનું દર્શન, સ્પર્શન, વગેરે ભક્તિભાવથી કરશે, તેનાં સર્વ અશુભોની નિવૃત્તિ થઇ માંગલ્ય પ્રાપ્ત કરશે. ૨૯૯

અષ્ટમી તથા ચતુર્દશીએ જે ભક્તિભાવથી, વિધિવત્ ગંધ, પુષ્પ, ધૂપ, દીપ નૈવેદ્ય વગેરેથી અહીં આવેલ માતૃઓનું પૂજન કરી રાત્રીએ જાગરણ કરશે, તે સર્વ કામનાઓને પ્રાપ્ત કરશે. ૩૦૦-૩૦૧

---

१ ततस्याप्यायितो P

अपुत्रो लभते [1]पुत्रानधनो धनमाप्नुयात् ।
विद्यार्थी लभते विद्यां, कन्या विन्दति सत्पतिम् ॥३०२॥
रोगान्मुच्येत रोगार्तो, बद्धो मुच्येत बन्धनात् ।
तत्र गत्वा यथाशक्तिः, कुमारीः पूजयेत्तु यः ॥ ३०३ ॥
सदा वृद्धिं प्रयच्छन्ति, सुप्रीतास्तस्य मातरः ।
तत्र श्राद्धादिकं यच्च, क्रियते भक्तिसंयुतः ॥ ३०४ ॥
मातॄणां च प्रसादेन, तदनन्तफलं लभेत् ।
य एतन्मातृमाहात्म्यं, शृणुयाद्भक्तितत्परः ।
न [2]तत्पीडां प्रकुर्वन्ति ये, ग्रहा लोकपीडकाः ॥ ३०५ ॥

मार्कण्डेय उवाच—

अतः परं प्रवक्ष्यामि, दुर्गातीर्थस्य सम्भवम् ।
ऊखरान्ते स्थितं यच्च, वाराहस्य समीपतः ॥ ३०६ ॥
यदा विनिर्गतो विष्णुर्मातृतेजोपबृंहितः ।
हन्तुं हिरण्यपादं तं, देवीं दुर्गां ददर्श सः ॥ ३०७ ॥

---

અપુત્રને પુત્ર, નિર્ધનને ધન, કુમારિકાને પતિ, રોગીને રોગમુક્તિ, અને બંધીવાનને બંધનમુક્તિ મળે છે. ત્યાં જઈ (માતૃઓના સ્થાને) શક્તિપૂર્વક કુમારિકાઓનું જે પૂજન કરે છે તેની ઉપર માતૃઓ પ્રસન્ન થઇ, સદા વૃદ્ધિ આપે છે, તેનો ઉત્કર્ષ વધારે છે. અહીં ભક્તિપૂર્વક જે શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરે છે તે માતૃઓના પ્રસાદથી અનંત ફળ પ્રાપ્ત કરે છે. ૩૦૨-૩-૪

આ માતૃતીર્થનું માહાત્મ્ય જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક સાંભળે છે, તેમને લોકપીડક (નેષ્ટ) ગ્રહો પીડા કરતા નથી, ૩૦૫

માર્કંડેય બોલ્યા—હવે ઉખર ભૂમિના અંત્યપ્રાંતે અને વારાહતીર્થની સમીપમાં આવેલા દુર્ગાતીર્થની ઉત્પત્તિ કહું છું. ૩૦૬

જ્યારે માતૃતેજયુક્ત વિષ્ણુ હિરણ્યપાદ દાનવનો નાશ કરવા માટે નીકળ્યા, ત્યારે દુર્ગાદેવીને તેમણે જોયાં. ૩૦૭

---

१ पुत्रान्निर्धनो P    २ तस्य P

तया च तस्य शकुनस्तत्र दत्तो जयावहः ।
उक्ता च विष्णुना देवी, दुर्गे स्थातव्यमत्र वै ॥ ३०८ ॥
ये त्वामत्र स्थितां नित्यं, पूजयिष्यन्ति मानवाः ।
तेषां त्वं जयदा देवी, वरदा सर्वदा भव ॥ ३०९ ॥
एवमुक्त्वा तदा दुर्गा, वाराहरूपधारिणा ।
विष्णुना निहतो दैत्यः, प्राणान् मुक्त्वा दिवं गतः ॥३१०॥
तत्र स्थित्वा तदा विष्णुर्मायामास्थाय मोहिनीम् ।
हिरण्यपादं हतवान्, यथा ते कथितं पुरा ॥ ३११ ॥
पुष्करस्य तु तीर्थस्य, ज्येष्ठकुण्डसमीपतः ।
तदा प्रभृति तत्तीर्थं, वाराहमिति विश्रुतम् ॥ ३१२ ॥
यस्मिंस्तीर्थवरे स्नात्वा, वाराहं यस्तु पश्यति ।
स्नात्वा सम्पूजयेद्भक्त्या, विष्णुलोकं स गच्छति ॥३१३॥

---

ત્યાં દેવીએ તેમને જય આપનાર ઉત્તમ શકુન આપ્યા. આથી ભગવાન્ વિષ્ણુએ કહ્યું કે હે દુર્ગે! તમો અહીં નિવાસ કરો. ૩૦૮

અહીં નિવાસ કરનારા જે મનુષ્યો નિત્ય આપનું પૂજન કરે તેમને જય અને વર (વરદાન) આપનારા થાઓ. ૩૦૯

આ પ્રમાણે દુર્ગા દેવીને કહી, વિષ્ણુએ વારાહરૂપ ધારણ કરી, હિરણ્યપાદ દાનવનો નાશ કર્યો, જેથી તે દાનવપણાથી મુક્ત થઈ સ્વર્ગમાં ગયો. ૩૧૦

જ્યાં રહીને વિષ્ણુએ પોતાની મોહ પમાડનારી માયા વડે હિરણ્યપાદનો નાશ કર્યો હતો તે મેં તમને યથાસ્થિત કહ્યું. ૩૧૧

તે જ સમયથી આ તીર્થ વારાહતીર્થ તરીકે પ્રખ્યાત થયું, જે પુષ્કરતીર્થના જ્યેષ્ઠકુંડની સમીપમાં આવેલું છે. ૩૧૨

જે મનુષ્ય આ તીર્થમાં આવી વારાહ ભગવાનનાં દર્શન કરે છે, અગર ભક્તિવડે સ્નાન કરી, તેમનું પૂજન કરે છે તે વિષ્ણુલોકમાં જાય છે. ૩૧૩

तत्र श्राद्धं तु यः कुर्यादेकादश्यां समाहितः ।
स [1]पितॄनुद्धरेत्सर्वान्, नरकस्थान संशयः ॥ ३१४ ॥

सुमतिरुवाच—

कोऽसौ वाराहरूपस्तु, सारमेयान्निहत्य यः ।
ऊखरान्तं समासाद्य, कस्मात् प्राणान् विमुक्तवान् ॥३१५॥

मार्कण्डेय उवाच—

भृगोर्भार्या यदा साध्वीं, पुलोमां हृतवान् पुरा ।
वाराहं रूपमासाद्य, दग्धस्तस्याः स्वतेजसा ॥ ३१६ ॥
तथा स भृगुणा प्रोक्तो, येन भार्या हृता [2]मया ।
यच्च रूपं समास्थाय, तत्तस्यैव भविष्यति ॥ ३१७ ॥
एष ते कथितो ब्रह्मन् वाराहस्य समुद्भवः ।
यस्यैव नाम्ना तत्तीर्थं, वाराहमिति विश्रुतम् ॥ ३१८ ॥

---

ત્યાં એકાદશીના દિવસે સ્થિર ચિત્તથી જે શ્રાદ્ધાદિક સત્કર્મો કરે છે તે નરકમાં પડેલા પિતૃઓને ઉદ્ધારે છે. ૩૧૪

ફરી સુમતિએ પૂછ્યું—તે વારાહ કોણ હતો? જેણે કૂતરાઓને માર્યા હતા, વળી તે શા કારણથી ઉખર ભૂમિના અંત્ય પ્રાંતમાં આવી મૃત્યુ પામ્યો હતો? તે જણાવો. ૩૧૫

માર્કંડેય બોલ્યા—ભૃગુની સાધ્વી સ્ત્રી પુલોમાનું પહેલાં દાનવે વારાહરૂપ લઈને હરણ કર્યું હતું, જે સતીના તેજથી બળી ગયો.

આથી ભૃગુએ તેને શાપ આપ્યો કે મારી સ્ત્રીનું જેને જે રૂપ ધારણ કરી હરણ કર્યું હોય તે તેવા રૂપને પામો. ૩૧૭ ( આ પ્રમાણે શાપના યોગે તે વારાહરૂપ ધારણ કરી, અહીં ગાંધર્વ તીર્થમાં આવતાં ત્યાંના શ્વાનો સાથે યુદ્ધ કરી, તેઓને મારી નાંખ્યા અને પોતે પણ અહીં મરણ પામ્યો. )

આ પ્રમાણે હે બ્રહ્મન્! મેં તમને વારાહતીર્થની ઉત્પત્તિ કહી જે તેના નામ ઉપરથી વારાહતીર્થ તરીકે સુવિખ્યાત છે. ૩૧૮

---

१ पितॄन् समुद्धरेत् P २ हृतामम P

[1]मार्कण्डेय उवाच—

अतः परं प्रवक्ष्यामि, माहात्म्यं पुष्करस्य ते ।
ऊखरे तु यथा यत्र, संस्थितं पापनाशनम् ॥ ३१९ ॥
ब्रह्मकुण्डसमीपस्थमुत्तरस्यां दिशि स्थितम् ।
पुष्करस्य तु तज्ज्येष्ठं, कुण्डं स्वर्गप्रदं नृणाम् ॥ ३२० ॥
ततस्तस्मादुत्तरतो, नातिदूरे व्यवस्थितम् ।
कुण्डं तत्र स्थितं ब्रह्मन, पुष्करस्य तु मध्यमम् ॥ ३२१ ॥
तदुत्तरं कनिष्ठं तु, गौरेयस्याग्रतः स्थितम् ।
पुष्करस्य तु तीर्थस्य, तत्कुण्डं सर्वकामदम् ॥ ३२२ ॥
ब्रह्माविष्णुस्तथा रुद्रो, नित्यं सन्निहितास्त्रयः ।
पुष्करेषु यदा [2]यस्मान्नान्यत् पुण्यतमं भुवि ॥ ३२३ ॥
विमलं विरजं तोयं, त्रिषु लोकेषु विश्रुतम् ।
ब्रह्मलोकस्य पन्थानं, धन्याः पश्यन्ति पुष्करम् ॥ ३२४ ॥

માર્કંડેય બોલ્યા—હવે ઊખર ભૂમિના અંતમાં રહેલું પાપને નાશ કરનારૂં, પુષ્કરતીર્થનું માહાત્મ્ય કહું છું. ૩૧૯

બ્રહ્મકુંડની પાસે ઉત્તર દિશામાં મનુષ્યોને સ્વર્ગપ્રદ પુષ્કરતીર્થનો જ્યેષ્ઠકુંડ આવેલો છે. ત્યાંથી ઉત્તરમાં થોડેક દૂર પુષ્કરનો મધ્યકુંડ છે, અને તેની ઉત્તરે ગૌરેયની આગળ કનિષ્ઠકુંડ છે. પુષ્કરતીર્થનો તે કુંડ સર્વ કામનાઓને આપનારો છે. ૩૨૦–૩૨૧–૩૨૨

આ ત્રણે કુંડોમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર નિવાસ કરે છે. પુષ્કર-તીર્થના તે કુંડોથી અધિક પૃથ્વી ઉપર બીજું પુણ્યકારી તીર્થ નથી. ૩૨૩

તેનું નિર્મળ ઉત્તમ જળ ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. તે મનુષ્યને ધન્ય છે જે બ્રહ્મલોકના માર્ગરૂપ પુષ્કરતીર્થનાં દર્શન કરે છે. ૩૨૪

१ नास्तीदमवतरणं सैकश्लोकं P आदर्शे. २ यस्मात् P

यस्तु वर्षशतं साग्रं, अग्निहोत्रं जुहोति वै ।
कार्तिकीं वा वसेदेकां पुष्करेण समं भवेत् ॥ ३२५ ॥
एतत्तु पुष्करं तीर्थं, [1]अन्तरिक्षे व्यवस्थितम् ।
आनीतं तत्सरस्वत्या, सिद्धराजस्य तुष्टया ॥ ३२६ ॥
ज्येष्ठकुण्डे नरः स्नात्वा, कुर्याच्छ्राद्धं समाहितः ।
उदकेनापि कार्तिक्यां, नरकादुद्धरेत्पितॄन् ॥ ३२७ ॥
तत्र यः परया भक्त्या, गां ददाति द्विजन्मने ।
गोसहस्रफलं प्राप्य ब्रह्मलोके महीयते ॥ ३२८ ॥
ब्रह्माण्डं पुष्करे ज्येष्ठे, कार्तिक्यां यः प्रयच्छति ।
तेन दत्तं भवेत्सर्वं, तपस्तप्तं हुतं तथा ॥ ३२९ ॥
गोदानं पुष्करे ज्येष्ठे, भूमिदानं तु मध्यमे ।
हेमं कनीयसे देयं, कार्तिक्यां तु विशेषतः ॥ ३३० ॥

સો વર્ષ સુધી અગ્નિહોત્રનું સેવન કરતાં જે પુણ્ય થાય છે તેટલું જ પુણ્ય ફક્ત એક કાર્તિક માસ પુષ્કરતીર્થનું સેવન કરવાથી પ્રાપ્ત થાય છે. ૩૨૫

આ પુષ્કરતીર્થ અંતરિક્ષમાં હતું, જે સિદ્ધરાજની પ્રસન્નતા માટે સરસ્વતીથી પૃથ્વી ઉપર સ્થાપન કરાયું. ૩૨૬

જે મનુષ્ય કાર્તિક માસમાં જ્યેષ્ઠકુંડની અંદર સ્નાન, દાન, શ્રાદ્ધ અને તર્પણાદિક કરે છે તે પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ૩૨૭

જે ઉત્તમ ભક્તિવડે અહીં બ્રાહ્મણોને ગાયોનું દાન કરે છે તે હજારો ગાયોના પુણ્યને પ્રાપ્ત કરી બ્રહ્મલોકમાં જાય છે. ૩૨૮

આ પુષ્કરક્ષેત્રના જ્યેષ્ઠકુંડમાં કાર્તિક માસને વિષે જે બ્રહ્માંડ (બ્રહ્માંડની પ્રતિકૃતિરૂપ સંપુટાદિકનું) દાન કરે છે તેને સર્વ તપ, દાન, હોમાદિક કાર્યોના સમાન પુણ્ય પ્રાપ્ત થાય છે. ૩૨૯

પુષ્કરતીર્થના જ્યેષ્ઠકુંડમાં ગોપ્રદાન, મધ્યમાં ભૂમિદાન, અને કનીયસ કુંડમાં સુવર્ણનું દાન કાર્તિક માસમાં આપવાથી મહત્પુણ્ય થાય છે. ૩૩૦

---

१ आन्तरिक्षं P

पुष्करे ज्येष्ठकुण्डस्थं, जलं पश्यन्ति भाविताः ।
पापिनोऽपि नरा ब्रह्मंस्ते यान्ति परमां गतिम् ॥ ३२१ ॥
क्षेत्रे पैतामहे पूते पुण्यां प्राप्य सरस्वतीम् ।
नरः किं प्रार्थयेदन्यत्तीर्थं ब्रह्मसुतोऽब्रवित् ॥ ३२२ ॥
तस्मात्सर्वेषु तीर्थेषु, स्नातः प्राप्नोति यत्फलम् ।
तत्फलं समवाप्नोति, पुष्करे स्नानमाचरन् ॥ ३३३ ॥
दद्याद्दधि च यस्तत्र, ब्राह्मणाय मनोरमम् ।
सोऽप्यग्निलोकमासाद्य, भुङ्क्ते भोगान् मनोरमान् ॥ ३३४ ॥
ऊर्णं प्रावरणं योऽपि, भक्त्या दद्याद्द्विजातये ।
सोऽपि सद्वस्त्रदानस्य, फलं, दशगुणं लभेत् ॥ ३३५ ॥
कुण्डे तु मध्यमे स्नात्वा, यः सन्तर्पयते पितॄन् ।
तृप्यन्ति पितरस्तस्य, यावद्ब्रह्मदिनत्रयम् ॥ ३३६ ॥

---

પુષ્કરમાં જ્યેષ્ઠકુંડના જલનું ભક્તિપૂર્વક દર્શન કરવાથી પાપી મનુષ્યો પણ પરમ ગતિને પામે છે. ૩૩૧

પિતામહ બ્રહ્માના પવિત્ર પુષ્કરક્ષેત્રમાં પુણ્યતમા સરસ્વતીને જે મનુષ્ય સેવે છે, તેને કાંઇ પણ યાચવાનું બાકી રહેતું નથી, એમ બ્રહ્મપુત્ર કહે છે. ૩૩૨

સર્વ તીર્થમાં સ્નાન કરનારને જે પુણ્ય મળે છે તે ફળ પુષ્કર-તીર્થમાં સ્નાન કરનારને પ્રાપ્ત થાય છે. ૩૩૩

બ્રાહ્મણને અહીં દધી(દહીં)નું દાન કરનાર અગ્નિલોકમાં મનોરમ ઉત્તમ ભોગોને ભોગવે છે. ૩૩૪

અહીં બ્રાહ્મણને ઉર્ણા(ઉનનું વસ્ત્ર-શાલ કાંમળ વગેરે)નું દાન કરનાર, વસ્ત્રદાનના દશગણા પુણ્યને પ્રાપ્ત કરે છે. ૩૩૫

મધ્યમકુંડમાં સ્નાન કરી, પિતૃઓને તર્પણથી તૃપ્ત કરનાર મનુષ્યના પિતરોની તૃપ્તિ બ્રહ્માના ત્રણ દિવસ સુધી રહે છે. (અર્થાત્ બાર હજાર યુગ-અર્થાત્ લાખો વર્ષ) ૩૩૬

तत्र स्नात्वा नरो भक्त्या, श्राद्धं कृत्वा प्रयत्नतः ।
सहिरण्यांस्तिलान् दत्वा, कुलानामुद्धरेच्छतम् ॥ ३३७ ॥
तत्र कुण्डे स्थितं वारि, पिबन्ति प्राणिनश्च ये ।
सोमपानादभ्यधिकं, प्राप्नुवन्ति फलं हि ते ॥ ३३८ ॥
कुण्डे तु मध्यमे स्नात्वा, कार्तिक्यां यः पुमान् द्विजे ।
प्रयच्छत्यथ यो द्रव्यं, सोऽश्वमेधफलं लभेत् ॥ ३३९ ॥
एवं [1]कनीयसे ब्रह्मन् कुण्डे स्नात्वा समाधिना ।
यः प्रयच्छति विप्राय, सुरूपां छालिकामपि ॥ ३४० ॥
स प्रयाति नरः क्षिप्रमग्निलोकं मनोरमम् ।
त्रिसप्तकुलसंयुक्तो, भुङ्क्ते तत्र महाफलम् ॥ ३४१ ॥
कनीयसि नरः स्नात्वा, यः सन्तर्पयते पितॄन् ।
स तानुद्धरते सर्वान् नरकादपि शुद्धधीः ॥ ३४२ ॥

---

ત્યાં સ્નાન કરી, જે મનુષ્ય પ્રયત્નપૂર્વક, ભક્તિથી શ્રાદ્ધ કરી, સુવર્ણ, તીલાદિકનું દાન કરે છે તે પોતાનાં સો કુળને ઉદ્ધારે છે.

જે પ્રાણીઓ આ કુંડનું જલપાન કરે છે તેને સોમપાનથી પણ અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે. ૩૩૮

કાર્તિક માસને વિષે જે મનુષ્ય મધ્યકુંડમાં સ્નાન કરી, બ્રાહ્મણને દ્રવ્યદાન કરે છે તે અશ્વમેધનું ફળ મેળવે છે. ૩૩૯

આ પ્રમાણે કનીયસ (ત્રીજા) કુંડમાં સ્નાન કરી, સુંદર ધૃત-પાત્રાદિક (છાલિકા)નું જે દાન કરે છે તે પોતાના એકવીશ પુરૂષો સહ અગ્નિલોકમાં જઇ, મહાપુણ્ય ભોગવે છે. ૩૪૦–૩૪૧

કનીયસ કુંડમાં સ્નાન કરી, પિતૃઓને તૃપ્ત કરનાર (ભાવિક) નરકગત પિતૃઓનો પણ ઉદ્ધાર કરે છે. ૩૪૨

---

१ कनीयसि P

तस्मात्सर्वप्रयत्नेन, गमनाय मतिः स्थिरा ।
पुरुषेण तु कर्तव्या, पुष्करप्राप्तये सदा ॥ ३४३ ॥
तत्रस्थास्तज्जलं येऽपि, पश्यन्ति तटसंस्थिताः ।
तेऽप्यग्निष्टोमस्य फलं, [1]सुखेनावाप्नुवन्त्युत ॥ ३४४ ॥
योऽवतीर्य पुनस्तत्र, कश्चित्स्नानं समाचरेत् ।
नरः समाधियुक्तात्मा, ब्रह्मणोऽनुचरो भवेत् ॥ ३४५ ॥
शाकादिनापि हि पितॄन्, [2]यस्तत्रार्चयते नरः ।
सोऽभ्येति विपुलांल्लोकांस्तेषामेवानुभावतः ॥ ३४६ ॥
ये पुनर्विधिना तत्र, श्राद्धं कुर्वन्ति मानवाः ।
ते नयन्ति पितॄन् [3]स्वर्गं, नरकादपि दुस्तरात् ॥ ३४७ ॥
यस्तु पुष्करकुण्डस्थं, जलं सारस्वतं पिबेत् ।
लभते सोऽक्षयान् लोकान्, ब्रह्मविष्ण्वीशशब्दितान् ॥३४८॥

---

તેટલા જ માટે સર્વ પ્રયત્નથી મનુષ્યોએ ત્યાં જઈ પુષ્કરતીર્થનું સેવન કરવું. ૩૪૩

ત્યાં નિવાસ કરી, તટ ઉપરથી તેના તીર્થજળનું નિત્ય દર્શન કરનાર પણ અગ્નિષ્ટોમનું ફળ સુખપૂર્વક પ્રાપ્ત કરે છે. ૩૪૪

તેમાં ઉતરીને જે મનુષ્ય સ્નાન કરે છે તે સમાધિયુક્ત પુરૂષ બ્રહ્માનો અનુચર (સેવક) બને છે. ૩૪૫

જે મનુષ્ય કંદમૂળ, ફળ, વગેરે શાકાદિથી પણ અહીં પિતૃઓનું યજન કરે છે,તે પિતૃભક્તિથી ઉત્તમલોક અને વિપુલ ભોગને પામે છે. ૩૪૬

જે ભક્તિપુરઃસર ત્યાં વિધિયુક્ત શ્રાદ્ધ કરે છે તે પોતાના પિતૃઓને દુસ્તર નરકમાંથી મુક્ત કરી, સ્વર્ગમાં મોકલે છે. ૩૪૭

પુષ્કરતીર્થમાં આવેલ સરસ્વતીના જળનું જે મનુષ્ય પાન કરે છે, તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશયુક્ત અક્ષય લોકને મેળવે છે. ૩૪૮

---

१ सुखेनैवाप्नुवन्ति च P २ यो वै तर्पयते नराः M ३ स्वर्गं P

[1]पूर्वे ( पूर्वं ) स्नायाज्जेष्ठकुण्डे, [2]मध्यमे तदनन्तरम् ।
कनीयसि ततो ब्रह्मन्, कुण्डं प्रतितुकामतः ॥ ३४९ ॥
एकस्मिन्नपि यः कुण्डे, कार्तिक्यां स्नाति भावितः ।
स ब्रह्मलोकमासाद्य, ब्रह्मणा सह मोदते ॥ ३५० ॥
पुष्करे दानमिच्छन्ति, तिलानां [3]मुनिसत्तम ।
कृष्णपक्षे चतुर्दश्यां, स्नानं च विहितं सदा ॥ ३५१ ॥
पिण्याकेनैंगुदेनापि, पिण्डं तत्र प्रयच्छति ।
पितॄणां प्रयतो भूत्वा, पितृलोकं स गच्छति ॥ ३५२ ॥
एतद्वै पुष्करं तीर्थं, भुक्तिदं मुक्तिदं नृणाम् ।
इष्टं तु ब्रह्मणा यत्र, पूजकानां हि स्वर्गदम् ॥ ३५३ ॥
गौरेयं तत्र सम्पूज्य, कार्तिक्यां पुष्करे सदा ।
विवाहास्तत्र कर्तव्या, लग्नशुद्धिं विना नरैः ॥ ३५४ ॥

હે બ્રહ્મન ! પ્રથમ જ્યેષ્ઠકુંડમાં, પછી મધ્યકુંડમાં અને અંતે કનીયસકુંડમાં અનુક્રમે સ્નાન કરવું. ૩૪૯

તેમાંના એકાદ કુંડમાં પણ શ્રદ્ધા વડે કરી, કાર્તિક માસમાં સ્નાન કરનાર મનુષ્ય બ્રહ્મલોકમાં જઇ, બ્રહ્માની સાથે આનંદ મેળવે છે.

હે મુનિસત્તમ ! પુષ્કરતીર્થમાં તિલપ્રદાનનું, તથા કૃષ્ણપક્ષની ચતુર્દશીના દિવસે સ્નાન કરવાનું ખાસ વિધાન બતાવ્યું છે. ૩૫૧

ઇંગોરાના પિણ્યાક(ગર્ભ)થી પણ અહીં પિતૃઓને પિંડપ્રદાન કરવાથી પોતાના પિતરો પવિત્ર બની, પિતૃલોકમાં જાય છે. ૩૫૨

આ પુષ્કરતીર્થ મનુષ્યોને ભુક્તિ (વિવિધ ભોગ) અને મુક્તિ (મોક્ષ) આપનારૂં છે. વળી તે બ્રહ્માને અત્યંત પ્રિય હોવાથી સ્વર્ગેચ્છુ-ઓએ તેનું અવશ્ય સેવન કરવું. ૩૫૩

આ પુષ્કરક્ષેત્રને વિષે કાર્તિક માસમાં ગૌરેય(ગણપતિ)નું

१ पूर्वे P २ मध्यमं P ३ मुनिसत्तमाः P

एकादश्याः समारभ्य, यावत् पंचदशी भवेत् ।
[1]सम्बन्धस्तत्र दृश्येत, पुत्रपौत्रविवर्धनः ॥ ३५५ ॥

[2]कार्यारम्भेषु सर्वेषु, तथैवार्थागमेषु च ।
धर्मकार्येषु च जनैर्यात्रारम्भेषु सर्वदा ॥ ३५६ ॥

[3]मङ्गलेषु च सर्वेषु, कार्यारम्भेषु यत्नतः ।
गौरेयः प्रथमं पूज्यो, [4]निर्विघ्नां सिद्धिमिच्छता ॥ ३५७ ॥

चतुर्थीषु च सर्वासु, गौरेयं पूजयन्ति ये ।
विलेपनैः सुगन्धैश्च, पुष्पैर्धूपैः सुगन्धिभिः ॥ ३५८ ॥

वस्त्रैराभरणै रत्नैर्नैवेद्यैर्मोदकादिभिः ।
पशुमद्योपहारैश्च, गीतनृत्यैश्च शक्तितः ॥ ३५९ ॥

तेभ्यो ददाति सुप्रीतो, विघ्नेशः सिद्धिमुत्तमाम् ।
सदा पूरयते सर्वान्, निर्विघ्नांश्च मनोरथान् ॥ ३६० ॥

---

પૂજન કરી, એકાદશીથી પૂર્ણિમા સુધીમાં લગ્નશુદ્ધિ વિના કરેલું લગ્ન પણ પુત્રપૌત્રાદિકની વૃદ્ધિ આપનારૂં છે. ૩૫૪–૩૫૫

સર્વ કાર્યના પ્રારંભમાં, ધનપ્રાપ્તિ, ધર્મકાર્ય, યાત્રારંભ, મંગળ કાર્યો, વગેરેમાં નિર્વિઘ્ન કાર્યસિદ્ધિ ઇચ્છતા મનુષ્યોએ આ ગણપતિ-(ગૌરેય)નું પ્રથમ પૂજન કરવું. ૩૫૬–૫૭

દરેક માસની ચતુર્થીના દિવસે ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, અને નૈવેદ્ય, વગેરેથી તેમ જ વસ્ત્ર, આભૂષણ, રત્ન, નૈવેદ્ય, મોદક, ઉપહાર, પશુ. મદ્ય, ગીત, નૃત્યાદિકવડે જે આ ગણપતિનું પૂજન કરે છે તેના ઉપર ઉમાપુત્ર ગણેશ પ્રસન્ન થઈ, ઉત્તમ સિદ્ધિને આપે છે, અર્થાત્ સર્વ કામનાઓ પરિપૂર્ણ કરે છે. ૩૫૮–૫૯–૬૦

---

१ सम्बन्धास्तत्र P २ विद्यारम्भेषु P. M ३ माङ्गल्येषु P
४ निर्विघ्नं P

पूज्यमानस्तु तत्रस्थै र्जनैर्नगरवासिभिः ।
उपसर्गान्निहन्त्येव, [1]स वै क्षेत्राधिपः सदा ॥ ३६१ ॥

यस्तु यं चिन्तयन् कामं, शुभं वा यदि वाऽशुभम् ।
गौरेयं पूजयेद्ब्रह्मन्, स तु तं प्राप्नुयाद्ध्रुवम् ॥ ३६२ ॥

पुत्रजन्मविवाहेषु, सुहृन्मित्रधनागमे ।
कर्तव्योद्यानिका तत्र, आत्मनो वृद्धिमिच्छता ॥ ३६३ ॥

अभिप्रेतार्थसिद्ध्यर्थं, देवैर्ऋषिगणैश्च यः ।
गौरेयः पूज्यते ब्रह्मन्, विघ्नेशः सर्वसिद्धिदः ॥ ३६४ ॥

एतत्ते कथितं सर्वं, माहात्म्यं पुष्करस्य च ।
गौरेयस्य तथा तात, सर्वपातकनाशनम् ॥ ३६५ ॥

---

અહીં રહેનારા નગરવાસી જનોએ તેમનું પૂજન વિશેષે કરીને કરવું; કારણ તેઓ અહીંના ક્ષેત્રાધિપ હોવાથી ઉપસર્ગો(મહામારી વગેરે. રાગોપદ્રવો)નો નાશ કરે છે. ૩૬૧

જે મનુષ્ય જેવી ભાવનાથી શુભ અથવા અશુભ વાંછનાથી આ ગણુપતિનું પૂજન કરે છે તે પોતાની ભાવનાનુરૂપ ફળ મેળવે છે. ૩૬૨

પુત્ર જન્મ, વિવાહ, સુહૃદ્‌મિત્રસમાગમ અને ધનપ્રાપ્તિ વગેરે કાર્યોમાં આત્મોન્નતિની વૃદ્ધિ ઇચ્છતા મનુષ્યોએ તેમનું પૂજન કરવું. ૩૬૩

ઇચ્છિત ફલની સિદ્ધિ માટે ગૌરિપુત્ર(ગણુપતિ) દેવઋષિગણોથી પણુ પૂજ્ય છે. હે બ્રહ્મન્! વિઘ્નેશ સર્વ સિદ્ધિને આપનારા છે. ૩૬૪

હે તાત! પુષ્કર અને ગૌરેયનું માહાત્મ્ય આ પ્રમાણે મેં તમને સંભળાવ્યું, જે સર્વ પાપનો નાશ કરનારૂં છે. ૩૬૫

---

१ स च क्षेत्राधिपः P

श्रीमार्कण्डेय उवाच—

प्राधान्येन तु तीर्थानि, ऊखरे कथितानि ते ।
येषां स्मरणमात्रेण, मुच्यते सर्वकिल्बिषैः ॥ ३६६ ॥
ऊखरस्य तु मध्ये ये, प्राणिनो निधनं गताः ।
स्थावरा जङ्गमाश्चैव, न पुनः सम्भवन्ति ते ॥ ३६७ ॥
तपः करोति सुमते, ऊखरे यस्तु भावितः ।
वर्षास्वभ्रावकाशी च, हेमन्ते सलिलेशयः ॥ ३६८ ॥
ग्रीष्मे पञ्चाग्निमध्यस्थो, वर्षमप्येकमेव तत् ।
वर्षायुतसमं तेन, तपस्तप्तं भवेद्द्विज ॥ २६९ ॥
फलमूलाशिनो ये च, शीर्णपर्णाशिनस्तथा ।
दन्तोलूखलिनश्चैव, अश्मकुट्टास्तथैव च ॥ ३७० ॥
धूमपा उष्मपाश्चैव, ऊखरे कुर्वते तपः ।
कल्पं स्वर्गे सुखं भुक्त्वा, निर्वाणं यान्ति ते परम् ॥३७१॥

---

માર્કંડેય બોલ્યા-ઊખરતીર્થમાં જે મુખ્ય મુખ્ય તીર્થો ગણાવ્યાં છે, તે બધાં સ્મરણમાત્રથી પણ સર્વ પાપને નાશ કરનારાં છે. ૩૬૬

જે પ્રાણિઓ ઊખરની મધ્યમાં મરણ પામે છે તે ફરીથી સ્થાવર કે જંગમમાં (વૃક્ષો પર્વતો વગેરે) જન્મ પામતા નથી, અર્થાત્ ઉત્તમ યોનિમાં જન્મ લે છે. ૩૬૭

હે સુમતિ! આ ઊખરક્ષેત્રને વિષે વર્ષા ઋતુમાં આકાશ નીચે, હેમંતમાં જળની અંદર અને ગ્રીષ્મમાં પંચાગ્નિ વચ્ચે, એક વર્ષ સુધી તપ કરનાર, મનુષ્ય દશહજાર વર્ષ તપના ફળને મેળવે છે. ૩૬૮-૬૯

ફળમૂળ તથા પાંદડાં ખાઈને, દાંતથી ખાંયણીથી અગર પથ્થરથી કૂટીને, (અર્થાત્ કાચું અન્ન, ફળ મૂળ વગેરે દાંતથી પથ્થરથી વાંટી) તેમ જ ઉષ્મપાન (વરાળ વગેરેનું પાન કરી) કરી, જે અહીં તપ કરે છે, તે કલ્પપર્યંત સ્વર્ગસુખ ભોગવીને નિર્વાણપદને પામે છે. ૩૭૦-૭૧

कृच्छ्रं [1]चान्द्रायणं चापि, तथा सान्तपनं तु यो ।
व्रतं प्रकुर्वते तत्र, सोऽपि मुक्तेस्तु भाजनम् ॥ ३७२ ॥
ऊखराद्वायुनोद्भूताः, पांसवोऽपि स्पृशन्ति यान् ।
तेऽपि यान्ति परां मुक्तिं, किं पुनस्तत्र ये स्थिताः ॥३७३॥
त्रिरात्रमपि यस्तत्र, वसते भावसंयुतः ।
आजन्मसञ्चितं पापं, तत्क्षणान्नश्यति ध्रुवम् ॥ ३७४ ॥

मार्कण्डेय उवाच—

अतः परं तु ते वच्मि, क्षेत्रमाहात्म्यमुत्तमम् ।
पीठस्यापि प्रभावं च, प्रमाणं स्थानमेव च ॥ ३७५ ॥
ब्रह्मकुण्डात्समारभ्य, यत्र देव्यो व्यवस्थिताः ।
क्षेत्रमेतत्समाख्यातं, सिद्धराजसरः स्थितम् ॥ ३७६ ॥

---

અહીં કૃચ્છ્ર, સાંતપન, ચાંદ્રાયણ, વગેરે વ્રતો કરનાર મનુષ્ય મુક્તિ (મોક્ષ) પ્રાપ્ત કરે છે. ૩૭૨

વાયુથી ઉડતી ઊખર ભૂમિની ધૂલિકા (રજ) પણ જેને સ્પર્શ કરે છે તે મુક્તિ પામે છે, તો આ સ્થાનમાં નિવાસ કરનારા મનુષ્યો મુક્ત થાય તેમાં આશ્ચર્ય નથી. ૩૭૩

ત્રણ રાત્રી પણ અહીં જે ભાવયુક્ત નિવાસ કરે છે તેના આ જન્મ સંચિત પાપો નાશ પામે છે. ૩૭૪

માર્કંડેય બોલ્યા—હવે ક્ષેત્ર તથા પીઠનો પ્રભાવ, પ્રમાણ, અને સ્થાન માહાત્મ્ય કહું છું તે સાંભળો. ૩૭૫

બ્રહ્મકુંડથી આરંભી દેવીના સ્થાન સુધી સિદ્ધરાજ સરોવર ઉપરના પ્રદેશને ક્ષેત્ર કહેવામાં આવે છે. ૩૭૬

---

१ चान्द्रायणं चाऽपि P

यदा तु सिद्धराजेन, समकालं प्रतिष्ठितम् ।
सहस्रं तत्र लिङ्गानां, [1]तस्यैव च सरस्तटे ॥ ३७७ ॥
समाराध्य तथा देवी तत्रानीता सरस्वती ।
नदीभिः सहिता तीर्थे देवैर्ऋषिगणैः सह ॥ ३७८ ॥
आगतस्तु तदा ब्रह्मा, सिद्धराजसरोवरे ।
प्रीत्यर्थं सिद्धराजस्य, सरस्वत्याभिमन्त्रिते ॥ ३७९ ॥
तथा विष्णुश्च भगवान्, रुद्रश्चैव स्वयं प्रभुः ।
द्रष्टुं महोत्सवं पुण्यं, देव्यः सर्वाः समाययुः ॥ ३८० ॥
तस्मिन् महोत्सवे वृत्ते, सम्पूर्णे तु सरोवरे ।
चक्रुस्ते स्वानि तीर्थानि, [2]सिद्धराजेन तोषिताः ॥ ३८१ ॥
ब्रह्मणा निर्मितं तत्र, ब्रह्मकुण्डं गयासमम् ।
यत्र स्नात्वा नरो ब्रह्मन्, पितॄणामनृणो भवेत् ॥ ३८२ ॥

---

જ્યારે **સિદ્ધરાજે સહસ્રલિંગ સરોવર** ઉપર સહસ્રશિવલિંગોનું સ્થાપન કર્યું, ત્યારે દેવી સરસ્વતીનું આરાધન કરી, દેવઋષિગણો સાથે તેમને સરોવરમાં પધરાવ્યાં. ૩૭૭–૭૮

આ મહોત્સવને જોવા માટે સરસ્વતીથી અભિમંત્રિત સરોવરમાં **સિદ્ધરાજ**ની પ્રસન્નતા અર્થે બ્રહ્મા, ભગવાન્ વિષ્ણુ, તથા રૂદ્ર સર્વ દેવાઓ સહિત પધાર્યા હતા. ૩૭૯–૮૦

આ સરોવર સંપૂર્ણ તૈયાર થયા પછી, મહોત્સવવખતે, સિદ્ધરાજ ઉપર પ્રસન્ન થયેલા તે બધા દેવોએ, પોતપોતાનાં તીર્થો સહિત અહીં નિવાસ કર્યો. ૩૮૧

ત્યાં બ્રહ્માએ નિર્માણ કરેલો ગયા તીર્થ સમાન બ્રહ્મકુંડ છે, જેમાં સ્નાન કરવાથી મનુષ્ય પિતૃઋણમાંથી મુક્ત થાય છે, ૩૮૨

---

१ तस्यैव सरसस्तटे P २ सरस्वत्या च तोषिताः P

ब्रह्मकुण्डे नरो स्नात्वा, सन्तर्प्य पितृदेवताः ।
स्मृत्वा गदाधरं देवं, लभते ब्रह्मणः पदम् ॥ ३८३ ॥
यत्किञ्चिदशुभं कर्म, जन्मकोटिशतार्जितम् ।
स्नातानां ब्रह्मकुण्डे तु, देहिनां नश्यति क्षणात् ॥३८४॥
[1]सर्वपातकयुक्तोऽपि, सर्वपातकिनः पितॄन् ।
ब्रह्मकुण्डे ततः श्राद्धे, मोचयेदात्मना सह ॥३८५॥
करोति तत्र यः श्राद्धं, क्रियते यस्य वा पुनः ।
उभौ तु पुण्यकर्माणौ, नियतं स्वर्गगामिनौ ॥३८६॥
पितॄणां य; सुखाकाङ्क्षी, सर्वदा चात्मनो द्विजः ।
तेन श्राद्धं प्रकर्तव्यं, ब्रह्मकुण्डे विशेषतः ॥३८७॥
असंस्कृता मृता ये च, गर्भस्था वाऽथ देहिनः ।
गोब्राह्मणहता ये च, शृङ्गिदंष्ट्रिसरीसृपैः ॥३८८॥

---

જે મનુષ્ય બ્રહ્મકુંડમાં સ્નાન કરી, પિતૃઓને સંતર્પી, ગદાધર ભગવાનનું સ્મરણ કરે છે તે બ્રહ્મપદવીને પામે છે. ૩૮૩

આ બ્રહ્મકુંડમાં સ્નાન કરવાથી સો કરોડ જન્મનાં અશુભ પાપોનો નાશ થાય છે. ૩૮૪

મહાપાપી મનુષ્ય પણ બ્રહ્મકુંડમાં શ્રાદ્ધ કરવાથી પોતાનો અને તેના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ૩૮૫

બ્રહ્મકુંડમાં જે શ્રાદ્ધ કરે છે, અને જેના નિમિત્તે શ્રાદ્ધ કરવામાં આવે છે તે ઉભય પુણ્યકર્તાઓ સ્વર્ગવાસી બને છે (સ્વર્ગમાં જાય છે). માટે પોતાના અને પૂર્વજોના સુખની અભિલાષાવાળાએ હે સુમતિ! બ્રહ્મકુંડમાં શ્રાદ્ધાદિક સર્વ ક્રિયાઓ કરવી. ૩૮૬–૮૭

સંસ્કાર વિના મૃત્યુ પામેલા, ગર્ભમાં, ગાય અને બ્રાહ્મણથી, તેમ શિંગડાંવાળાં પશુઓ વડે, સિંહવ્યાઘ્રાદિક પ્રાણિઓ દ્વારા, જળમાં, વિષથી (સર્પશ્વાદંદિક), વિજળીથી, વાયુથી, અને આત્મહત્યાથી મરણ પામેલાં-

---

१ इत आरभ्यैकविंशतिः श्लोकाः P आदर्शे नोपलभ्यन्ते।

तथा ये चात्महन्तारो, विषविद्युद्धताश्च ये ।
ब्रह्मकुण्डे पिण्डदानात्, तेऽपि यान्ति परां गतिम् ॥३८९॥
सम्यगिष्टेन यत्पुण्यमश्वमेधेन सुव्रत ।
ब्रह्मकुण्डे श्राद्धदानादधिकं तद्भवेन्नृणाम् ॥३९०॥
रजतं च तिलांश्चैव, पायसं मधुसर्पिषी ।
पितॄनुद्दिश्य दातव्यं, ब्रह्मकुण्डे सदा बुधैः ॥३९१॥
नभस्य कृष्णपक्षे तु, त्रयोदश्यां मघासु च ।
ब्रह्मकुम्डे गोप्रदानात्, पितॄन् सर्वान् समुद्धरेत् ॥३९२॥
भक्तयादर्शे ब्रह्मकुण्डे, श्राद्धं यः कुरुते सकृत् ।
तृप्यन्ति पितरस्तस्य, सन्ततिश्चाक्षया भवेत् ॥३९३॥
प्रेतपक्षे त्वमावास्यामष्टकासु मघासु च ।
श्राद्धं तत्र प्रशंसन्ति, ब्रह्मकुण्डे द्विजोत्तमाः ॥३९४॥

---

ઓને બ્રહ્મકુંડમાં પિંડદાન આપવાથી તેઓની પરમ ગતિ થાય છે. ૩૮૮–૮૯

ઉત્તમ પ્રકારે અશ્વમેધ યજ્ઞ કરવાથી જે પુણ્ય મળે છે તે હે સુવ્રત! આ બ્રહ્મકુંડમાં સ્નાનદાન કરવાથી મનુષ્ય પ્રાપ્ત કરે છે. ૩૯૦

ઉત્તમ પુરૂષોએ પિતૃઓને ઉદ્દેશીને રૂપું, તલ, પાયસ (દૂધપાક), મધ, ઘી, વગેરેનું બ્રહ્મકુંડ ઉપર હંમેશાં દાન કરવું. ૩૯૧

ભાદ્રપદ માસમાં કૃષ્ણપક્ષની તેરશે મઘાનક્ષત્ર વિષે, બ્રહ્મકુંડમાં ગોપ્રદાન આપવાથી સર્વ પિતૃઓનો ઉદ્ધાર થાય છે. ૩૯૨

જે ભક્તિ વડે બ્રહ્મકુંડમાં દર્શશ્રાદ્ધ કરે છે તેના પિતૃઓ સંતુષ્ટ થાય છે અને તેને અક્ષય સંતતિ મળે છે. ૩૯૩

પ્રેતપક્ષમાં (શ્રાદ્ધપક્ષમાં), અમાવાસ્યામાં, અષ્ટકામાં, અને મઘામાં બ્રહ્મકુંડ ઉપર (કરવામાં આવતા) શ્રાદ્ધવિધિની વિદ્વજ્જનો પ્રશંસા કરે છે. ૩૯૪

ब्रह्मकुण्डं समन्ताच्च, पितृतीर्थैरलङ्कृतम् ।
तृप्यन्ति पितरस्तस्मात्, श्राद्धदानेन सर्वदा ॥३९५॥
गयायां ब्रह्मशीर्षे च, सरसि ब्रह्मणस्तथा ।
गयाशीर्षे वटे चैव, कृत्वा स्नानं तु यत्फलम् ॥३९६॥
तत्फलं समवाप्नोति, ध्यात्वा देवं गदाधरम् ।
सारस्वतं जलं पुण्यं, सर्वत्रैव सुदुर्लभम् ॥३९७॥
ब्रह्मकुण्डे विष्णुयाने, रुद्रकूपे विशेषतः ।
ब्रह्मकुण्डान्नातिदूरे, सरस्वत्यां व्यवस्थितम् ॥३९८॥
विष्णुयानमिति ख्यातं, दक्षिणां दिशिमास्थिता ।
पुरा तत्र मृगो वृद्धः, प्रमादात्पतितो जले ॥३९९॥
सरस्वत्यां निमग्नोऽसौ, दिव्यदेहधरस्ततः ।
विष्णुयानं समारुह्य, शङ्खचक्रगदाधरः ॥४००॥
प्रभावात्तस्य तीर्थस्य, विष्णुलोकमवाप सः ।
ततः प्रभृति तत्तीर्थं, विष्णुयानमिति श्रुतम् ॥४०१॥

---

(આ) બ્રહ્મકુંડ ચારે બાજુથી પિતૃતીર્થવડે અલંકૃત છે, માટે ત્યાં શ્રાદ્ધદાન કરવાથી હંમેશાં પિતૃઓ તૃપ્ત રહે છે. ૩૯૫

ગયામાં, બ્રહ્મશિર્ષમાં, બ્રહ્મસરમાં, ગયાશિર્ષમાં અને વડ નીચે સ્નાન કરવાથી જે ફળ મળે છે, તે પુણ્ય (અહીં) ગદાધર ભગવાનનું ધ્યાન કરવાથી મળે છે. સરસ્વતીનું જળ સર્વત્ર દુર્લભ છે. ૩૯૬–૯૭

(પરંતુ) **બ્રહ્મકુંડ**માં, **વિષ્ણુયાન**માં, અને **રૂદ્રકૂપ**માં એ જળ ખાસ કરીને દુર્લભ છે. **બ્રહ્મકુંડ**ની પાસે દક્ષિણ દિશામાં સરસ્વતીના તટ ઉપર **વિષ્ણુયાન** નામે મહાતીર્થ આવેલું છે, ત્યાં પહેલાં એક વૃદ્ધ મૃગ (હરણ) પ્રમાદથી જળમાં પડેલો, તે સરસ્વતીથી શુદ્ધ થઇ, દિવ્ય દેહ ધારણ કરી, વિષ્ણુયાન (ગરૂડ) ઉપર બેસી, શંખ ચક્ર ગદાને ધારણ કરી, આ તીર્થના પ્રભાવથી વિષ્ણુલોકમાં ગયો. ત્યારથી આ **વિષ્ણુયાન** તીર્થ જગતમાં પ્રસિદ્ધ થયું. ૩૯૮–૩૯૯–૪૦૦–૪૦૧

**विष्णुलोकस्य गमने, यथाभूतं हि तद्यतः ।**
**विष्णुयाने नरः स्नात्वा, यः सन्तर्पयते पितॄन् ॥४०२॥**
**तृप्यन्ति पितरस्तस्य, यावदिन्द्राश्चतुर्दश ।**
**यस्तत्र कुरुते श्राद्धं, द्वादश्यां समुपोषितः ॥४०३॥**
**स याति पितृभिः सार्धं, तद्विष्णोः परमं पदम् ।**
**कृष्णाजिनं तिलैः सार्धं, सुवर्णं मधुसर्पिषी ॥४०४॥**
**विष्णुयाने प्रदातव्यं, वैष्णवं लोकमिच्छता ।**
**एकादश्यां विष्णुयाने, तिलप्रस्थं ददाति यः ॥४०५॥**
**सहिरण्यं द्विजे भक्त्या, विष्णुलोकं स गच्छति ।**
**विष्णुयानाद्दक्षिणतः, सरस्वत्यां व्यवस्थितम् ।**
**रुद्रकूपमिति ख्यातं, तत्तीर्थं सर्वकामदम् ॥४०६॥**
**यदा तु सिद्धराजेन, तत्रानीता सरस्वती ।**
**महता सा जलौघेन, तत्सरं समुपागता ॥४०७॥**

---

વિષ્ણુલોકમાં જવાને માટે આ તીર્થ ઉત્તમ વાહન રૂપ (અર્થાત્ વિષ્ણુલોકને પ્રાપ્ત કરાવનાર છે.) હોવાથી, તેનું નામ **વિષ્ણુયાન** રાખવામાં આવ્યું છે. આ તીર્થમાં સ્નાન કરી, પિતૃઓને સંતર્પી, જે તર્પણ કરે છે તેના પિતૃઓ ચૌદ ઇંદ્ર પર્યંત તૃપ્તિ પામે છે. જે મનુષ્ય ત્યાં બારશના દિવસે ઉપવાસ કરી શ્રાદ્ધ કરે છે તે પિતૃઓ સાથે વિષ્ણુલોકમાં જાય છે. ૪૦૨–૩

અહીં કૃષ્ણાજીન, તિલ સાથે સુવર્ણ, મધ અને ઘીનું દાન કરનાર મનુષ્ય વિષ્ણુલોકમાં જાય છે. ૪૦૪

એકાદશીના દિવસે **વિષ્ણુયાન**માં પ્રસ્થ (એક જાતનું ધાન્યમાન—૧૬ મુઠી) માત્ર તિલનું જે દાન કરે છે, તેમ જ ભક્તિવડે કરીને બ્રાહ્મણને સુવર્ણપ્રદાન કરે છે તે વિષ્ણુલોકમાં જાય છે. ૪૪૫

**વિષ્ણુયાન**થી દક્ષિણમાં સરસ્વતી ઉપર, રૂદ્રકૂપથી વિખ્યાત સર્વ કામનાઓને પૂર્ણ કરનારૂં તીર્થ છે. ૪૦૬

જ્યારે **સિદ્ધરાજ** સરસ્વતીને લાવ્યા ત્યારે મહાજલૌઘ વડે

तस्यास्तद्वेगमालोक्य, जलौघमतिदुःसहम् ।
चिन्तयामास सिद्धेशः, कथं स्वस्था भवेदियम् ॥४०८॥
ततः स परया भक्त्या, देवमार्तिहरं परम् ।
योगमास्थाय मनसा, शरण्यं शरणङ्गतः ॥४०९॥
सिद्धराजस्य तं भावं, बुद्ध्वा देवस्त्रिशूलभृत् ।
सरस्वत्याः कृते रुद्रस्तत्र कूपं चकार सः ॥४१०॥
सा च तं कूपमास्थाय, तदा स्वस्थाऽभवन्मुने ।
या जलौघेन महता, समायाता सरोवरम् ॥४११॥
पूरयामास तं कूपं, देवी पुण्येन वारिणा ।
संस्तूयमाना विबुधैः, स्वयं रुद्रेण तत्र सा ॥४१२॥
तं कूपं पूर्णमालोक्य, रुद्रः स्वस्थां सरस्वतीम् ।
निवासाय मतिं तत्र, कृत्वाऽवोचच्छुभं वचः ॥४१३॥

---

સરસ્વતી તે સરોવરમાં આવ્યાં. તેમનો આવો દુઃસહ વેગ જોઇ, તે સ્વસ્થ કેમ થાય તેનો **સિદ્ધરાજ** વિચાર કરવા લાગ્યો. ૪૦૭-૮

ત્યાર પછી આર્તિહર (દુઃખનાશક) ભગવાન શંકરનું યોગવડે ધ્યાન ધરી, તેમનું શરણ સ્વીકાર્યું (અર્થાત્ ભગવાન્ શંકરનું ધ્યાન ધર્યું ). ૪૦૯

**સિદ્ધરાજ**નો તે ( દીન ) ભાવ જાણી, ત્રિશૂલધારી ભગવાન્ શંકરે સરસ્વતીને સ્વસ્થ કરવા ત્યાં એક કૂપ બનાવ્યો. ૪૧૦

તે કૂપમાં આવતાં સરસ્વતી સ્વસ્થ બન્યાં, અને પવિત્ર જળવાળા પોતાના મહાપ્રવાહ વડે તે કૂપને તેમણે સંપૂર્ણ ભરી દીધો. ૪૧૧

દેવતાઓ વડે અને શંકરથી સ્તુતિ કરાતાં દેવી સરસ્વતી તે કૂપને પોતાના પુણ્યજળથી ભરતાં હવાં. આ કૂપને પૂર્ણ ભરાયેલો જોઇ, તેમ જ તેમાં સરસ્વતી સ્વસ્થ થયાં જાણી, ત્યાં નિવાસ કરવાની ઇચ્છાથી ભગવાન્ રૂદ્ર શુભ વચન બોલ્યા. ૪૧૨-૧૩

मयाऽयं निर्मितस्तस्मात्, सरस्वत्याः कृते सुराः ।
रुद्रकूप इति ख्यातस्तस्माल्लोके भविष्यति ॥४१४॥
दिवि भुव्यन्तरिक्षे च, यानि तीर्थानि कानिचित् ।
सान्निध्यं रुद्रकूपेऽस्मिन्, तेषां नित्यं भविष्यति ॥४१५॥
एवमुक्त्वा तदा रुद्रः, स्मृत्वा गङ्गामुदावहत् ।
न्यवसन् कूपमध्यस्थः, पार्वतीं परिवञ्चयन् ॥४१६॥
एवं पुण्यतमो कूपः, सुमते सम्बभूव सः ।
यस्मात्तत्र स्थितो रुद्रो, गङ्गया सहितः सदा ॥४१७॥
उपस्पृशति यस्तत्र, रुद्रकूपे सकृज्जलम् ।
विमुक्तः सर्वपापैस्तु, रुद्रलोकं स गच्छति ॥४१८॥
कृत्वा स्नानं तु यस्तत्र, तर्पयेत् पितृदेवताः ।
पितरस्तस्य तृप्यन्ति, रुद्रलोकं स गच्छति ॥४१९॥

---

હે દેવો! મેં આ કૂપ સરસ્વતીના વેગને સ્વસ્થ થવા બનાવ્યો છે, જેથી તે રૂદ્રકૂપ એ નામથી જગતમાં પ્રસિદ્ધ થશે. ૪૧૪

સ્વર્ગ, પૃથ્વી, અને અંતરિક્ષમાં જે જે તીર્થો છે, તે બધાં આ રૂદ્રકૂપમાં નિત્ય નિવાસ કરશે. ૪૧૫

આ પ્રમાણે કહી, રૂદ્રે (શંકરે) ગંગાનું સ્મરણ કરતાં પાર્વતીને છેતરી, આ કૂપમાં નિવાસ કર્યો. ૪૧૬

આવી રીતે હે સુમતિ! આ કૂપ પવિત્ર બન્યો, જેમાં રૂદ્રે ગંગા સાથે નિવાસ કર્યો છે. ૪૧૭

એક વખત પણ રૂદ્રકૂપના જળનો સ્પર્શ થતાં, પ્રાણી પાપમુક્ત બની, રૂદ્રલોકમાં જાય છે. ૪૧૮

જે ત્યાં સ્નાન કરી દેવપિતૃઓને તૃપ્ત કરવા તર્પણ કરે છે, તેના પિતૃઓ રૂદ્રલોકમાં જઈ ઉત્તમ ગતિને પામે છે. ૪૧૯

रुद्रकूपे नरः श्राद्धं, यः करोति समाहितः ।
[1]रुद्रलोकं नयत्याशु, पितॄनेकोत्तरं शतम् ॥४२०॥
तत्राण्वपि सुवर्णं ये, ब्राह्मणाय प्रयच्छति ।
दत्तस्तेन भवेन्मेरुः, काञ्चनो नात्र संशयः ॥४२१॥
प्राणिनो रुद्रकूपे ये, [2]पिबन्ति तृषिता जलम् ।
तेऽपि पापविनिर्मुक्ता, भवन्ति गणनायकाः ॥४२२॥
यः कश्चित् कृष्णपक्षे तु, रुद्रकूपे सुभावितः ।
दद्याच्छ्राद्धं द्विजेभ्यस्तु, पायसं मधुसर्पिषी ॥४२३॥
पितॄनुद्दिश्य विधिना, स सर्वानुद्धरेत् पितॄन् ।
मोक्षं नयति स्वर्गस्थान्नरकस्थान् दिवं तथा ॥४२४॥
तत्र दानानि देयानि, पितॄनुद्दिश्य भावितैः ।
[3]गावस्तिलाः सुवर्णं च, भूर्वस्त्राणि गृहाणि च ॥४२५॥

રુદ્રકૂપમાં જે મનુષ્ય સ્વસ્થચિત્તથી શ્રાદ્ધ કરે છે, તે એકોત્તરશત પિતૃપુરુષોને રુદ્રલોકમાં લઈ જાય છે. ૪૨૦

ત્યાં અણુમાત્ર સુવર્ણ પણ બ્રાહ્મણને દાનમાં આપવામાં આવે તો સોનાનો મેરુ આપ્યા સમાન પુણ્ય થાય છે, તેમાં સંશય નથી. ૪૨૧

આ રુદ્રકૂપમાંથી જે પ્રાણિઓ તૃષા છિપાવવા જલપાન કરે છે તો પણ તેઓ પાપથી વિમુક્ત બની, ગણનાયક થાય છે. ૪૨૨

જે કોઈ કૃષ્ણ પક્ષમાં રુદ્રકૂપ પાસે શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરી, બ્રાહ્મણોને પાયસ (દૂધપાક), મધ, ઘી, વગેરે આપે છે, તેના પિતૃઓ નરકમાં ગયા હોય તો પણ સ્વર્ગને પામે છે, અને સ્વર્ગમાં હોય તો મોક્ષ મેળવે છે. ૪૨૩-૨૪

ત્યાં પિતૃઓને ઉદ્દેશી ગાય, તલ, સુવર્ણ, પૃથ્વિ, વસ્ત્ર, અને ઘરનાં દાનો આપવાં. ૪૨૫

१ मास्त्यऽयं श्लोकः P आदर्शे. २ तत्र एव पिबन्ति तृषिता जले. P
३ यवस्तिला P

ये ये शृण्वन्ति सुमते, तैस्तैः पूज्यो हि वाचकः ।
वाचके पूजिते सम्यग्, नरः पुण्यमवाप्नुयात् ॥४२६॥
ब्राह्मणानां स्वशक्त्या तु, देयं शाठ्यविवर्जितैः ।
पितृणां पुरुषैर्दानं, वाञ्छद्भिश्चाक्षयां गतिम् ॥४२७॥
अथ किं बहुनोक्तेन, रुद्रकूपे तु यत्कृतम् ।
स्नानदानादिकं सर्वं, तदनन्तफलं लभेत् ॥४२८॥
ब्रह्मकुण्डे विष्णुयाने, रुद्रकूपे तथैव च ।
दशोत्तरं पुण्यफलं, नराणां भावितात्मनाम् ॥४२९॥
इति श्रीमार्कण्डेयोक्ते सरस्वतीपुराणे रुद्रकूपमाहात्म्यं नाम
पञ्चदशः सर्गः ॥१५॥

---

હે સુમતિ! આ બધું વૃત્તાન્ત સાંભળ્યા પછી વાચકનું પૂજન કરવાથી પુણ્યની વૃદ્ધિ થાય છે. ૪૨૬

બ્રાહ્મણોને વિત્તશાઠ્ય (કંજુસપણું) ત્યજી સ્વશક્તિ પ્રમાણે (દાન આપી) પ્રસન્ન કરવા, જેથી પિતૃઓને અક્ષયગતિ પ્રાપ્ત થાય છે. ૪૨૭

બહુ કહેવાથી શું? રૂદ્રકૂપમાં જે કાંઈ સ્નાનદાનાદિક કરવામાં આવે છે તે અનંત પુણ્યને આપનારાં થાય છે. ૪૨૮

બ્રહ્મકુંડમાં, વિષ્ણુયાનમાં, અને રૂદ્રકૂપમાં (દાનાદિક કરવાથી) શ્રદ્ધાળુ પુરૂષોને દસદસ ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે. ૪૨૯

આ પ્રમાણે માર્કંડેયે કહેલ સરસ્વતીપુરાણાન્તર્ગત રૂદ્રકૂપમાહાત્મ્ય
નામનો પંદરમો સર્ગ સમાપ્ત. સર્ગ ૧૫

# सरस्वतीपुराण सर्ग १६

श्रीमार्कण्डेय उवाच—

ततस्तस्माद्रुद्रकूपात्, प्राचीभूत्वा सरस्वती ।
प्रसन्ना सा स्मरद्गङ्गां, यमुनां च महानदी ॥१॥
स्मृतमात्रे तया सख्यौ, प्रीत्या तत्र समागते ।
ताभ्यां च सहिता देवी, प्रविष्टा तत्सरोवरम् ॥२॥
यत्र गङ्गा च यमुना, मध्ये देवी सरस्वती ।
वेणीभूतं हि तत्तीर्थं, प्रयागादतिरिच्यते ॥३॥
[1]प्राची सरस्वती ये च, तत्र किं मृग्यते परम् ।
यस्यास्तु दर्शनादेव, नरः पापैः प्रमुच्यते ॥४॥
ये पिबन्ति नराः पुण्यं, सरस्वत्याः शुभं जलम् ।
न ते मनुष्या विज्ञेया, मार्कण्डो मुनिरब्रवीत् ॥५॥

---

માર્કંડેય બોલ્યા—ત્યારપછી સરસ્વતિએ રુદ્રકૂપથી પ્રાચી થઈ ગંગાયમુના મહાનદીઓનું સ્મરણ કર્યું. ૧

સ્મરણ માત્રથી તેમની સખીઓ (ગંગા–યમુના) પ્રીતિપૂર્વક ત્યાં આવ્યાં, જેમની સાથે દેવી(સરસ્વતી)એ સરોવરમાં પ્રવેશ કર્યો. ૨

ત્યાં ગંગાયમુનાના મધ્યભાગમાં રહેલાં દેવી સરસ્વતીયુક્ત તે વેણીતીર્થ પ્રયાગથી પણ ઉત્તમ છે. (અર્થાત્ પ્રયાગના ત્રિવેણી તીર્થથી અધિક છે.) ૩

જ્યાં પ્રાચી સરસ્વતી તીર્થ હોય, ત્યાં તેનાથી વિશેષ બીજું શું શોધવું? (અર્થાત્ તેનાથી બીજું કયું તીર્થ છે) જેનાં દર્શન માત્રથી મનુષ્ય પાપમુક્ત થાય છે. ૪

જે મનુષ્યો પ્રાચી સરસ્વતીનું જળપાન કરે છે, તે મનુષ્યો નથી, એમ માર્કંડેય ઋષિનું કહેવું છે. (અર્થાત્ દેવ છે) ૫

---

१ पद्यमिदं P आदर्शेनास्ति

शुचिर्वाऽप्यशुचिर्वापि, दिवा वा यदि वा निशि ।
स्नानदानादिकं कार्यं, प्राचीं प्राप्य सरस्वतीम् ॥६॥
स्वर्गनिःश्रेणिभूता सा, तत्र प्राची सरस्वती ।
नापुण्यवद्भिः सम्प्राप्तुं, पुम्भिः शक्या महानदी ॥७॥
तर्पणात्पिण्डदानाच्च, नरकेष्वपि संस्थिताः ।
स्वर्गं प्रयान्ति पितरस्तत्र पुण्येन तर्पिताः ॥८॥
ऋषिभिस्तस्य तीर्थानि, चरितानि पृथक् पृथक् ।
यज्ञोपवितकार्याणि, कृतानि, ह्युभये कूले ॥९॥
रुद्रकूपात्तत्र प्राच्यां, यावद्वेणी [1]सरस्वती ।
पदे पदेऽश्वमेधस्य, पुण्यमाहुर्महर्षयः ॥१०॥
प्राचीं सरस्वतीं प्राप्य, योऽन्यत्तीर्थं हि मार्गति ।
सकरस्थं समुत्सृज्य, कर्पूरेण समाहरेत् ॥११॥

પવિત્ર કે અપવિત્રતામાં, દિવસે કે રાત્રીએ પ્રાચી સરસ્વતીમાં આવ્યા પછી સ્નાનદાનાદિક કર્મો અવશ્ય કરવાં. ૬

આ પ્રાચી સરસ્વતીતીર્થ સ્વર્ગની નિસરણી રૂપ છે, જે દુષ્કર્મ કરનારાઓને પ્રાપ્ત થતું નથી. ૭

ત્યાં આગળ તર્પણ અને પિંડદાન દ્વારા પુત્રથી તર્પિત થયેલા પિતૃઓ, (કદાચ) નરકમાં પડેલા હોય તો પણ સ્વર્ગમાં જાય છે. ૮

ત્યાંનાં તીર્થોનાં માહાત્મ્યો ઋષિઓ વડે પ્રથક્ પ્રથક્ ગવાયાં છે; જેનાં ઉભય કૂલો (બન્ને કિનારા) ઉપર યજ્ઞોપવીત કાર્યો (અવશ્ય) કરવા યોગ્ય છે. ૯

ત્યાં રૂદ્રકૂપથી પૂર્વમાં (અગર પ્રાચીમાં—પ્રાચી સરસ્વતી) જ્યાં સુધી વેણી સરસ્વતી છે ત્યાં સુધી, ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞનું પુણ્ય થાય છે, એમ મહર્ષિઓ કહે છે. ૧૦

પ્રાચી સરસ્વતીને પ્રાપ્ત કર્યા પછી જે મનુષ્ય અન્ય તીર્થને

---

१ समागमः M

किमत्र बहुनोक्तेन, तत्राण्वपि हि योऽर्थिने ।
अर्थं प्रयच्छति स्नात्वा सोऽनन्तं फलमश्नुते ॥१२॥
प्रयतः संयतस्तत्र, स्नात्वा दद्याद्द्विजे शुभाम् ।
गामेकां शास्त्रपूतानां, लोकान् प्राप्नोति सोऽक्षयान् ॥१३॥
गङ्गा च यमुना चैव, तयोर्मध्ये सरस्वती ।
तत्तीर्थं परमं गुह्यं. सा वेणी ऋषिभिर्मता ॥१४॥
धर्मशीलो जितक्रोधः, सङ्गमे लोकविश्रुते ।
स्नात्वा फलमवाप्नोति, राजसूयाश्वमेधयोः ॥१५॥
यस्तत्र कपिलां दद्याद्धेमशृङ्गीं [1]द्विजातये ।
गोसहस्रप्रदानस्य, फलं प्राप्नोति भावितः ॥१६॥

ઇચ્છે છે, તે હાથમાં રહેલા કપૂરને ત્યજી દે છે. (અર્થાત્ હાથમાંનું કપૂર થોડા સમયમાં જેમ ઉડી જાય છે તેમ, આ તીર્થ પ્રાપ્ત થયા છતાં તેમાં સ્નાનદાનાદિક કાર્યો કર્યા વગર વ્યર્થ ગુમાવે છે.) ૧૧

નીચે પ્રમાણે આ વિષયમાં વધુ કહેવાથી શું ? ત્યાં આગળ થોડું પણ દ્રવ્યઅર્થી (ધન જિજ્ઞાસુ સુપાત્રને) સ્નાન કરી આપવામાં આવે તો અનંત ફળ આપે છે. ૧૨

ત્યાં આગળ નિયમપૂર્વક પ્રયત્નથી સ્નાન કરી. પવિત્ર એક ગાયનું દાન શાસ્ત્ર શુદ્ધ બ્રાહ્મણને આપવામાં આવે તો તે અક્ષયલોકને પામે છે. ૧૩

ગંગાયમુનાના મધ્યભાગમાં રહેલું સરસ્વતીનું આ પરમ તીર્થ ઋષિઓએ ગુપ્તવેણી તીર્થ તરીકે માન્યું છે. ૧૪

ધર્મશીલ અને જિતક્રોધી મનુષ્યો, લોકવિશ્રુત આ સંગમતીર્થમાં સ્નાન કરવાથી, રાજસૂય અને અશ્વમેધાદિક ફળને પામે છે. તેમ જ જે અહીં સુવર્ણશ્રૃંગો(શીંગડાં)થી અલંકૃત કપિલા ગાયનું બ્રાહ્મણને દાન કરે છે, તેને હજાર ગાયોના દાનનું પુણ્યફલ થાય છે. ૧૫-૧૬

૧ द्विजायते P

गोचर्ममात्रमपि यस्तत्र भूमिं प्रयच्छति ।
स शक्रलोकमाप्नोति, यावत्तिष्ठति मेदिनी ॥१७॥
यस्तु वेण्यां नरः स्नात्वा, श्राद्धं भक्त्या करोति च ।
ब्राह्मणान् भोजयित्वा च कुलानामुद्धरेच्छतम् ॥१८॥
गङ्गायमुनयोर्मध्ये, स्नात्वा मुच्येत किल्बिषात् ।
मनसा चिन्तितान् कामान्, सर्वानाप्नोत्यसंशयम् ॥१९॥
कृष्णपक्षे गयायां तु, श्राद्धं कृत्वा तु यद्भवेत् ।
सकृत्तत्तर्पणमात्रेण, वेण्यां तत्फलमश्नुते ॥२०॥
[1]समागमं जलं तत्र, त्रिभिः प्रस्रवणैस्तु यः ।
भक्त्या पश्यति दुष्टात्मा, सोऽपि स्वर्गे महीयते ॥२१॥
पततस्तस्य तोयस्य, निर्घोषं श्रुणुयाच्च यः ।
विमुक्तः सोऽपि पापेभ्यो, यमलोकं न पश्यति ॥२२॥

---

ગોચર્મ માત્ર જમીન પણ અહીં જે બ્રાહ્મણને આપે છે, તે પૃથ્વી રહે ત્યાં સુધી ઇંદ્રલોકને પામે છે. તદુપરાંત જે વેણીતીર્થમાં સ્નાન કરી, ભક્તિવડે શ્રાદ્ધ કરે છે, બ્રાહ્મણોને ભોજન આપે છે, તે પોતાનાં શતકુલોને ઉદ્ધારે છે. ૧૭-૧૮

ગંગાયમુનાના મધ્યભાગમાં સ્નાન કરવાથી મનુષ્ય પાપમુક્ત થઈ, સર્વ ઇચ્છિત મનોરથોને મેળવે છે, એમાં સંશય નથી. ૧૯

કૃષ્ણ પક્ષને વિષે ગયાજીમાં શ્રાદ્ધ કરવાથી જે ફળ મળે છે, તે માત્ર એક જ વખત (અહીં)વેણીતીર્થમાં તર્પણ કરવાથી પ્રાપ્ત થાય છે.૨૦ ત્રણ પ્રવાહો વડે સમાગમ (એકત્ર) થયેલા તે જળનું ભક્તિવડે દર્શન કરનાર પણ સ્વર્ગે જાય છે. ૨૧

જે ત્યાં પડતા જળઘોષ(જળ પડવાનો અવાજ)ને સાંભળે છે છે તે પણ પાપમુક્ત થઈ યમલોકને જોતો નથી. (સ્વર્ગે જાય છે.) ૨૨

---

૧ समागतं P

वेण्यां तु यः [1]सकृत्सन्ध्यामुपास्ते भावसंयुतः ।
उपासिता भवेत्तेन, सन्ध्या द्वादशवार्षिकी ॥२३॥
क्षितौ तारयते मर्त्यान्, नागांस्तारयते ह्यधः ।
दिवि तारयते देवान्, वेणीभूता सरस्वती ॥२४॥
एवं सरस्वती ब्रह्मन्, प्राचीभूत्वा सरिद्वरा ।
महता च जलौघेन, मत्स्यकच्छपवाहिना ॥२५॥
हास्यमानेव फेनोघैरावर्तैर्नृत्यतीव सा ।
ताभ्यां सरिद्भ्यां सहिता, पूरयामास तत्सरः ॥२६॥
तुष्ट्यर्थं सिद्धराजस्य, तीर्थपूतेन वारिणा ।
सम्पूर्णं तत्सरश्चक्रे, समन्तादक्षयेन सा ॥२७॥
सा तत्सरः समासाद्य पुण्यं पुण्या महानदी ।
सरस्वती स्थिता देवी, लोकानां पापनाशिनी ॥२८॥

---

**વેણીતીર્થ**માં જે સંધ્યાદિક સત્કર્મ કરે છે, તેને બાર વર્ષ સંધ્યાસેવનનું ફળ મળે છે. ૨૩

પૃથ્વી ઉપરના મનુષ્યોને, પાતાળમાં રહેલા નાગોને, અને સ્વર્ગમાંના દેવોને વેણીભૂતા સરસ્વતી તારે છે (ઉદ્ધારે છે). ૨૪

આ પ્રમાણે સરસ્વતી પ્રાચી બની, મત્સ્યકચ્છપાદિકને વહન કરતી, મોટા વેગવડે ફેણરૂપી હાસ્યવાળી, ભમરીઓ વડે નૃત્ય કરતી ન હોય ? તેમ બે નદીઓ (ગંગા–યમુના) સાથે તે સરોવરને પૂર્ણ ભરતી હતી. ૨૫–૨૬

(સિદ્ધરાજની ઉપર પ્રસન્ન થયેલાં સરસ્વતીએ) સિદ્ધરાજની પ્રસન્નતા માટે પવિત્ર તીર્થ જળવડે તે સરોવરને અક્ષય રીતે ભર્યું. ૨૭

પુણ્ય પવિત્ર મહાનદી સરસ્વતી, આ સરોવરમાં નિવાસ કરી, પ્રાણીમાત્રનાં પાપનાશક બન્યાં. ૨૮

---

१ सत्वसंध्या P

तत्र [1]ये शुभकर्माणः, पुण्यां देवीं सरस्वतीम् ।
पश्यन्ति ते न पश्यन्ति, सुघोरां तामधोगतिम् ॥२९॥
सम्पूर्णं पयसा ब्रह्मन्, तत्सरः समशोभत ।
नारायणेन स्वपता, स यथा दुग्धसागरः ॥३०॥
तत्र ब्रह्मादयो देवा दिगीशाः विदिशीश्वराः ।
लोकपालाश्च साध्याश्च, पितरो लोकसम्मताः ॥३१॥
सनत्कुमारप्रमुखा स्तथैव परमर्षयः ।
अङ्गिरप्रमुखाश्चैव तथा ब्रह्मर्षयोऽपरे ॥३२॥
तथा नागाः सुपर्णाश्च, सिद्धाश्चक्रधराश्च ये ।
सरितः सागराः सर्वे, यक्षविद्याधरास्तथा ॥३३॥
सहस्रं यत्र लिङ्गानां, सिद्धेशेन प्रतिष्ठितम् ।
निवासं [2]रोचयामास तस्मिन्नमृतसागरे ॥३४॥
दश तीर्थसहस्राणि, तिस्रः कोटयस्तथा परा ।
तेषां सान्निध्यमत्रैव, ब्रह्मणो वचनं यथा ॥३५॥

જે શુભ કર્મ કરનારાઓ પુણ્ય આપનારી, દેવી સરસ્વતીને નેત્રોવડે ત્યાં જુએ છે-નિહાળે છે તેને ઘોર અધોગતિનાં દર્શન થતાં **નથી** (અર્થાત્ ઉત્તમ ગતિને પામે છે). ૨૯

હે બ્રહ્મન્! જલવડે કરીને પરિપૂર્ણ થયેલું તે સરોવર, જેમાં ભગવાન્ વિષ્ણુ શયન કરે છે તેવા દુગ્ધસાગર (ક્ષીરસાગર) જેવું શોભતું હતું. ૩૦

ત્યાં બ્રહ્માદિક દેવતાઓ, દીક્પાલો, લોકપાલો, સાધ્યો, પિતૃઓ, સનત્કુમાર પ્રમુખ મહર્ષિઓ, અંગિરા પ્રમુખ બ્રહ્મર્ષિઓ, નાગો, સુપર્ણો, સિદ્ધો, ચક્રધરો, નદીઓ, સાગરો, યક્ષો, વિદ્યાધરો વગેરે **સિદ્ધરાજ** વડે પ્રતિષ્ઠિત સહસ્રશિવલિંગોને જોઇ, તે **અમૃતસાગર**(સરસ્રલિંગ)**ને** વિષે નિવાસ કરતા હતા. ૩૧-૩૨-૩૩-૩૪

ત્યાં આગળ બ્રહ્માના વચનથી ત્રણ કરોડ અને દશ હજાર **તીર્થો** નિવાસ કરે છે. ૩૫

१ यः P २ रोचयामासुः P

येऽप्यत्र मलनाशाय, पुमांसो विविशुर्जलम् ।
अग्निष्टोमफलं तेषां, सुखेनैव भवत्युत ॥३६॥
तत्र दत्वा द्विजे भक्तया रीतयोऽपि महाफला ।
सुवर्णदानेन समा, एवमाहुर्मनीषिणः ॥३७॥
अश्वमेधफलं तत्र, भक्तया स्नातस्य सागरे ।
मृतः स्वर्गमवाप्नोति, यावदाभूतसम्प्लवम् ॥३८॥
ततः स्वर्गात्परिभ्रष्टः, सार्वभौमो भवेन्नृपः ।
तेजस्वी बलवान् भोगी, धार्मिकः प्रियदर्शनः ॥३९॥
एकस्मिन् शिवकुण्डेऽपि, सलिलं मुक्तिदं नृणाम् ।
किं पुनर्यत्सहस्रस्य. लिङ्गानां पुरतः स्थितम् ॥४०॥
तत्तीर्थं सर्वतीर्थानां, प्रवरं विहितं भुवि ।
धर्मार्थकाममोक्षाणां, चतुर्णामपि सिद्धिदम् ॥४१॥

---

જે મનુષ્યો પાપશમન કરવા અહીં જળમાં પ્રવેશી સ્નાન કરે છે, તે સુખપૂર્વક અગ્નિષ્ટોમના ફળને પામે છે. ૩૬

ત્યાં આગળ ભક્તિભાવવડે પિત્તલાદિ ધાતુનું દાન કરનાર પણ સુવર્ણદાનના મહાફળને પામે છે. ૩૭

આ સાગર(સરોવર)માં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરવાથી, મનુષ્ય અશ્વમેધના ફળને પ્રાપ્ત કરી સ્વર્ગમાં જાય છે. અને ત્યાં પ્રલયપર્યંત નિવાસ કરી પુનર્જન્મમાં તે તેજસ્વી, બલવાન્, ભોગી, ધાર્મિક અને સાર્વભૌમ નૃપતિ થાય છે. ૩૮–૩૯

એક શિવલિંગવડે કરીને યુક્ત કુંડનું જળ મુક્તિ આપનાર થાય છે તો, સહસ્રશિવલિંગો જેની સમીપમાં આવેલાં છે તે જળ મુક્તિ આપે તેમાં આશ્ચર્ય શું ? ૪૦

આ તીર્થ પૃથ્વિ ઉપરનાં તીર્થોમાં સર્વશ્રેષ્ઠ છે, જેનું સેવન કરવાથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમ ચારે પુરષાર્થની સિદ્ધિ આપે છે. ૪૧

न ते जीवन्ति लोकेऽस्मिन्न ये प्राप्ता द्विजोत्तमाः ।
त्रिषु लोकेषु विख्याते सिद्धराजसरे नराः ॥४२॥
सर्वतीर्थेषु यः स्नातः, फलं प्राप्नोति मानवः ।
उपस्पर्शनमात्रेण, तस्मिन् सरसि तद्भवेत् ॥४३॥
शाकादिनाऽपि हि पितॄन्, यस्तत्रार्चयते नरः ।
सोऽभ्येति विपुलाँल्लोकांस्तेषामेवानुभावतः ॥४४॥
ये पुनर्विधिना तत्र, श्राद्धं कुर्वन्ति मानवाः ।
ते नयन्ति पितॄन् स्वर्गं, नरकादपि [1]दुःखदात् ॥४५॥
तृप्यन्ति पितरस्तस्य, यस्तत्र कुशमिश्रितम् ।
तोयं प्रयच्छति स्नात्वा पूतं तेषां तिलान्वितम् ॥४६॥
तेऽपि तुष्टास्ततस्तस्य, प्रयच्छन्त्यमितं फलम् ।
धनधान्यसुतोपेतं, जीवितं च सुपुष्कलम् ॥४७॥

---

ત્રણ લોકમાં વિખ્યાત એવું આ **સિદ્ધરાજસર** (સહસ્રલિંગ સરોવર) જેણે પ્રાપ્ત કર્યું નથી તે જીવતો મૂવા બરાબર છે. ૪૨ (સરખાવો લોકોક્તિ–રાણકી વાવ, દામોદર કૂવો, ન જુવે તે જીવતો મુવો.)

સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે આ સરોવરના જલસ્પર્શમાત્રથી મળે છે. ૪૩

શાકાદિક વડે કરીને (કંદમૂળ, ફળ વગેરેથી) પિંડપ્રદાન કરી, અહીં જે પિતૃઓને તૃપ્ત કરે છે તે પિતૃકૃપાથી વિપુલ ભોગ અને ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે. ૪૪

જે મનુષ્યો ત્યાં વિધિયુક્ત શ્રાદ્ધાદિક કાર્યો કરે છે તે દુઃખકારક નરકગત પિતૃઓને સ્વર્ગમાં લઈ જાય છે. ૪૫

ત્યાં (સહસ્રલિંગમાં) સ્નાન કરી, જે દર્ભમિશ્રિત તિલયુક્ત, તર્પણ કરી, પિતૃઓને જલાંજલિ આપે છે, તેના પિતૃઓ પ્રસન્ન બની, નૃત્ય કરે છે, અને અમિત ફળને આપતાં ધન, ધાન્ય, સુત તથા પુષ્કળ જીવિત (આયુષ્ય) આપે છે. ૪૬–૪૭

---

[1] दुःखदाद M

सर्वेषामेव तीर्थानामिदमेवाधिकं सरः ।
सहस्रं यत्र लिङ्गानां, स्थितं देवगणैः सह ॥४८॥
यस्य यस्य हि देवस्य, यज्जलं पुरतः स्थितम् ।
तस्य देवस्य तत्तीर्थं, विज्ञेयं पापनाशनम् ॥४९॥
प्रीत्यर्थं सिद्धराजस्य, पुण्येत्वमृतसागरे ।
जलशायि जगद्योनिस्तस्मिन् [1]स्वपति केशवः ॥५०॥
यत्र शेते स भगवान्, योगनिद्रां समाश्रितः ।
तत्स्थानं मुक्तिदं ब्रह्मन् श्वेतद्विपाद्विशिष्यते ॥५१॥
स्नात्वा तीर्थवरे यत्र, पश्यन्ति जलशायिनम् ।
सर्वपापविनिर्मुक्ता, वैकुण्ठं प्राप्नुवन्ति ते ॥५२॥
तत्र स्नानं च पिण्डं च, तिलमिश्रोदकं तथा ।
यो ददाति पितॄणां तु, वैष्णवं लोकमाप्नुयात् ॥५३॥

---

સર્વ તીર્થોમાં આ સરોવર અધિક (ઉત્તમ) છે, કારણુ ત્યાં દેવગણો સાથે સહસ્ર શિવલિંગો છે. ૪૮

જે દેવના મંદિર પાસે કીનારાના નિકટવર્તિ જળ આવેલું છે, તે પાપનો નાશ કરનારૂં તે દેવનું તીર્થ ગણાય છે. ૪૯

**સિદ્ધરાજ**ની પ્રસન્નતા માટે આ પવિત્ર **અમૃતસાગર**-(સહસ્રલિંગ)માં **જલશાયિ** જગદ્યોનિ ભગવાન્ વિષ્ણુ શયન કરે છે. ૫૦

જ્યાં યોગનિદ્રાનો આશ્રય કરી, ભગવાન્ શયન કરે છે, તે સ્થાન શ્વેતદ્વીપથી પણુ વિશેષ મુક્તિ આપનારૂં છે. ૫૧

જે મનુષ્ય અહીં સ્નાન કરી, જલશાયિ ભગવાનને જુએ છે (દર્શન કરે છે), તે સર્વ પાપથી મુક્ત થઈ, વૈકુંઠલોકમાં જાય છે. ૫૨

ત્યાં સ્નાન કરી, પિંડ અને તિલમિશ્રિત જળ જે પિતૃઓને અર્પણુ કરે છે, તેના પિતૃઓ વૈકુંઠલોકમાં જાય છે. ૫૩

---

૧ स्वपिति P

या गतिर्योगयुक्तस्य, सत्त्वस्थस्य मनीषिणः ।
एकादश्यां प्राप्यते सा, तं दृष्ट्वा जलशायिनम् ॥५४॥
जलधेनुं च यो दद्यात्, सम्पूज्य जलशायिनम् ।
एकादश्यां तु विप्राय, तस्यानन्तफलं भवेत् ॥५५॥
यस्यां तु देवः स्वपति, यस्यां च प्रतिबुद्ध्यते ।
एकादश्यां तु यस्तत्र, पूजयेज्जलशायिनम् ॥५६॥
उपवासपरो भूत्वा, जागरं कुरुते द्विजः ।
न मातुर्जठरं याति, नरः पातकवानपि ॥५७॥
यस्य चोत्तरतः तीर्थं, सौरं व्याधिहरं परम् ।
यत्र भाद्रपदे मासि, षष्ठ्यां स्नाति सदा रविः ॥५८॥

---

યોગયુક્ત યોગિ અને સત્વસ્થ(સત્વગુણ ધારણ કરનાર)ની જે ગતિ થાય છે, તેવી જ ગતિ એકાદશીને દિવસે જલશાયિનાં દર્શન કરવાથી થાય છે. ૫૪

એકાદશીના દિવસે જલશાયિ ભગવાનનું પૂજન કરીને, જે બ્રાહ્મણને જલધેનુનું દાન કરે છે તે અનંત ફળને મેળવે છે. ૫૫

જે દિવસે વિષ્ણુ ભગવાન શયન કરે છે, (દેવશયનિ એકાદશી—અષાઢ સુદ અગિયારશ) અને જે દિવસે ભગવાન્ પ્રતિબોધ કરે છે, (દેવઉઠી—કાર્તિક સુદ એકાદશિ) તે દિવસોએ ઉપવાસ કરી, જલશાયિ ભગવાનનું પૂજન, તથા રાત્રીએ જાગરણ કરે છે, તે પાપી હોય તો પણ માતાના જઠર વિષે ફરીથી આવતો નથી; અર્થાત્ ફરી ગર્ભવાસને પામતો નથી; મોક્ષ પામે છે. ૫૬—૫૭

તેની ઉત્તરે વ્યાધિને નાશ કરનારૂં સૌરતીર્થ આવેલું છે, જ્યાં ભાદ્રપદ માસની છઠના દિવસે ભગવાન્ આદિત્ય (સૂર્ય) સ્નાન કરે છે. ૫૮

स्नाप्यमानं [1]ततः सूर्यं, तत्र पश्यन्ति भाविताः ।
दुःखदारिद्र्यरोगेभ्यो, न तेषां जायते भयम् ॥५९॥
तीर्थानां तद्वरं तीर्थं, सर्वपापहरं नृणाम् ।
स्नानाद्दानात्तथा श्राद्धात्, सूर्यलोकप्रदं सदा ॥६०॥
तस्य देवस्य पुरतस्तस्मिन् सरसि संस्थितम् ।
दशावतारकं नाम, तीर्थं प्राप प्रणाशनम् ॥६१॥
प्रभासं दक्षिणे भागे, पश्चिमे दिशि जङ्गलम् ।
तेषु स्नानादिकं सर्वं, जनयत्यक्षयं फलम् ॥६२॥
दशावतारके तीर्थे, दशमूर्तिः स्वयं स्थितः ।
सिद्धराजस्य शुद्ध्यर्थं, [2]विश्वरूपधरो हरिः ॥६३॥
आदौ मत्स्यस्ततः कूर्मो, वराहस्तदनन्तरम् ।
चतुर्थो नरसिंहस्तु, वामनः पञ्चमस्ततः ॥६४॥
षष्ठस्तु भार्गवो रामो, सप्तमो दशरथात्मजः ।
कृष्णावतारो रामस्तु, बुद्धः कल्की च ते दश ॥६५॥

---

જે મનુષ્ય આ તીર્થમાં સ્નાન કરી, પૂર્ણ ભક્તિ વડે ત્યાં સૂર્ય ભગવાનનાં દર્શન કરે છે, તેને દુઃખ, દારિદ્રય અને રોગાદિકનો ભય રહેતો નથી. ૫૯

સર્વ તીર્થોમાં આ ઉત્તમ તીર્થ મનુષ્યોનાં પાપને હરણ કરનારૂં, અને નિત્ય, સ્નાન, દાન, શ્રાદ્ધાદિકથી સૂર્યલોકને આપનારૂં છે. ૬૦

તે દેવની આગળ આ સરોવર ઉપર આવેલું, **દશાવતારનામક** તીર્થ (સકલ) પાપોનો નાશ કરનારૂં છે. ૬૧

(આ સરોવરની) દક્ષિણમાં **પ્રભાસતીર્થ**, અને પશ્ચિમમાં **જંગલતીર્થ** આવેલાં છે, જેમાં સ્નાનાદિક કરવાથી અક્ષય ફળ મળે છે. ૬૨

**દશાવતારક તીર્થ**માં વિશ્વરૂપહરિ, (વિષ્ણુ) **સિદ્ધરાજ**ને પવિત્ર બનાવવા માટે દશ મૂર્તિરૂપે (દશ અવતાર ધારણ કરી) રહેલા છે. (અર્થાત્ અહીં દશાવતારનાં મંદિરો છે.) ૬૩

(તેમાં) સૌથી પ્રથમ ૧ મત્સ્ય, ૨ કૂર્મ, ૩ વારાહ, ૪ નૃસિંહ,

---

१ हुते P २ विश्वरूपोऽव्ययः M

तत्र तीर्थे तु यः स्नात्वा, सन्तर्प्य पितृदेवताः ।
सम्पूजयेत्ततो भक्त्या, मत्स्यरूपधरं हरिम् ॥६६॥
कूर्मं तथा वराहं च, नरसिंहं च वामनम् ।
रामं रामं च रामं च, बुद्धं कल्किनमेव च ॥६७॥
तिलधेनुं द्विजं दत्वा, द्वादश्यां सुसमाहितः ।
दशानामश्वमेधानां, फलं प्राप्नोति मानवः ॥६८॥
दशावतारके तीर्थे, यः श्राद्धं कुरुते नरः ।
स विष्णुलोकमासाद्य, पितृभ्यः सह मोदते ॥६९॥
तस्मिंस्तीर्थे तु यो भक्त्या, चातुर्मास्यं निषेवते ।
महापातकयुक्तोऽपि, स गच्छेद्वैष्णवं पदम् ॥७०॥
उपवासेन यस्तत्र, कार्तिकं [1]क्षियते द्विजः ।
वियुक्तः कर्मबन्धेभ्यः, स याति परमां गतिम् ॥७१॥

---

૫ વામન, ૬ પરશુરામ, ૭ (દશરથ પુત્ર) રામ, ૮ કૃષ્ણ, ૯ બુદ્ધ અને ૧૦ કલ્કિ, એમ દશ થાય છે. ૬૪–૬૫

આ તીર્થમાં સ્નાન કરી, દેવપિતૃઓને તૃપ્તિ, ભક્તિ વડે સંતોષવા. મત્સ્ય, કૂર્મ, વારાહ, નરસિંહ, વામન, પરશુરામ, રામ, બળરાય, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ સ્વરૂપ વિષ્ણુ ભગવાનનું પૂજન કરવું. ૬૬–૬૭

બારશને દિવસે ત્યાં બ્રાહ્મણને તિલધેનુનું દાન કરવામાં આવે તો, તે મનુષ્ય દશ અશ્વમેધના યજ્ઞફલને પ્રાપ્ત કરે છે. ૬૮

આ દશાવતાર તીર્થમાં જે શ્રાદ્ધ કરે છે તે પિતૃઓ સાથે વિષ્ણુલોકમાં જઈ આનંદ મેળવે છે. ૬૯

આ તીર્થમાં જે ભક્તિભાવથી ચાતુર્માસ પર્યંત નિવાસ કરે છે, તે મહાપાપી હોય તો પણ વિષ્ણુલોકમાં જાય છે. ૭૦

એક કાર્તિક માસ ઉપવાસ કરી, અહીં દશાવતારનું જે સેવન કરે છે, તે કર્મબંધથી વિમુક્ત થઈ, પરમ ગતિને પામે છે. ૭૧

---

१ क्षिपते P

एकादशीं समारभ्य, कार्तिकीं यावदेव तु ।
दशावतारमासाद्य, यः कुर्याद्भीष्मपञ्चकम् ॥७२॥
मानसाद्वाचिकाद्वाऽपि, कर्मणः समुपार्जितात् ।
त्रिविधान्मुच्यते पापाद्वैष्णवं स्थानमाप्नुयात् ॥७३॥
दीपान् ददाति यस्तत्र, कार्तिके तु विशेषतः ।
स ज्ञानं महदाप्नोति, ज्ञानान्मोक्षं च विन्दति ॥७४॥
यस्मिंस्तीर्थे प्रदातव्या, धेनवः कपिलादयः ।
महादानानि सर्वाणि, शाश्वतं स्थानमिच्छता ॥७५॥
दशावतारं यस्तत्र, सत्कृत्पश्यति भक्तितः ।
अपि पापसमाचारो, नरकं नैव पश्यति ॥७६॥
यस्मिंस्तीर्थे समायातं, हंसस्य मिथुनं पुरा ।
सर्वस्योपप्लवे ब्रह्मन् प्लवमानं यदृच्छया ॥७७॥
पुरतो वामनस्यैव, यत्र सन्निहितं सरः ।
तत्र तन्निममज्जाथ, तरङ्गैर्व्याकुलीकृतम् ॥७८॥

---

કાર્તિક માસની શુક્લ એકાદશીથી આરંભ કરી, પૂર્ણિમા પર્યંત ભીષ્મપંચકમાં જે મનુષ્ય દશાવતારનું સેવન કરે છે, તે મન, વાણી અને કાયાથી કરેલાં ત્રિવિધ પાપોથી મુક્ત થઈ, વિષ્ણુલોકમાં જાય છે. ૭૨–૭૩

જે મનુષ્ય અહીં કાર્તિક માસમાં દીપદાન કરે છે, તે મહત્‌જ્ઞાનને પ્રાપ્ત કરી, મેળવેલ જ્ઞાનદ્વારા મોક્ષગતિએ જાય છે. ૭૪

આ તીર્થમાં અનેક કપિલા ગાયોનાં ગૌપ્રદાનો અને બીજાં મહાદાનો શાશ્વત્ સુખની ઇચ્છાવાળા મનુષ્યોએ આપવાં. ૭૫

એક વખત પણ ભક્તિ વડે દશાવતાર તીર્થનું દર્શન કરનાર, મહાપાપી હોય તો પણ નરકને જોતો નથી (અર્થાત્ સ્વર્ગમાં જાય છે). ૭૬

આ તીર્થમાં પહેલાં એક હંસ દંપતિનું જોડું આવ્યું હતું, જે નિત્ય સૂર્યોદયસમયે સ્નાન કરતું. ૭૭

ત્યાર પછી થોડાક સમય બાદ તે દંપતિયુગલ, વામન ભગવાનની

कालेन नातिमहता, कालधर्ममुपागतम् ।
प्रभावात्तस्य, तीर्थस्य, गतं तत्परमां गतिम् ॥७९॥
यत्तत्र क्रियते किञ्चिद्राहुग्रस्ते दिवाकरे ।
स्नानदानादिकं सर्वं, कुरुक्षेत्राद्विशिष्यते ॥८०॥
माषकार्धं सुवर्णस्य, राहुग्रस्ते दिवाकरे ।
तस्मिन् सरसि यो दद्यात्, तत्सङ्ख्यातुं न शक्यते ॥८१॥
वामनस्याग्रतस्तत्र, कुरुक्षेत्रं सदा स्थितम् ।
सरस्वत्या सहायातं, कथितं ते महानघ ॥८२॥
दशाश्वमेधिकं तीर्थं, तस्यैव पुरतः स्थितम् ।
दशानामश्वमेधानां, यत्र स्नातः फलं लभेत् ॥८३॥
यस्य सङ्कीर्तनादेव, नराः पातकिनस्तु ये ।
नरकं न च पश्यन्ति, तस्य किं वर्ण्यते परम् ॥८४॥

---

સાન્નિધ્યમાં જળતરંગો વડે વ્યાકુળ થઈને, કાળધર્મ(મૃત્યુ)ને શરણ થતાં તીર્થપ્રભાવના યોગે પરમ ગતિને પામ્યું. ૭૮–૭૯

ત્યાં અગાડી સૂર્યગ્રહણમાં જે સ્નાનાદિક પવિત્ર કાર્યો કરવામાં આવે છે, તે સર્વ કુરૂક્ષેત્રથી પણ વિશેષ ફળ આપે છે. ૮૦

આ તળાવ ઉપર અડધો માસો સુવર્ણ આપવામાં આવે તો પણ, તેનું અસંખ્ય (જેની ગણના થઈ શકે નહી તેવું) પુણ્ય થાય છે. ૮૧

વામન ભગવાનની પાસે અહીં જે કુરૂક્ષેત્ર તીર્થ છે, તે સરસ્વતી સાથે આવેલું છે. ૮૨

તેની આગળ દશાશ્વમેધિક તીર્થ છે, જ્યાં સ્નાન કરવાથી દશ અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. ૮૩

તેનું શું વર્ણન કરૂં ? જેના કીર્તન માત્રથી પાતકી મનુષ્યો પાપમુક્ત થઈ, નારકી ગતિને પ્રાપ્ત કરતા નથી. (તો સ્નાનાદિકથી મહત્ફળ આપે તેમાં આશ્ચર્ય શું ?) ૮૪

समासात्कथितं तेऽद्य, तीर्थमाहात्म्यमुत्तमम् ।
सहस्रलिङ्गस्योत्पत्तिं, सुमते कथयामि ते ॥८५॥

श्रीमार्कण्डेय उवाच—

बाणेन यानि लिङ्गानि, विमुक्तानि नदीजले ।
तेषां सहस्रमुद्धृत्य, सिद्धराजः समानयत् ॥८६॥
स्थापितं सिद्धराजेन, तस्मिन्पुण्ये सरोवरे ।
सहस्रं बाणलिङ्गानां, युगपद्भुक्तिमुक्तिदम् ॥८७॥
सर्वेषामेव लिङ्गानां, बाणलिङ्गं विशिष्यते ।
यस्मात्तत्र महादेवः, सदा सन्निहितः शिवः ॥८८॥
एकेन बाणलिङ्गेन, स्थापितेन तु यत्फलम् ।
प्राप्यते न च सङ्ख्यातुं, शक्यं वर्षशतैरपि ॥८९॥
किं पुनर्यः सहस्रं तु, स्थापयामास भक्तितः ।
सिद्धशो बाणलिङ्गानां, न विद्मस्तस्य किं फलम् ॥९०॥

---

આ પ્રમાણે સંક્ષેપથી મેં તમને તીર્થમાહાત્મ્ય કહ્યું. હે સુમતિ! હવે સહસ્રલિંગની ઉત્પત્તિ સંભળાવું છું. ૮૫

માર્કંડેય બોલ્યા—બાણાસુરે જે બાણલિંગો નદીના જળમાં પધરાવ્યાં હતાં, તેમાંથી હજાર બાણો સિદ્ધરાજ લાવ્યો હતો. તે ભુક્તિ, મુક્તિ આપનાર સહસ્રબાણલિંગોને (આ) પવિત્ર સરોવર (સહસ્રલિંગ સરોવર) ઉપર સિદ્ધરાજે સ્થાપન કર્યાં. ૮૬–૮૭

સર્વ લિંગોમાં બાણલિંગ વિશેષ મનાય છે, કારણ તેમાં શંકરનો નિત્ય નિવાસ રહે છે. ૮૮

એક બાણલિંગના સ્થાપનથી જે ફળ મળે છે તે સો વર્ષે પણ પૂરૂં થતું નથી, તો હજાર શિવલિંગ સ્થાપન કરનારના પુણ્યફળની તો ગણના જ શી? સિદ્ધરાજ પોતે પણ તે બાણલિંગોની પ્રતિષ્ઠાથી પ્રાપ્ત થતા ફળને જાણતો ન હતો. ૮૯–૯૦

ग्रामे वा यदि वाऽरण्ये, जले वापि स्थलेऽपि वा ।
यत्रैव दृश्यते लिङ्गं, सर्वतीर्थानि तत्र वै ॥९१॥
एतत्तु शिवशास्त्रेषु, शिवेन कथितं स्वयं ।
सहस्रं दृश्यते यत्र, तत्र किं वर्ण्यते मया ॥९२॥
यदा तु सिद्धराजेन, पर्वतेऽमरकण्टके ।
स्नात्वा च नर्मदातोये, ॐकारे स्तोषितः प्रभुः ॥९३॥
ज्ञात्वा समीहितं तस्य, कर्म कार्यार्थसिद्धये ।
तुष्टेन च वरो दत्तः, सिद्धराजाय सुव्रत ॥९४॥
त्वया सहस्रं लिङ्गानां, स्थापितं तत्सरस्तटे ।
तत्र वत्स्याम्यहं नित्यं, भक्त्या ते प्रीतिमानसः ॥९५॥
तत्र यागे कृते सम्यगिह यत्प्राप्यते फलम् ।
दृष्टे सहस्रलिङ्गे तु, भक्त्या तत्र भविष्यति ॥९६॥
एतस्मात्कारणाद्ब्रह्मन्, तत्स्थानमतिपुण्यदम् ।
ॐकारस्तु स्थितो यस्मात्तेषु लिङ्गेषु सर्वदा ॥९७॥

---

ગામમાં, વનમાં, જલમાં, કે સ્થલમાં, જ્યાં જ્યાં શિવલિંગો છે ત્યાં ત્યાં સર્વ તીર્થોનો નિવાસ છે. ૯૧

શિવશાસ્ત્રમાં શિવજીએ પોતે કહ્યું છે કે, જ્યાં સહસ્રશિવલિંગો હોય તેનું વર્ણન કરવું મારાથી પણ અશક્ય છે. ૯૨

**સિદ્ધરાજે અમરકંટક** પાસે નર્મદાના જળમાં સ્નાન કરીને **ઓંકારેશ્વરને** પ્રસન્ન કર્યા હતા. તેમનું ઉત્તમ કાર્ય (ભક્તિ) જોઈ કાર્યસિદ્ધિ માટે વરદાન આપતાં, ભગવાન્ શંકરે કહ્યું કે જ્યારે તું (તારા) સરોવર ઉપર **સહસ્રશિવલિંગોને** સ્થાપન કરીશ, ત્યારે હું તારી ભક્તિથી પ્રસન્ન મન વડે ત્યાં નિત્ય નિવાસ કરીશ, ૯૩-૯૪-૯૫

ત્યાં યજ્ઞ કરવાથી જે ફળ થાય છે તે માત્ર ભક્તિ વડે **સહસ્રલિંગનાં** દર્શન કરવાથી મળે છે. ૯૬

એટલા માટે હે બ્રહ્મન્ ! આ સ્થાન અતિપુણ્યદાયક છે, કારણ તે પ્રત્યેક લિંગમાં ભગવાન્ **ઓંકારેશ્વરનો** સર્વદા નિવાસ છે. ૯૭

अश्वमेधादिभिर्यज्ञैर्महादानैश्च यद्भवेत् ।
दृष्टे सहस्रलिङ्गे तु, तत्फलं समवाप्यते ॥९८॥
तथा मासोपवासे तु, सहस्रान् परिवत्सरान् ।
तत्फलं प्राप्यते पुम्भिर्भृगुपाते तथैव च ॥९९॥
कारीषसाधने यच्च, यच्च प्रायोपवेशने ।
ब्रह्मचर्ये च यत्प्रोक्तं, तथा सर्वव्रतेषु च ॥१००॥
माघमासे कृते ब्रह्मन्, प्रयागे चैव यत्फलम् ।
गयाश्राद्ध[1]प्रदानेन, गोसहस्रपदे तथा ॥१०१॥
पञ्चाग्निसाधके यच्च, ग्रीष्मकाले सुदारुणे ।
वर्षास्वभ्रावकाशे तु, हेमन्ते जलशायिने ॥१०२॥
सत्यव्रतरते यच्च, सर्वभूतानुकम्पके ।
प्राप्ते सोमग्रहे ब्रह्मन् सोमनाथस्य दर्शने ॥१०३॥
सूर्यग्रहे सन्निहत्या, स्नाते यत्प्राप्यते फलम् ।
द्रष्टे सहस्रलिङ्गे तु, तत्फलं समवाप्यते ॥१०४॥

---

અશ્વમેધાદિક યજ્ઞો અને મહાદાનોથી જે ફળ થાય છે, તે ફક્ત સહસ્રશિવલિંગના દર્શનમાત્રથી મળે છે. ૯૮

હજાર વર્ષ સુધી માસોપવાસ કરવાથી, ભૃગુપાતથી, કારીષસાધનથી, પ્રાયોપવેશન કરવાથી, બ્રહ્મચર્યથી, સર્વ વ્રતો કરવાથી, માઘ માસમાં પ્રયાગ સેવનથી, ગયામાં શ્રાદ્ધ કરવાથી, સહસ્રપદમાં ગોપ્રદાનથી, દારૂણ ગ્રીષ્મકાળમાં પંચાગ્નિસાધનથી, વર્ષા ઋતુમાં આકાશ નીચે રહેવાથી, હેમંત ઋતુમાં જલશયન કરવાથી, સત્યવ્રતસેવનથી, સર્વ પ્રાણી પર દયા રાખવાથી, ચંદ્રગ્રહણમાં સોમનાથનાં દર્શન કરવાથી, સૂર્યગ્રહણમાં સ્નાનાદિકથી, જે ફળ મળે છે તે ફળ સહસ્રલિંગના દર્શનમાત્રથી પ્રાપ્ત થાય છે. ૯૯-૧૦૦-૧૦૧-૧૦૨-૧૦૩-૧૦૪

---

१ प्रदानेच P

असत्यवादिनो ये च, स्त्रीगोघ्ना व्रतघातकाः ।
तथा ब्रह्महणो ये च, मित्र[1]विश्वस्तहिंसकाः ॥१०५॥
कूटसाक्षीप्रदा ये च, नास्तिका वेदनिन्दकाः ।
मद्यपा ये कृतघ्नाश्च, पापिनः पारदारिकाः ॥१०६॥
कूटमानकरा ये च, ये च न्यासापहारिणः ।
दृष्टे सहस्रलिङ्गे तु, तेऽपि वै स्वर्गगामिनः ॥१०७॥
अष्टम्यां वा चतुर्दश्यां, सोमवारो यदा भवेत् ।
पश्येत् सहस्रलिङ्गानां, स्नातो यः शुचिमानसः ॥१०८॥
सकारपञ्चकं प्राप्य, यत्पुण्यं समवाप्यते ।
स तत्पुण्यमवाप्नोति, भक्तियुक्तो न संशयः ॥१०९॥
प्राप्ते सोमग्रहे ब्रह्मन् महापापरतोऽपि यः ।
पश्येत् सहस्रलिङ्गानां, स गच्छेच्छिवतुल्यताम् ॥११०॥

---

અસત્યવાદી, સ્ત્રીગાયને। નાશ કરનાર, વ્રતવિચ્છેદક, મિત્ર-વિશ્વાસઘાતી, બ્રાહ્મણને। ઘાત કરનાર, ખોટી સાક્ષી પૂરનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર, મદ્યપી, પારદારિક, કૂટમાન કરનાર, અને પરદ્રવ્ય ઓળવનાર પુરૂષો **સહસ્રલિંગ**નાં દર્શન કરવાથી સ્વર્ગમાં જાય છે. ૧૦૫-૧૦૬-૧૦૭

અષ્ટમી અને ચતુર્દશીના દિવસે જ્યારે સોમવાર હોય, ત્યારે **સહસ્રલિંગ**નાં દર્શન કરવાથી, તેમ જ ત્યાં સ્નાન કરવાથી, મનુષ્ય પવિત્ર બને છે. ૧૦૮

ભક્તિવડે બહુકાળે જે ફળ મળે છે તે ફળ અહીં પંચસકાર-(૧ સોમવાર-૨ સહસ્રશિવલિંગ-૩ સિદ્ધસરોવર-૪ સરસ્વતી-૫ સોમગ્રહણ)થી સહજમાં પ્રાપ્ત થાય છે. ૧૦૯

ચંદ્રગ્રહણમાં મહાપાપી પણ અહીં **સહસ્રશિવલિંગ**નાં દર્શન કરે છે તો, તે શિવતુલ્યતા(શિવ સ્વરૂપ)ને પામે છે. ૧૧૦

---

૧ विश्वासहिंसकाः M

आदौ प्रतिपदं कृत्वा, यावत् पञ्चदशी तिथिः ।
सहस्रलिङ्गं सम्प्राप्य, सर्वास्ताः पर्वसम्मिताः ॥१११॥
स्नानं च तर्पणं चैव, श्राद्धं [1]दानं जपस्तथा ।
कृतं सहस्रलिङ्गे यत्, तदनन्तफलं भवेत् ॥११२॥
तत्र दानानि देयानि, गावः पृथ्वी सरस्वती ।
सुवर्णवृषभादीनि, यान्यभिष्टानि चात्मनः ॥११३॥
तत्राण्वपि हि यत्किञ्चिच्छिवमुद्दिश्य दीयते ।
तदनन्तफलं ज्ञेयं, वित्तशाठ्यविवर्जितम् ॥११४॥
यस्तत्र शिवभक्तानां, स्नात्वा दद्यान्नरः सुधीः ।
कृत्स्नलाममपि हेम्नस्तु, शिवलोकं स गच्छति ॥११५॥
भोजयेच्छिवमुद्दिश्य, यस्त्वेकं शिवयोगिनम् ।
गाणपत्यमवाप्नोति, रुद्रस्यानुचरो भवेत् ॥११६॥

---

પ્રતિપદાથી આરંભી, પૂર્ણિમા પર્યંત, સહસ્રલિંગનું સત્કર્મપરાયણ-રીતે સેવન કરવામાં આવે તો તે સર્વ પર્વના ફળને પ્રાપ્ત કરે છે. ૧૧૧

સહસ્રલિંગ સરોવરમાં જે કાંઈ સ્નાન, દાન, તર્પણ, શ્રાદ્ધ, જપ, વગેરે કરવામાં આવે છે, તે અનંત પુણ્ય આપનારાં થાય છે. ૧૧૨

અહીં ગાય, પૃથ્વિ, વાણી (વિદ્યા–સરસ્વતી), સુવર્ણ, વૃષભ, વગેરે દાનો જે કોઈ કરે છે, તે અભિષ્ટ ફળને પામે છે. ૧૧૩

અહીં ભગવાન્ રૂદ્રના ઉદ્દેશથી વિત્તશાઠ્ય (કૃપણતા) ત્યજી, જે કાંઈ યત્કિંચિત દાનાદિક કરવામાં આવે છે, તે અનંત ફળ આપનારાં છે, એમ જાણવું. ૧૧૪

**સહસ્રલિંગ** ઉપર સ્નાન કરીને, શુદ્ધ બુદ્ધિથી ચણોઠી માત્ર પણ સુવર્ણ જે શિવભક્તોને દાન તરીકે આપે છે, તો તે શિવલોકમાં જાય છે.૧૧૫

જે મનુષ્ય (અહીં) સદાશિવને ઉદ્દેશી, એકાદ પણ શિવયોગી-(શિવભક્ત–પરમશૈવ)ને જમાડે છે તે, રૂદ્રનો અનુચર બની, ગાણપત્યતા-(ગણનાયક)ને પામે છે. ૧૧૬

---

१ दत्तं P

सहस्रलिङ्गं मनसा, पापाचारोऽपि यः स्मरेत् ।
स हत्वा पापसङ्घातं, शिवेन सह मोदते ॥११७॥

गङ्गा गया कुरुक्षेत्रं, नैमिषं पुष्कराणि च ।
वाराणसी प्रयागं च, प्रभासं च कुशस्थली ॥११८॥

अर्बुदं चैव केदारं, द्वारका कृमिजङ्गलम् ।
रामेश्वरं नीलकण्ठं, शङ्करं विजयं भवं ॥११९॥

एवमादिषु तीर्थेषु, सम्यग्दृष्टेषु यत्फलम् ।
दृष्ट्वा सहस्रलिङ्गानां, सकृत्प्राप्नोति तद्ध्रुवम् ॥१२०॥

किं जातैस्तैर्नरैर्वह्मन्, मातुर्यौवनहारिभिः ।
दृष्टं सहस्रलिङ्गानां, न सिद्धेशसरोवरे ॥१२१॥

किमत्र बहुनोक्तेन, सङ्क्षेपात् कथयामि ते ।
यत्सारभूतं लोकेऽस्मिन्नृषिभिः समुदाहृतम् ॥१२२॥

---

મનથી પણ **સહસ્રલિંગનું** સ્મરણ કરનાર મનુષ્ય, પાપી હોય છતાં પાપમુક્ત બની, શિવસહ ક્રીડા ભોગવે છે. ૧૧૭

ગંગા, ગયા, કુરૂક્ષેત્ર, નૈમિષ, પુષ્કર, વારાણસી, પ્રયાગ, પ્રભાસ, કુશસ્થલી, અર્બુદ, કેદાર, દ્વારિકા, કૃમિજંગલ, રામેશ્વર, નીલકંઠ, શંકર, વિજય, અને ભવતીર્થ, વગેરેનું સારી રીતે દર્શન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ ફક્ત એક વખત **સહસ્રલિંગના** દર્શનમાત્રથી મળે છે. ૧૧૮–૧૧૯–૧૨૦

**સિદ્ધરાજ સરોવરમાં સહસ્રલિંગનાં** જેણે દર્શન કર્યાં નથી, તે માતાના યૌવનને નિરર્થક હરી લેનારા પુરૂષો છે. (અર્થાત્ આ સરોવરનું દર્શન કર્યા વગર મનુષ્યજીવન નિરર્થક છે.) ૧૨૧

આ જગતમાં ઋષિઓએ જે કાંઈ સારભૂત હકીકત નિરૂપણ કરી છે, તે હું તમને સંક્ષેપમાં કહું છું. બહુ કહેવાથી શું? ૧૨૨

न सिद्धेशसमो राजा, न सरस्तादृशं क्वचित् ।
समं सहस्रलिङ्गेन, तीर्थमन्यत्र दृश्यते ॥१२३॥
तत्रागाराणि तेनैव, स्थापितानि सरस्तटे ।
ब्राह्मणानां यतीनां च, तृप्त्यर्थं च तपस्विनाम् ॥१२४॥
सर्वकामसमृद्धानि, शोभन्ते तानि सुव्रत ।
ब्रह्मविष्ण्वीशदेवानां लोकास्त्रय इव स्थिताः ॥१२५॥
उन्नता चैव निम्ना च, कीर्तिस्तेन प्रकाशिता ।
सिद्धराजेन तत्रैव, स्थिता सा व्याप्य रोदसी ॥१२६॥
सिद्धराजसमो राजा, न भूतो न भविष्यति ।
सहस्रं येन लिङ्गानां, युगपत् स्थापितं स्वयम् ॥१२७॥

---

**સિદ્ધરાજ સમાન રાજા, સિદ્ધસર સમાન સરોવર, અને સહસ્રલિંગ જેવું મહાતીર્થ, બીજા કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી.** ૧૨૩

ત્યાં અગાડી સરોવરના કીનારા ઉપર બ્રાહ્મણો, તપસ્વીઓ, અને સંન્યાસીઓ માટે **સિદ્ધરાજે આગારો** (ધર્મશાળાઓ–વિદ્યામંદિરો, મઠો વગેરે) બંધાવ્યાં હતાં. ૧૨૪.

સર્વકામસમૃદ્ધિયુક્ત તે બધાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશના પુરો(નગરો)ની માફક ત્યાં શોભે છે. ૧૨૫

ઉન્નત (કીર્તિમંદિરોથી ઉંચે–આકાશપર્યંત) અને નિમ્ન (સરસ્વતી-વડે નીચે જમીન ઉપર–પાતાળ પર્યંત) એવી ઐશ્વર્ય અને નમ્રતાયુક્ત ગુણોવડે પ્રકાશિત **સિદ્ધરાજની** અમર કીર્તિ સ્વર્ગ પર્યંત વ્યાપ્ત થયેલી છે. ૧૨૬

**સિદ્ધરાજ** સમાન (કોઇ) રાજા થયો નથી અને થશે નહીં, જેણે સહસ્રાણુલિંગોને એકીસાથે સ્થાપન કર્યા હતાં. ૧૨૭

मार्कण्डेय उवाच—

तस्यैव सरसो मध्ये, तीर्थं पापभयापहम् ।
सङ्गमं नाम विख्यातं, दर्शनात् सर्वकामदम् ॥१२८॥
तत्र स्थाने तु देवानां, देवीनां तु समागमः ।
सरितां सागराणां च, तीर्थानामृषिभिः सह ॥१२९॥
यक्षविद्याधराणां च, गन्धर्वाप्सरसां तथा ।
प्रीतानां सङ्गमो जातः, सङ्गमं तेन तत् स्मृतम् ॥१३०॥
[1]यस्मिंस्तीर्थं वरे स्नात्वा, सन्तर्प्य पितृदेवताः ।
वस्त्रालङ्कारयानानि, भोज्यानीष्टानि यानि च ॥१३१॥
यः प्रयच्छति विप्रेभ्यो, स्वशक्त्या भक्तिसंयुतः ।
अभिष्टैर्न वियोगं हि, लभते नात्र संशयः ॥१३२॥
सरस्वत्याः समुद्रस्य, सिन्धुसागरसङ्गमे ।
स्नात्वा यत्प्राप्यते पुण्यं, गङ्गासागरसङ्गमे ॥१३३॥

---

માર્કંડેય બોલ્યા—આ સરોવરની મધ્યમાં પાપનો નાશ કરનારું અને દર્શન માત્રથી સર્વ કામનાઓ સફળ કરનારું, સંગમ નામે પ્રસિદ્ધ તીર્થ છે. ૧૨૮

તે સ્થાનમાં દેવ અને દેવીઓનો, નદીઓ અને સાગરોનો, તીર્થો તથા ઋષિઓનો, યક્ષો અને વિદ્યાધરોનો, તેમ જ ગંધર્વો તથા અપ્સરાનો સંગમ થયો હતો, જેથી તેને સંગમતીર્થ કહેવામાં આવે છે. ૧૨૯–૧૩૦

આ શ્રેષ્ઠ તીર્થમાં સ્નાન કરી, પિતૃદેવતાઓને તૃપ્ત કરી, જે પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને વસ્ત્ર, અલંકાર, યાન(વાહન), ભોજ્ય, (ખાવાંના પદાર્થો) અને ઇષ્ટ (મનપસંદ) વસ્તુઓ ભક્તિપૂર્વક આપે છે, તેને કદાપિકાલે પણ ઇપ્સિત વસ્તુઓનો વિયોગ થતો નથી. ૧૩૧–૧૩૨

સરસ્વતી સમુદ્રસંગમમાં, સિંધુ સાગરસંગમમાં, અને ગંગા સાગર સંગમમાં, સ્નાન કરવાથી જે ફળ મળે છે તે ફળ અહીં સંગમતીર્થમાં

---

१ तस्मिन् तीर्थवरे P

स्नातस्य सङ्गमे तीर्थे, तत् सर्वमधिकं भवेत् ।
समागमश्च जायेत, वियुक्तानां प्रियैः सह ॥१३४॥
तस्मात् सर्वप्रयत्नेन, सिद्धराजसरोवरे ।
तीर्थे तु सङ्गमे कार्याः, स्नानदानादिकाः क्रियाः ॥१३५॥
तस्मिन् पुण्यतमे क्षेत्रे, तस्यैव सरसस्तटे ।
प्रमाणमत्र तीर्थस्य, पीठं तु तदनन्तरम् ॥१३६॥
अपरस्यां दिशि ख्यातं, तस्मिन् सरसि सिद्धिदम् ।
हरसिद्धिं समाश्रित्य, यत्र देव्यो व्यवस्थिताः ॥१३७॥
उच्छुख्मा यत्र सा देवी, ब्रह्माणि तदनन्तरम् ।
कौबेरी च ततो देवी, तथा योगेश्वरी शुभाः ॥१३८॥
विश्वस्य नायका तत्र, विश्वं वाप्य च सा स्थिता ।
ततस्तु पुत्रजननी, जया चैवापराजिता ॥१३९॥
विनायकी [1]ततो गौरी, महामाया ततः पराः ।
महासम्मोहिनी देवी, कौटवी सर्वमङ्गला ॥१४०॥

---

સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે, તદુપરાંત વિયોગી સ્નેહીઓનો સમાગમ થાય છે. ૧૩૩–૧૩૪

તેટલા માટે સર્વ પ્રયત્નથી સિદ્ધરાજ સરોવરના સંગમતીર્થમાં સ્નાન દાનાદિક સર્વ ક્રિયાઓ કરવી. ૧૩૫

તે પુણ્યતમ (પાંચ મહાસ્થાનો પૈકીના) ક્ષેત્ર(વિભાગ)માં સરોવરના કાંઠા સુધી આ (અંગમ) તીર્થનું પ્રમાણુ બતાવ્યું છે, જેની પછી પીઠ આવે છે. ૧૩૬

તે સરોવર ઉપર પશ્ચિમ દિશામાં સિદ્ધિને આપનાર, હરસિદ્ધિથી આરંભી જ્યાં દેવીઓનાં સ્થાન (મંદિરો)છે તે પીઠસ્થાનથી વિખ્યાત છે.૧૩૭

ઉચ્છુખ્મા, બ્રહ્માણી, કૌબેરી, યોગેશ્વરી, શુભા, વિશ્વનાયકા, વિશ્વવ્યાપ્યા, પુત્રજનની, જયા, અપરાજીતા, વિનાયકી, ગૌરી, મહામાયા, પરા, મહાસંમોહિની, કૌટવી, સર્વમંગલા, ચિંતામણિ, પ્રત્યંગીરા, મેઘનાદા,

---

१ तपो P

चिन्तामणि प्रत्यङ्गिरा, मेघनादा तथैव च ।
दुष्टगजस्य दमनी, दुष्टाश्व दमनी ततः ॥१४१॥
दारिद्र्यदमनी चैव, भद्रायोगी तथैव च ।
अघोरेश्वरी त्वक्षोभ्या, कक्षकर्णा च राक्षसी ॥१४२॥
[1]कृपाणा क्षया पिङ्गाक्षी, सुक्षया तदनन्तरम् ।
क्षेमाचलकुलेश्वरी, चन्द्रलीला लया तथा ॥१४३॥
लङ्का लङ्केश्वरी चैव, जयश्रीर्विमला तथा ।
सर्वकामप्रदा देवी, सिद्धवैताल[2]साधनी ॥१४४॥
[3]तालीशी च विशालाक्षी, हुङ्कारा वडवामुखी ।
हाहारवा महाक्रूरा, क्रोधना च भयानना ॥१४५॥
देवमाता च सर्वज्ञा, रत्ना तारा तथैव च ।
रिग्वेदा हयानना च, सारा च सर संग्रही ॥१४६॥
सचरा भद्रकाली च, तालजङ्घा तथैव च ।
रक्ताक्षी विद्युज्जिह्वा च, ततश्चैव करङ्किनी ॥ १४७ ॥
मेघनादा प्रचण्डोग्रा, कालपर्णी वरप्रदा ।
उग्रतपा प्रचण्डा च, चन्द्रा चन्द्रावली तथा ॥ १४८ ॥

દુષ્ટ ગજદમની, દુષ્ટ અશ્વદમની, દારિદ્ર્યદમની, ભદ્રા, યોગી, અઘોરેશ્વરી, અક્ષોભ્યા, કક્ષકર્ણા, રાક્ષસી, કૃપાણા, ક્ષયા, પિંગાક્ષી, સુક્ષયા, ક્ષેમા, અચલકુલેશ્વરી, ચંદ્રલીલા, લયા, લંકા, લંકેશ્વરી, જયશ્રી, વિમલા, સર્વકામપ્રદા, સિદ્ધા, વૈતાલસાધિની, તાલીશી, વિશાલાક્ષી, હુંકારા, વડવામુખી, હાહારવા, મહાક્રૂરા, ક્રોધના, ભયાનના, દેવમાતા, સર્વજ્ઞા, રત્ના, તારા, રિગ્વેદા, હયાનના, સારા, સરસંગ્રહી, સચરા, ભદ્રકાલી, તાલજંઘા, રક્તાક્ષી, વિદ્યુજ્જીહ્વા, કરંકિની, મેઘનાદા, પ્રચંડા ઉગ્રા, કાલપર્ણી, વરપ્રદા, ઉગ્રતપા, પ્રચંડા, ચંદ્રા, ચંદ્રાવલી, વિશ્વપ્રપંચિકા,

१ पद्यमिदं P आदर्शेनोपलभ्यते २ साधवी P ३ नीतालशी P

विश्वप्रपञ्चिका चैव, ततस्तु हिङ्कुला स्मृता ।
पिचुवक्त्रा पिशाची च, पिशितास्या च लोलुपा ॥ १४९ ॥
वज्रेश्वरी च दमनी, तपनी वामनी तथा ।
विकृतास्या वायुवेगा, बृहत्कुक्षी तथैव च ॥ १५० ॥
विकृता विश्वरूपा च, तथा रत्नावली परा ।
यमजिह्वा जयन्ती च, विजया च यमान्तिका ॥ १५१ ॥
बिडाली रेवती चैव, सा तथा प्रेतवाहिनी ।
त्रिजयान्तं समुद्दिष्टं, शतमष्टोत्तरं द्विज ॥ १५२ ॥
तस्य पीठस्य मध्ये तु, हरसिद्धि स्वयं स्थिता ।
यस्या वामे स्थिता देवी, वरदा वटयक्षिणी ॥ १५३ ॥
तथा विष्णुपुरा देवी, त्वाशापूरा च सीतला ।
तथा चैकानशो देवी, तत्रैव च मनोजवा ॥ १५४ ॥
पद्मावती महामाया, चामुण्डा दक्षिणे स्थिता ।
जलमातरो दन्तुराका, कालरात्रिस्तथैव च ॥ १५५ ॥

---

હિંગુલા, પિચુવકત્રા, પિશાચી, પિશિતાસ્યા, લોલુપા, વજ્રેશ્વરી, દમની, તપની, વામની, વિકૃતાસ્યા, વાયુવેગા, બૃહત્કુક્ષી, વિકૃતા, વિશ્વરૂપા, રત્નાવલી, પરા, યમજીહ્વા, જયંતિ, વિજયા, યમાંતિકા, બિડાલી, રેવતી, પ્રેતવાહિની અને વિજયા, પર્યંત એકસો આઠ દેવીઓનાં સ્થાનો (મંદિરો) આ પીઠમાં હતાં. ૧૩૮–૧૩૯–૧૪૦–૧૪૧–૧૪૨–૧૪૩–૧૪૪–૧૪૫–૧૪૬–૧૪૭–૧૪૮–૧૪૯–૧૫૦–૧૫૧–૧૫૨

તે પીઠની મધ્યમાં સ્વયં હરિસિદ્ધિ બિરાજે છે, જેની ડાબી બાજુએ વર આપનારાં વટયક્ષિણી, વિષ્ણુપુરા, શીતલા, એકાનશી, અને મનોજવા, એ દેવીઓનાં સ્થાનો છે. ૧૫૩–૫૪

તેની દક્ષિણ બાજુએ પદ્માવતી, મહામાયા, ચામુંડા, જલમાતાઓ, ત્રિદંતુરાકા અને કાલરાત્રી, એ દેવીઓ આવેલી છે. ૧૫૫

एताभिः सहिता देवी, तत्पीठं यस्य संस्थिताः ।
तोषिता सिद्धराजेन, साधकानां च सिद्धिदा ॥ १५६ ॥
महालक्ष्मीश्च तत्रैव, महाकाल्या सह स्थिता ।
महासेन स्थितस्तत्र, तथा सिद्धिविनायकः ॥ १५७ ॥
तस्मिन् पीठे यदा याता, सा देवी विन्ध्यवासिनी ।
देवीनां समये ब्रह्मन्, तं मुक्त्वा विन्ध्यपर्वतम् ॥ १५८ ॥
रम्यस्थलं तया दृष्टो, निवासो जलदक्षिणे ।
तस्यैव सरसो मध्ये, स्वर्गमार्गप्रदेशिका ॥ १५९ ॥
विन्ध्यशृङ्गादभ्यधिकं, तं दृष्ट्वाऽतिमनोरमम् ।
स्थिता तत्रैव सा देवी, श्वेतपीठेन संयुता ॥ १६० ॥
तत्र पीठे तु यो गत्वा, देवीस्तां पूजयेन्नरः ।
चिन्तितान् लभते कामान्, भयेभ्यस्तु विमुच्यते ॥ १६१ ॥

---

સિદ્ધરાજ વડે પ્રસન્ન કરાયેલી અને સાધકો(ભક્તો)ને સિદ્ધિ-આપવાવાળી, આ બધી દેવીઓથી તે પીઠ વ્યાપ્ત થયેલી છે. ૧૫૬

ત્યાં આગળ મહાલક્ષ્મી, અને મહાકાલીસહ મહાસેન તથા સિદ્ધિવિનાયક બીરાજે છે. ૧૫૭

તે પીઠમાં જ્યારે દેવીઓનાં આવાહન સમયે, વિંધ્યવાસિની દેવી વિંધ્યાચલ પર્વતમાંથી આવ્યાં ત્યારે હે બ્રહ્મન્! જેના સેવનથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તે દેવીએ સ્વર્ગમાર્ગને બતાવતા આ સરોવરની મધ્યમાં જલ દક્ષિણે નિવાસ કર્યો. ૧૫૮–૧૫૯

તે મનોરમ સ્થાનને વિંધ્યશ્રૃંગ(વિંધ્યપર્વત)થી પણ અધિક માની, શ્વેત પીઠ સહ ત્યાં ભગવતી (વિંધ્યવાસિની) બિરાજમાન થયાં. ૧૬૦

તે પીઠની અંદર જે મનુષ્ય જઇ દેવીનું પૂજન કરે છે, તે ભયમુક્ત થઇ ચિંતિત ફળને પામે છે. ૧૬૧

अष्टम्यां वा नवम्यां वा, चतुर्दश्यां विशेषतः ।
बलिं ददाति यस्तासां, भक्तिमान् प्रणतः शुचिः ॥ १६२ ॥

न च मृत्युभयं घोरं, न च व्याधिभयं भवेत् ।
न दारिद्र्यभयं तस्य, न च सन्तानविच्युतिः ॥ १६३ ॥

अश्वयुक् शुक्लपक्षादौ, नवरात्रं समाहितः ।
देवीतीर्थे तु यः स्नात्वा, सन्तर्प्य पितृदेवताः ॥ १६४ ॥

पूजां करोति देवीनां, विधिना[1] भक्तिभावितः ।
तासां प्रियं बलिं दद्याद्दीपांस्तत्र प्रबोधयेत् ॥ १६५ ॥

कुमारीर्भोजयित्वा तु, जागरं तत्र कारयेत् ।
एवं ताः पूजिता देव्यस्तस्य यच्छन्ति वाञ्छितम् ॥१६६॥

हरेणाराधिता देवी यस्मात् [2]सिद्धिमभीच्छता ।
हरसिद्धिरिति ख्यातं, नाम तस्यास्तदाऽभवत् ॥ १६७ ॥

---

વિશેષે કરીને અષ્ટમી, ચતુર્દશી, અને નવમીએ જે ભક્તિમાન પુરૂષ બલિપ્રદાન કરી, (અર્થાત્ પૂજન, અર્ચન, બલિદાન વગેરે કરી) દેવીને પ્રણામ કરે છે તેને ઘોર મૃત્યુ, વ્યાધિ, દારિદ્રય, અને સંતાનવિયોગનો ભય રહેતો નથી. ૧૬૨-૬૩

આશ્વિન માસના શુક્લ પક્ષમાં પ્રતિપદાથી આરંભી, નવરાત્રી પર્યંત જે મનુષ્ય અહીં સ્નાનાદિકથી પવિત્ર બની, પિતૃઓને તૃપ્ત કરી, પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ વડે વિધિસહિત દેવીનું પૂજન કરે છે, તેમ જ તેમને પ્રિય એવાં બલિપ્રદાનો તથા દીપદાનો સહ, જાગરણ કરી, કુમારિકાઓને ભોજન આપે છે, તેને (એટલે આ પ્રમાણે વિધિવત પૂજન કરનારને) દેવી વાંછિત ફળ આપે છે. ૧૬૪-૬૫-૬૬

હરે (મહાદેવજીએ) જેમનું આરાધન કરી, સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, તેથી હરને સિદ્ધિ આપનાર તે દેવી હરસિદ્ધિ કહેવાયાં. ૧૬૭

---

१ भक्त P २ सिद्धिमभीप्सिता P

यत्र सा संस्थिता देवी, तत्तीर्थं सर्वसिद्धिदम् ।
तत्र स्नात्वा तु यो भक्त्या, तां देवीं पूजयेन्नरः ॥ १६८ ॥
अष्टम्यां वा नवम्यां वा, गन्धपुष्पानुलेपनैः ।
वस्त्रैराभरणैश्चैव, बलिदानैश्च तत्प्रियैः ॥ १६९ ॥
गीतवादित्रनिर्घोषैर्देवीमाहात्म्यसंस्तवैः ।
पूजया योगिनीनां च, कुमारीणां च भोजनैः ॥ १७० ॥
तस्य तुष्यति सा देवी, जागरैश्च कृतैर्द्विज ।
हरसिद्धिस्तदा तुष्टा, सर्वान् कामान्प्रयच्छति ॥ १७१ ॥
एवमाद्या महालक्ष्मीर्महाकाली च तथैव च ।
पूजनीया नरैर्भक्त्या, तथा सा विन्ध्यवासिनी ॥ १७२ ॥
जलमध्ये च यो गत्वा, तत्रस्थां विन्ध्यवासिनीं ।
सम्पश्येत् परया भक्त्या, न स दुर्गाणि पश्यति ॥ १७३ ॥

---

જ્યાં દેવી સ્થિતિ થયેલાં છે, ત્યાં સર્વ સિદ્ધિને આપનારૂં તેમના જ નામથી પ્રસિદ્ધ તીર્થ (દેવીતીર્થ) છે. તેમાં સ્નાન કરી, ભક્તિ વડે તે દેવીનું પૂજન કરવાથી, તેમ જ તેમના ઉદ્દેશથી અષ્ટમી તથા નવમીના દિવસે ગંધ, પુષ્પ, અનુલેપન, વસ્ત્રાભરણ તેમને પ્રિય બલિપ્રદાન, ગીતવાદિત્રના ઘોષ સહ દેવીમાહાત્મ્યનું સ્તવન, પઠન, પાઠન, યોગિનીનું પૂજન, કુમારિકાઓને ભોજન, અને જાગરણ વડે પૂજન (મહાપૂજા રાજોપચારસહ) કરવામાં આવે તો, આવા પ્રીતિપૂર્વક કરેલ પૂજનથી પ્રસન્ન થઈ, ભગવતી દુર્ગા હરસિદ્ધિ સર્વ કામનાઓને પરિપૂર્ણ કરે છે. ૧૬૮–૬૯–૭૦–૭૧

આ પ્રમાણે મનુષ્યોએ ભક્તિપુરઃસર આદ્ય એવી, મહાલક્ષ્મી, અને મહાકાલીનું પૂજન કરવું. જલની મધ્યમાં જઇ પૂર્ણ ભક્તિવડે ભગવતિ વિંધ્યાવાસિનીનું પૂજન કરી, દર્શન કરનાર મનુષ્ય કદિ દુઃખ પામતો નથી. ૧૭૨–૭૩

यस्तत्र कुरुते पूजां, बलिं तस्याप्रियं हरेत् ।
ददाति मातृजे जन्तुः, कुमारीणां च भोजनम् ॥ १७४ ॥
तं तु रक्षति [1]सा देवी, विजयं च प्रयच्छति ।
रणे राजकुले द्यूते, व्यवहारे तु सर्वदा ॥१७५॥
तस्मिन् पीठे स्थिता देव्यः, पूजितास्ता वरप्रदाः ।
तुष्यन्ति भावितानां च, तुष्टाः स्युः सर्वकामदाः ॥१८६॥
सकृत् पश्यति यो देवीं, तत्रस्थां भक्तिमान्नरः ।
न तस्य पीडां कुर्वन्ति, भूतप्रेतादयो ग्रहाः ॥१७७॥
यस्तु पूजयते [2]तास्तु, सर्वकालं सुभावितः ।
आपदस्तस्य नश्यन्ति, सिद्ध्यन्त्यर्था मनोगताः ॥१७८॥
चैत्रमाससिताष्टम्यां, तथा माघस्य सुव्रत ।
विशेषेण तु ताः पूज्या, राज्ञा जानपदैरपि ॥१७९॥

---

ત્યાં બલિપૂજાદિક કરનાર, કુમારિકાઓને ભોજન આપનાર, તથા દેવીપ્રિય પદાર્થો તેમને અર્પનાર મનુષ્યોનું દેવી રક્ષણ કરે છે, તેટલું જ નહીં પણ તેઓને દરેક કાર્યમાં વિજય આપે છે. ૧૭૪

રણમાં, દ્યૂતમાં, રાજકુલમાં, અને વ્યવહારકાર્ય વિષે, તે પીઠમાં જઈ (ત્યાંની) દેવીઓનું પૂજન કરવામાં આવે છે, તો તે માતૃઓ સર્વ કામનાઓને પરિપૂર્ણ કરે છે. ૧૭૫-૧૭૬

એક વખત પણ ભક્તિભાવથી અહીં દેવીનાં દર્શન કરનારને, ભૂતપ્રેતાદિક ગ્રહો પીડા કરી શકતા નથી. ૧૭૭

જે મનુષ્ય સર્વ કાળમાં પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ વડે તેમનું પૂજન કરે છે, તેની આપત્તિઓ નાશ પામી, ઇચ્છિત કામનાઓને મેળવે છે. ૧૭૮

ચૈત્ર સુદ આઠમને દિવસે વિશેષે કરીને, રાજા અને મનુષ્યોએ આ દેવીઓનું પૂજન કરવું. ૧૭૯

---

१ सार्वदेवी P २ तासु P

हरसिद्धिर्महालक्ष्मीर्महाकाली तथैव च ।
पूजनीया प्रयत्नेन, तस्मिन् पीठे स्वयं स्थिताः ॥१८०॥
त्रयोदश्यां चतुर्दश्यां, वैशाख्यां च विशेषतः ।
देव्यो भवन्ति वरदाः, पूजितास्तु सुभावितैः ॥१८१॥
न पूजयति ता यस्तु, तस्यारिष्टं प्रजायते ।
देव्यो भवन्ति विमुखाः, सुखं यच्छन्ति पूजिताः ॥१८२॥
उज्जयिन्यां महाकालं दृष्ट्वा यत् प्राप्यते फलम् ।
तद्वैशाख्यां महापीठे, नात्र कार्या विचारणा ॥१८३॥
तथैवाश्वयुजे मासि, देव्यस्ता विधिवन्नरैः ।
स्नात्वा विप्रादिभिर्वर्णैः, पूजनीया सुभावितैः ॥१८४॥
पार्थिवेन विशेषेण, सर्वत्र जयमिच्छता ।
पूजनीयाः प्रयत्नेन, प्रजानां हितकाम्यया ॥१८५॥

---

આ પીઠમાં સ્વયંસ્થિત હરસિદ્ધિ, મહાલક્ષ્મી અને મહાકાલી, એમનું પ્રયત્ન વડે પૂજન કરવું. ૧૮૦

વિશેષે કરીને વૈશાખ માસની તેરશ, અને ચૌદશને દિવસે પ્રીતિપૂર્વક દેવીઓનું પૂજન કરવાથી તેઓ વરદાયક થાય છે. ૧૮૧

તે દેવીઓ પૂજન કરવાવાળાંઓને સુખ આપે છે, અને જેઓ પૂજન કરતા નથી તેમને દેવીવિમુખતાના કારણે અનિષ્ટ ફલ પ્રાપ્ત થાય છે. ૧૮૨

ઉજ્જનમાં મહાકાલનાં દર્શન કરવાથી જે ફળ મળે છે, તે ફળ અહીં વૈશાખ માસમાં મહાપીઠનાં દર્શન માત્રથી પ્રાપ્ત થાય છે. ૧૮૩

આસો માસમાં બ્રાહ્મણાદિક વર્ણોએ અહીં સ્નાન કરી, ભાવયુક્ત રીતે વિવિધ પ્રકારે દેવીઓનું પૂજન કરવું. ૧૮૪

ખાસ કરીને સર્વત્ર વિજય ઇચ્છતા નૃપતિઓએ પ્રજાનું હિત કરવા માટે પ્રસન્નતાપૂર્વક દેવીનું પૂજન અર્ચન કરવું. ૧૮૫

सुस्त्रीभिश्चैव ताः पूज्या बालैर्वृद्धैस्तथातुरैः ।
वर्णसङ्करजैः सर्वैर्विभवस्यानुसारतः ॥१८६॥
वेदान्तगो ब्राह्मणः स्यात्, क्षत्रियो विजयी भवेत् ।
धनधान्ययुतो वैश्यः, शूद्रः सुखमवाप्नुयात् ॥१८७॥
स्त्रीणां पुत्राः प्रजायन्ते, सौभाग्यं गृहमद्धिमत् ।
विधवानां महत् पुण्यं वृद्धानामुत्तमा गतिः ॥१८८॥
कन्या भर्तारमाप्नोति, व्याधेर्मुच्येत दुःखितः ।
बालः प्रबोधमाप्नोति, वर्णसङ्करजः शुभम् ॥१८९॥
ईतयः प्रशमं यान्ति, नश्यन्ति व्याधयस्तथा ।
ग्रहाः पीडां न कुर्वन्ति, देवीनां तु प्रसादतः ॥१९०॥
य एताः संस्मरेद्देवीः, सिद्धराजसरःस्थिताः ।
चौराग्निविषभूतेभ्यो, भयं तस्य न विद्यते ॥१९१॥

---

સ્ત્રીઓએ, બાલકોએ, વૃદ્ધોએ, શૂદ્રોએ, અને વર્ણસંકરાદિકોએ પણ પોતાના વૈભવાનુસાર દેવીનું પૂજન આચરવું. ૧૮૬

જેથી કરીને બ્રાહ્મણ વેદાન્તને, ક્ષત્રિયવિજયને વૈશ્ય ધન ધાન્યને, અને શૂદ્ર સુખને મેળવે છે. ૧૮૭

સૌભાગ્યવતી સ્ત્રીઓ સૌભાગ્ય, સંતતી, (પુત્રાદિક) અને ધનસમૃદ્ધિને પામે છે. વિધવાઓ મહત્પુણ્યને અને વૃદ્ધો પરમગતિને પ્રાપ્ત કરે છે. ૧૮૮

કન્યાપતિને, વ્યાધિગ્રસ્ત રોગમુક્તિને, બાળક જ્ઞાનને, અને વર્ણસંકરો શુભ (કલ્યાણ)ને મેળવે છે. ૧૮૯

ઇતિઓ (ભૂકંપ, દેવકંપ, હિમસંકટ, તીડ, વગેરે) શાન્ત પામે છે, વ્યાધિઓનો નાશ થાય છે, અને દેવીના પ્રસાદથી ગ્રહો પીડા કરી શકતા નથી. ૧૯૦

જે મનુષ્ય **સિદ્ધરાજ સરોવર** ઉપર આવેલ આ દેવીઓનું ચિંતન (સ્મરણ) કરે છે, તેને ચોર, અગ્નિ, ઝેર, અને (દુષ્ટ) પ્રાણિઓનો ભય રહેતો નથી. ૧૯૧

तत्र पुण्यतमे स्थाने, नकुलीशः स्वयं स्थितः
स्थापितः सिद्धराजेन, यथा कायावरोहणे ॥१९२॥

तत्र तीर्थे तु यः स्नात्वा, कृत्वा श्राद्धं यथाविधिः ।
पूजयेन्नकुलीशं तु, स गच्छेद्योगिनां गतिम् ॥१९३॥

अश्वयुक्पूर्णिमास्यां तु, यस्तं प्राप्य यथाविधिः ।
पूजयेत् परया भक्त्या, हेमपट्टेन भूषयेत् ॥१९४॥

पट्टबन्धे कृते पुण्यं, यत्र कायावरोहणे ।
प्राप्यते नकुलीशेऽत्र, तदनन्तं हि सुव्रत ॥१९५॥

यस्तत्र भोजयेद्विप्रांस्तथा पाशुपतानपि ।
नकुलीशं समुद्दिश्य, शिवसाम्यं स गच्छति ॥१९६॥

यस्तत्र दीयते कञ्चित्, पितॄनुद्दिश्य भक्तितः ।
स्वर्गे वसन्ति पितरो, वर्षाणामयुतं शतम् ॥१९७॥

---

તે પુણ્યતમ સ્થાનમાં **સિદ્ધરાજ** વડે કરીને સ્થાપન **કરેલા** **નકુલીશ** (લકુલીશ), કાયાવરોહણ(કારવણ—નકુલીશ—પાશુપત સંપ્રદાયનું મહાતીર્થ હોઈ વડોદરા પ્રાંતમાં આવેલું છે)ની **માફક** (અહીં) બીરાજે છે. ૧૯૨

તે તીર્થમાં સ્નાન અને શ્રદ્ધાદિક કરી, જે **નકુલીશ** ભગવાનનું પૂજન કરે છે, તે યોગીઓની પરમગતિને પામે છે. ૧૯૩

અહીં આસો મહીનાની પૂર્ણિમાને દિવસે, સુવર્ણ પટ્ટીથી જે મનુષ્ય **નકુલીશ**નું વિધિપૂર્વક પૂજન કરે છે, તે **કાયાવરોહણ(કારવણ)માં નકુલીશ**ના પટ્ટબંધ કરવાથી મળતા ફળને પામે છે. ૧૯૪–૯૫

જે મનુષ્ય અહીં **નકુલીશ** પ્રીત્યર્થે બ્રાહ્મણોને તથા પાશુપતોને ભોજન આપે છે તે શિવસાયુજ્યતાને પામે છે. ૧૯૬

પિતૃઓને ઉદ્દેશી ત્યાં જે મનુષ્ય કાંઈ પણ દાન કરે છે તો તેના પિતૃઓ કરોડ વર્ષ પર્યંત સ્વર્ગમાં રહે છે. ૧૯૭

उत्तमं [1]उत तत्तीर्थं, यत्रास्तौ विघ्नविनायकः ।
[2]सिद्धराजस्य सिद्ध्यर्थं, स्थितः सिद्धिविनायकः ॥१९८॥

तस्मिंस्तीर्थे तु यः स्नात्वा, विघ्नेशं पूजयेन्नरः ।
सिद्ध्यन्ति तस्य कार्याणि, निर्विघ्नानि सुखेन तु ॥१९९॥

चतुर्थ्यां तत्र यो गत्वा, दृष्ट्वा सिद्धिविनायकम् ।
स्नानादिना तु सम्पूज्य, वस्त्राभरणैस्ततः ॥२००॥

अलङ्कृत्य यथाशक्तिर्मोदकांस्तु निवेदयेत् ।
एवं कृते तु सर्वार्थास्तस्य सिद्ध्यन्ति सर्वदा ॥२०१॥

सकृत् पश्यति यो गत्वा, तत्र देवं गणाधिपम् ।
न विघ्नेशकृता पीडा, तस्य वंशेऽपि जायते ॥२०२॥

तस्मिंस्तीर्थे तु यो दद्यात्, पितॄनुद्दिश्य मोदकान् ।
मोदन्ति पितरस्तस्य, गणेशस्य प्रसादतः ॥२०३॥

---

તે ઉત્તમ તીર્થ છે, જ્યાં સિદ્ધરાજને સિદ્ધિ આપવા માટે, વિઘ્નવિનાયક બીરાજે છે. ૧૯૮

તે તીર્થની અંદર જે મનુષ્ય સ્નાન કરી, વિઘ્નેશનું પૂજન કરે છે તેનાં કાર્યો સુખપૂર્વક નિર્વિઘ્ને સિદ્ધ થાય છે (સફળ થાય છે). ૧૯૯

ચતુર્થીના દિવસે જે અહીં આવી, સિદ્ધિવિનાયકનાં દર્શનપૂર્વક, તેમને વસ્ત્ર અને આભરણોથી, અલંકૃત કરી મોદક(લાડુ) નું નૈવેદ્ય ધરાવે છે, તેનાં સર્વ કાર્યો સફળ (સિદ્ધ) થાય છે. ૨૦૦–૨૦૧

એક વખત પણ ગણાધિપ–સિદ્ધિવિનાયક–નાં અહીં આવી જે દર્શન કરે છે, તેના વંશમાં કદિ પણ વિઘ્નેશ કૃત પીડા થતી નથી. ૨૦૨

તે તીર્થમાં પિતૃઓને ઉદ્દેશી મોદક (લાડુ) પ્રદાન કરવામાં આવે તો, તેના પિતૃઓ ગણેશપ્રસાદથી પરમાનંદને પ્રાપ્ત કરે છે. ૨૦૩

---

१ तत्रतीर्थं P २ श्लोकार्धमिदं P आदर्शेनास्ति

महासेनः स्थितो यत्र, तत्तीर्थं विजयप्रदम् ।
यस्य संस्मरणादेव, ग्रहपीडा प्रणश्यति ॥२०४॥

यदायातो महाकालः, सिद्धराजेन तोषितः ।
महासेनस्तदायातः, सिद्धेशस्य जयप्रदः ॥२०५॥

तत्र तीर्थे तु यः स्नात्वा, षष्ठ्यां सम्पूजयेद्गुहम् ।
पुष्पैर्गन्धैस्तथा धूपैर्नैवेद्यैर्विविधैः फलैः ॥२०६॥

सर्वत्र जयमाप्नोति, शत्रुभिर्नाभिभूयते ।
इह भुक्त्वा चिरं भोगानन्ते ब्रह्मत्वमाप्नुयात् ॥२०७॥

यत्फलं स्वामिनं दृष्ट्वा, भवति द्विजपुङ्गव ।
महासेनं तु कार्तिक्यां, दृष्ट्वा तत्फलमाप्नुयात् ॥२०८॥

मार्गशीर्षे सिते पक्षे, षष्ठ्यां यस्तत्र पार्थिवः ।
सम्पूजयेन्महासेनं, प्रदद्याच्छागकुक्कुटौ ॥२०९॥

---

ત્યાં વિજયને આપવાવાળા મહાસેન (કાર્તિકસ્વામી) બીરાજે છે, જેના સ્મરણ માત્રથી ગ્રહપીડાનો નાશ થાય છે. ૨૦૪

જ્યારે સિદ્ધરાજે પ્રસન્ન કરેલા મહાકાલ અવંતિથી અહીં આવ્યા, ત્યારે વિજય આપનાર મહાસેન પણ અહીં આવ્યા હતા. ૨૦૫ છઠ્ઠીના દિવસે આ તીર્થમાં સ્નાન કરી ગંધ, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય, વગેરે વિવિધ ઉપચારો વડે જે ગુહ(કાર્તિકસ્વામી)નું પૂજન કરે છે તે શત્રુથી પરાજિત ન થતાં સર્વત્ર જય મેળવી, આ લોકમાં વિવિધ પ્રકારે સુખ ભોગવી અંતે બ્રહ્મત્વને પામે છે. ૨૦૬–૨૦૭

હે બ્રહ્મન્! સુમતિ! કાર્તિક માસમાં સ્વામીનાં દર્શન કરવાથી જે ફળ મળે છે, તે અહીં મહાસેનનાં દર્શનથી પ્રાપ્ત થાય છે. ૨૦૮

માર્ગશીર્ષ માસમાં શુક્લપક્ષની ષષ્ઠીને દિવસે જે રાજા મહાસેનનું પૂજન કરી, બકરા, કુકડા વગેરે પ્રત્યક્ષ (રમતા) મૂકે છે,

प्रत्यक्षावथवा हैमौ, ब्राह्मणाय स दक्षिणौ ।
षष्ठीव्रतफलं प्राप्य, नरो राजा भवेत् क्षितौ ॥२१०॥
सदैव पूजनीयोऽत्र, महासेनस्तु राजभिः ।
ब्राह्मणाद्यैस्तथा चान्यैर्वाञ्छद्भिः सिद्धिमुत्तमाम् ॥२११॥
स्वामितीर्थे समासाद्य, यः श्राद्धं कुरुते नरः ।
दानं ददाति शक्त्या च, ब्रह्मलोकं स गच्छति ॥२१२॥
उत्तमं तत्र तत्तीर्थे, यत्र देव्यौ व्यवस्थिते ।
आद्या सा च महालक्ष्मीर्महाकाली तथापरा ॥२१३॥
तत्र [1]स्थितेऽत्र ते देव्यौ, भक्त्या पूजयते तु यः ।
विपुलां श्रियमाप्नोति, सर्वत्र विजयी भवेत् ॥२१४॥
महालक्ष्मीं तु यो दृष्ट्वा, महाकालीं प्रपश्यति ।
स सुखं महदाप्नोति, शत्रुभिर्नाभिभूयते ॥२१५॥

અથવા સુવર્ણનાં બનાવી, દક્ષિણા સહિત બ્રાહ્મણને અર્પણ કરે છે, તે ષષ્ઠીવ્રતના ફળને પ્રાપ્ત કરતાં સાર્વભૌમ રાજા થાય છે. ૨૦૯–૧૦

ઉત્તમ સિદ્ધિને ઇચ્છનારા રાજાઓએ, બ્રાહ્મણોએ અને અન્ય પુરૂષોએ અહીં હંમેશાં મહાસેનનું પૂજન કરવું. ૨૧૧

સ્વામીતીર્થને પ્રાપ્ત કરી, જે મનુષ્ય ત્યાં શ્રાદ્ધ કરે છે, તથા યથાશક્તિ દાન આપે છે તે બ્રહ્મલોકમાં જાય છે. ૨૧૨

તે ઉત્તમ તીર્થ છે, જ્યાં આદ્યામહાલક્ષ્મી તથા મહાકાલી, વગેરે દેવીઓનો નિવાસ છે. ૨૧૩

ત્યાં સ્થિત થયેલ મુખ્ય બે દેવીઓનું જે ભક્તિવડે પૂજન કરે છે તે વિપુલ શ્રી(લક્ષ્મી) અને વિજયને મેળવે છે. ૨૧૪

ત્યાં મહાલક્ષ્મી અને મહાકાલીનાં જે દર્શન કરે છે તે મહાસુખને પ્રાપ્ત કરી, કદિ પણ શત્રુવડે પરાજિત થતો નથી. ૨૧૫

---

१ स्थिते तु P

यस्तत्र जागरं कुर्यात्, कुमारीर्भोजयेत् तथा ।
न तस्य दुर्लभं किञ्चिदिहलोके परत्रच ॥२१६॥
महाकालस्तु तत्रैव, स्वयं देवो व्यवस्थितः ।
यस्य दर्शनमात्रेण, महापापक्षयो भवेत् ॥२१७॥
अवन्त्यां यानि तीर्थानि, क्षिप्राद्याः सरितस्तथा ।
महाकालस्य पुरतो, नित्यं यत्र स्थितानि च ॥२१८॥
तेषु तीर्थेषु यः स्नात्वा, फलं प्राप्नोति मानवः ।
तदत्राप्यधिकं ब्रह्मन्, नात्र कार्या विचारणा ॥२१९॥
यज्ञैर्दानैस्तपोभिश्च, यत्पुण्यं प्राप्यते नरैः ।
सकृद्दृष्टे महाकाले, तत् सर्वमधिकं द्विज ॥२२०॥
दर्शनं स्पर्शनं पूजा स्नपनं लिङ्गपूरणम् ।
महाकाले कृतं यैस्तु, शिवलोकं व्रजन्ति ते ॥२२१॥

---

જે મનુષ્ય ત્યાં જાગરણ કરે છે, કુમારિકાઓને ભોજન આપે છે, તેને કોઈ પણ વસ્તુ આલોક અને પરલોકમાં દુર્લભ નથી, (અર્થાત્ તેની સર્વ કામનાઓ પરિપૂર્ણ થાય છે.) ૨૧૬

ત્યાં આગળ જેનાં દર્શનથી મહાપાપોનો પણ નાશ થાય છે તેવા ભગવાન્ મહાકાલ બિરાજે છે. ૨૧૭

અવંતિમાં ક્ષિપ્રાદિ નદીઓ અને જેટલાં તીર્થો છે, તે બધાં અહીં મહાકાલની આગળ નિત્ય બિરાજે છે. ૨૧૮

તે તીર્થમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તેને અવંતિ કરતાં પણ વિશેષ પુણ્ય મળે છે, તેમાં સંદેહ નથી. ૨૧૯

યજ્ઞ, દાન, અને તપ કરવાથી જે ફળ મળે છે, તેનાથી પણ અધિક ફળ ફક્ત એકજ વખત અહીં મહાકાલનાં દર્શન કરવાથી પ્રાપ્ત થાય છે. ૨૨૦

આ મહાકાલનું દર્શન, સ્પર્શન, પૂજન, સ્નપન, અને લિંગપૂરણ (અર્થાત્ શિવલિંગ ઢંકાઈ રહે તેટલાં બીલી ધાન્યાદિક સમર્પણ કરવાં તે) કરવાથી શિવલોકની પ્રાપ્તિ થાય છે. ૨૨૧.

कोटितीर्थं तु तत्रैव, देवस्य पुरतः स्थितम् ।
स्नानदानादिकं यत्र, कृतं कोटिगुणं भवेत् ॥२२२॥

पिशाचमोचनं तीर्थं, तत्र मुक्तिप्रदं भुवि ।
प्रेतभावाद्विमुच्यन्ते, पितरो यत्र तर्पिताः ॥२२३॥

तस्मिंस्तीर्थे तु यः स्नात्वा, सन्तर्प्य पितृदेवताः ।
महाकालं तु सम्पूज्य, शक्त्या दानं प्रयच्छति ॥२२४॥

अवन्त्यां तु महाकाले, देवे दृष्टे च यत्फलम् ।
वैशाख्यां हि तदत्रैव, लभते नात्र संशयः ॥२२५॥

तत्र पूजा जपो होमः, श्राद्धदानादि यत्कृतम् ।
महाकालं समासाद्य, तदनन्तफलं स्मृतम् ॥२२६॥

ये पश्यन्ति महाकालं, सिद्धराजसरः स्थितम् ।
न तेषां पुनरावृत्तिर्घोरे संसारसागरे ॥२२७॥

---

ત્યાં આગળ દેવની આગળ (મહાકાલની) કોટીતીર્થ આવેલું છે, જેમાં સ્નાનાદિક કરવાથી કોટીઘણું પુણ્ય થાય છે. ૨૨૨

ત્યાં મુક્તિ આપવાવાળું પિશાચમોચન નામે તીર્થ છે, જેમાં પિતૃઓને ઉદ્દેશી તર્પણ કરવાથી તેમની પ્રેતભાવથી મુક્તિ થાય છે. ૨૨૩

તે તીર્થમાં જે મનુષ્ય સ્નાન કરી, દેવપિતૃઓની તૃપ્તિ, અને મહાકાલનું પૂજન કરે છે, અગર યથાશક્તિ દાનાદિક આપે છે, તે વૈશાખ માસમાં અવંતિમાં આવેલ મહાકાલનાં દર્શનથી પ્રાપ્ત થતા ફળને અહીં સહજમાં પ્રાપ્ત કરે છે, ૨૨૪–૨૨૫.

ત્યાં મહાકાલની સાન્નિધ્યમાં પૂજા, જપ, હોમ, શ્રાદ્ધ, દાનાદિક વગેરે જે કાંઈ કરવામાં આવે તે અનંત ફળને આપવાવાળાં છે. ૨૨૬

જે સિદ્ધરાજ સરોવર ઉપરના મહાકાલનું દર્શન કરે છે, તેની ઘોર સંસારમાં પુનરાવૃત્તિ થતી નથી. ૨૨૭

तत्र स्थितं महाकालं, नित्यं सम्पूजयन्ति ये ।
न ते मनुष्याः सुमते विज्ञेयास्ते गणेश्वराः ॥२२८॥
ये स्मरन्ति महाकालमपि पातकिनो नराः ।
तेऽपि पापविनिर्मुक्ताः, शुभां गतिमवाप्नुयुः ॥२२९॥

मार्कण्डेय उवाच—

अतः परं तु तत्रैव, सूर्यतीर्थमनुत्तमम् ।
भायलस्वामिना वापि, आदित्यो ह्यत्र तिष्ठति ॥२३०॥
भक्त्या तु सिद्धराजेन, यः पुरा परितोषितः ।
वैदिशं नगरं गत्वा, वेत्रवत्यास्तटे स्वयम् ॥२३१॥
तस्मितीर्थे तु यः स्नात्वा, भक्त्या सूर्यं प्रपश्यति ।
सर्वव्याधिविनिर्मुक्तो, दीर्घमायुरवाप्नुयात् ॥२३२॥
सूर्यवारेण यस्तत्र, सकृत् पश्यति भास्करम् ।
सर्वबाधाविनिर्मुक्तो, स जीवेच्छरदां शतम् ॥२३३॥

---

હે સુમતિ ! ત્યાં રહેલા મહાકાલનું જે મનુષ્યો પૂજન કરે છે, તે મનુષ્યો નથી, પણ રૂદ્રગણો છે, એમ જાણવું. ૨૨૮

પાપી મનુષ્યો પણ મહાકાલનું સ્મરણ કરે, તો તે પાપમુક્ત થઈ શુભ ગતિને પામે છે. ૨૨૯

માર્કંડેય બોલ્યા—હવે હું તમને અત્યુત્તમ સૂર્યતીર્થનું વર્ણન કરૂં છું. જ્યાં ભાયલસ્વામિ આદિત્ય (સૂર્ય), નિત્ય બીરાજે છે. ૨૩૦

પહેલાં ભક્તિવડે સિદ્ધરાજે, વેત્રવતીના તટ ઉપર આવેલ વૈદિશ નગરમાં જઈ તેમને (ભાયલ સ્વામિને) પ્રસન્ન કર્યા હતા. ૨૩૧

આ (સૂર્ય તીર્થમાં) તીર્થમાં સ્નાન કરી, જે ભક્તિવડે સૂર્યનાં દર્શન કરે છે, તે સર્વ વ્યાધિથી મુક્ત બની, દીર્ઘાયુષને પામે છે. ૨૩૨

સૂર્ય (રવિ) વારને દિવસે જે એક વખત પણ ત્યાં આવેલ સૂર્યનાં દર્શન કરે છે, તે સર્વ વ્યાધિથી મુક્ત બની શતાયુષ (સો વર્ષનું આયુષ્ય) ભોગવે છે. ૨૩૩

शुक्लपक्षे तु सप्तम्यां, यदादित्यदिनं भवेत् ।
विजया सप्तमी सा तु, तस्मिंस्तीर्थे महाफला ॥२३४॥
तस्यां स्नात्वा तु यस्तत्र कृत्वा श्राद्धं विधानतः ।
पूजयेद्भास्करं भक्त्या, गन्धधूपानुलेपनैः ॥२३५॥
वस्त्रैराभरणैर्देवं, नैवेद्यैः सुमनो हरैः ।
ततः प्रदक्षिणां कुर्यात्, फलै रत्नै रसैरपि ॥२३६॥
शतमष्टोत्तरं ब्रह्मन्, शक्त्या वा भक्तिसंयुतः ।
आरोग्यमायुर्विजयं, पुत्रान् स लभते ध्रुवम् ॥२३७॥
सर्वासु सप्तमीष्वेव, सूर्यतीर्थेषु यत् कृतम् ।
स्नानदानादिकं सर्वं, तेन तुष्यति भास्करः ॥२३८॥
रोगी विमुच्यते रोगाद्दरिद्रः श्रियमाप्नुयात् ।
अपुत्रो लभते पुत्रान्, तत्र सम्पूज्य भास्करम् ॥२३९॥

श्रीमार्कण्डेय उवाच—

पीठं कोल्हापुरं नाम, देवीनां प्रीतिवर्धनम् ।
महालक्ष्मीसनाथस्तु, भैरवस्तत्र नायकः ॥२४०॥

---

શુકલપક્ષની સાતમને રવિવાર જેને વિજયા સપ્તમી કહેવામાં આવે છે, તે આ તીર્થમાં મહાફળ આપનારી ગણાય છે. ૨૩૪

ત્યાં (સૂર્યતીર્થમાં) જે વિધિપૂર્વક શ્રાદ્ધ કરી, ભક્તિપુરઃસર ગંધ, પુષ્પ, ધૂપ, અનુલેપન, વસ્ત્ર, આભરણ અને નૈવેદ્યદ્વારા સૂર્યને અર્ચી, પૂર્ણભક્તિવડે રસ, રત્નો અને ફળોથી એકસો આઠ વખત પ્રદક્ષિણા કરે છે, તે આરોગ્ય, આયુષ્ય, વિજય અને પુત્રાદિક સંતતિને પ્રાપ્ત કરે છે. ૨૩૫-૨૩૬-૨૩૭

બધી સાતમોએ સૂર્યતીર્થની અંદર જે કાંઈ સ્નાનાદિક કરવામાં આવે છે, તેનાથી સૂર્ય પ્રસન્ન થાય છે. ૨૩૮

અહીં સૂર્યનારાયણનું પૂજન, સેવન કરવાથી રોગી રોગમુક્તિને, દરિદ્ર લક્ષ્મીને, અને અપુત્ર પુત્રને પ્રાપ્ત કરે છે. ૨૩૯

માર્કંડેય બોલ્યા—ત્યાં દેવીની પ્રીતિ વધારનારૂં કોલ્હાપુર નામે પીઠ છે જેમાં તેના અધિષ્ઠાતા ભૈરવ મહાલક્ષ્મી સહ બીરાજે છે. ૨૪૦

यस्य पूर्वे महालक्ष्मी, स्थिता कोल्ला च दक्षिणे ।
कङ्काली पश्चिमे देवी महाकाली तथोत्तरे ॥२४१॥
एताः पीठेन सहिताः, सिद्धराजसरोवरे ।
पीठं द्रष्टुं समायाता, देवीनां समये तदा ॥२४२॥
ताभिर्दृष्टा शुभा पूजा, सिद्धराजेन कारिता ।
देवीनां बलयश्चैव, दीयमाना यथेप्सिताः ॥२४३॥
तासां बुद्धिः समभवद्वस्तुं पीठे सुशोभने ।
तोषिताः सिद्धराजेन, कोल्लाप्रभृतयः स्थिताः ॥२४४॥
कपालीश्वरदेवस्य, दक्षिणे तत् प्रतिष्ठितम् ।
कोल्लापुरं महापीठं, साधकानां तु सिद्धिदम् ॥२४५॥
तस्मिन् पीठे सदा देव्यः, समये भैरवैः सह ।
क्रीडन्ति सततं हृष्टाः, सिद्धराजेन तोषिताः ॥२४६॥
अष्टम्यां वा चतुर्दश्यां, यस्तासां बलिमाहरेत् ।
तस्य सिध्यन्ति सर्वार्था, देवीनां तु प्रसादतः ॥२४७॥

---

જેની પૂર્વે મહાલક્ષ્મી, દક્ષિણે કોલ્લા, પશ્ચિમે કંકાલી, અને ઉત્તરે મહાકાલી છે. ૨૪૧.

આ સિદ્ધરાજ સરોવર ઉપર તે દેવીઓને પીઠસહ સિદ્ધરાજે જોયાં, ત્યારે તેણે તેઓનું સારી પેઠે પૂજન, અર્ચન, અને બલિપ્રદાન કર્યું. આથી પ્રસન્ન થઈ કોલ્લા વગેરે દેવીઓએ અહીં (સ્થાયી) નિવાસ કર્યો. ૨૪૨-૪૩-૪૪

સાધકોને સિદ્ધિ આપનાર તે કોલ્લાપુર મહાપીઠ કપાલીશ્વરની દક્ષિણે આવેલું છે. ૨૪૫

આ પીઠમાં સિદ્ધરાજવડે પ્રસન્ન કરાયેલી તે દેવીઓ પ્રસન્ન મનવડે ભૈરવ સહ ક્રીડા કરે છે. ૨૪૬

આઠમે અને ચૌદશે જે અહીંઆં દેવીઓને બલિપ્રદાન કરે છે, તે દેવીઓના પ્રસાદથી સર્વાર્થસિદ્ધિ ને પામે છે. ૨૪૭

दूरस्थितोऽपि तत्पीठं, भक्त्या यस्तु प्रपश्यति ।
भूतप्रेतपिशाचेभ्यो, भयं तस्य न विद्यते ॥२४८॥
विधिनाराधनं तत्र, देवीनां कुरुते तु यः ।
[1]साधकस्य तु सिध्यन्ति, खेचराद्यास्तु सिद्धयः ॥२४९॥
कपालेश्वरनाम्ना च, तत्र देवः सुसिद्धिदः ।
स्थापितः सिद्धराजेन, मुक्तिदः शिवयोगिनाम् ॥२५०॥
तत्र स्नात्वा च यो भक्त्या, तं देवं स्नपयेन्नरः ।
पूजयित्वा विधानेन, सिद्धिं प्राप्नोत्यनुत्तमाम् ॥२५१॥
कृष्णाष्टम्यां चतुर्दश्यां, यस्तं सम्पूजयेन्मुने ।
महाव्रते कृते सम्यक्, यत् पुण्यं स तदाप्नुयात् ॥२५२॥
[2]ये तत्र साधका देवं, कपालीशमुपासते ।
तेषां तुष्टः स देवेशः, सर्वसिद्धिं प्रयच्छति ॥२५३॥

---

દૂરથી પણ જે આ મહાપીઠનાં દર્શન કરે છે તેને ભૂત, પ્રેત, પિશાચ, વ.નો ભય રહેતો નથી. ૨૪૮

જે સાધકો વિધિપૂર્વક ત્યાં દેવીનું આરાધન કરે છે, તેને ખેચરાદિક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ૨૪૯

ત્યાં સિદ્ધિ આપનાર, શિવયોગીઓને મુક્તિ દેનાર, સિદ્ધરાજ સ્થાપિત કપાલેશ્વર નામે મહાદેવ છે. ૨૫૦

ત્યાં સ્નાન કરી, ભક્તિભાવથી જે મહાદેવજીને સ્નાન કરાવે છે, અગર વિધિપૂર્વક પૂજન કરે છે તે ઉત્તમસિદ્ધિને પામે છે. ૨૫૧

કૃષ્ણપક્ષની આઠમ અને ચૌદશને દિવસે જે તેમનું પૂજન કરે છે, તે સારી રીતે મહાવ્રતના ઉત્તમ ફળને પામે છે. ૨૫૨

ત્યાં જે સાધકો કપાલીશની ઉપાસના કરે છે, તેમના ઉપર ભગવાન્ રૂદ્ર પ્રસન્ન થઈ સર્વ સિદ્ધિ આપે છે. ૨૫૩

---

१ साधकास्तस्य सिध्यन्ते P २ [illegible] P

मन्दरे पर्वते जातौ, पार्वतीहरसम्भवात् ।
[illegible] स्वर्णा[illegible]भाण्डौ, विकृतौ [illegible] ॥२५४॥
भूतमाता च भूतेशः, कपालीशस्य चोत्तरे ।
प्रभावात् सिद्धराजस्य, मन्दरेण सह स्थितौ ॥ २५५॥
स्थानस्य तस्य रक्षार्थं, तथा जनपदस्य च ।
पूजितौ सिद्धराजेन, जनैर्नगरवासिभिः ॥२५६॥
ज्येष्ठमासे पक्षमेकं, तयोः पूजां करोति यः ।
ग्रहोपसर्गव्याधीनां, पीडा तस्य न जायते ॥२५७॥
ईतयः प्रशमं यान्ति, न च मृत्युः प्रवर्तते ।
भूतमातुः स्तवं यत्र, पूजा राजा च कम्पते ॥२५८॥
तत्र तीर्थान्यनेकानि, देवतायतनानि च ।
कपालेशादीनि मुने, तेषां सङ्ख्या न विद्यते ॥२५९॥

---

મંદર પર્વત ઉપર પાર્વતી અને મહાદેવજીથી અનુક્રમે, **ભૂતમાતા,** અને **ભૂતેશ** નામક ભયંકર વિકૃત સ્વરૂપવાળાં ભાઈબેન ઉત્પન્ન થયેલાં, તે અહીં **કપાલીશ**ની ઉત્તરે **સિદ્ધરાજ**ના પ્રભાવથી મંદર(મંદરાચલ)ની સાથે બીરાજે છે. ૨૫૫–૨૫૫

તે સ્થાનની અને જનપદની રક્ષા માટે, નગરજનો અને **સિદ્ધ-રાજ**થી અહર્નિશ અહીં પૂજાય છે. ૨૫૬

જ્યેષ્ઠ માસમાં (ફક્ત) એક પક્ષ (પખવાડીયું) જે મનુષ્ય તેમનું પૂજન કરે છે, તેને ગ્રહ ઉપસર્ગાદિક વ્યાધિની પિડા થતી નથી. ૨૫૭

**ભૂતમાતા**ની સ્તુતિ તથા પૂજા કરવાથી દૈવી કોપની શાંતિ થાય છે, અને અપમૃત્યુ થતું નથી, તેમજ રાજા પણ કંપે છે. (અર્થાત્ રાજા પણ પ્રયત્નપૂર્વક તેમનું પૂજન કરે છે.) ૨૫૮

ત્યાં કપાલેશ્વર વ. અનેક દેવતાઓનાં સ્થાનો અને તીર્થો છે, જેની સંખ્યાની ગણત્રી થતી નથી. (અર્થાત્ અસંખ્ય છે) ૨૫૯

पश्चिमे तस्य सरसः, स्थितं ब्रह्मन् महावनम् ।
सर्वकालफला यत्र, वृक्षाः सन्ति मनोरमाः ॥२६०॥
चम्पकाशोकपनसैर्बकुलैरतिमुक्तैः ।
आम्रजम्बुकदम्बैश्च, चन्दनैस्तगरैः शुभैः ॥२६१॥
न्यग्रधोदुम्बराश्वत्थपलाशपिचुमन्दकैः ।
धात्रीवृक्षादिभिश्चान्यैस्तद्वनं शोभितं महत् ॥२६२॥
निवसन्ति च ते तस्मिन्, श्वापदाः पक्षिणश्च ये ।
तेऽपि यान्ति परां मुक्तिं, किं पुनर्भावसंयुताः ॥२६३॥
तस्मिन् महावने पुण्ये, स्थावरा जङ्गमाश्च ये ।
निधनं समनुप्राप्तास्ते यान्ति परमां गतिम् ॥२६४॥
एकाहमपि यस्तत्रः वने वसति मानवः ।
नासौ मनुष्यो विज्ञेयः, सुमते कथितं मया ॥२६५॥
वापीकूपतडागेषु, जलं प्रस्रवणेषु यत् ।
तस्मिन् वने स्थितं पुण्यं, स्नानात् स्वर्गप्रदं नृणाम् ॥२६६॥

---

આ સરોવરની પશ્ચિમે મહાવન આવેલું છે, જ્યાં મનને આનંદદાયક અને સર્વ કાળમાં ફળ આપનારાં ચંપા, ફનસ, અશોક, આંબા જાંબું, કદંબ, ચંદન, તગર, વડ, પિંપળા, ખાખરા, લિમડા, તથા આંબળાં વગેરે અનેક વૃક્ષો શોભી રહ્યાં છે. ૨૬૦–૬૧–૬૨

ત્યાં નિવાસ કરનારા પક્ષીઓ અને પ્રાણીઓ પણ મુક્તિ પામે છે, તો પ્રેમપૂર્વક નિવાસ કરનારા મનુષ્યોનું શું કહેવું ? (અર્થાત્ તેઓ તો અક્ષય પુણ્ય મેળવે જ છે.) ૨૬૩

તે પુણ્યકારી મહાવનમાં નિવાસ કરનારા સ્થાવર, જંગમ, (માં રહેતા) પ્રાણીઓ, મૃત્યુ પામતાં પરમગતિને પ્રાપ્ત કરે છે. ૨૬૪

હે સુમતિ ! એક દિવસ પણ ત્યાં નિવાસ કરનારા મનુષ્ય–મનુષ્ય નથી, પણ દેવ છે એમ જાણવું. (અર્થાત્ દેવ બને છે.) ૨૬૫

તે વનમાં રહેલા વાવ, કૂવા અને તલાવોના જળમાં સ્નાન કરવાથી મનુષ્યો સ્વર્ગને પામે છે. (અર્થાત્ તે જળ સ્વર્ગપ્રદ છે.) ૨૬૬

यत्तत्र दीयते किञ्चिद्दानं श्रद्धासमन्वितैः ।
अक्षयं तद्भवेत् सर्वमिहलोके परत्र च ॥२६७॥
स्मशानमूखरं क्षेत्रं, पीठं तु वनमेव च ।
एतद्धि सिद्धराजेन, सर्वमत्रावतारितम् ॥२६८॥
तथा [1]च सुमति सर्वा कृता धर्मोत्तरा द्विजाः ।
अधर्मो नाशितस्तेन, सम्प्राप्तेऽपि कलौ युगे ॥२६९॥
न तत् सिद्धेशमाहात्म्यं, सर्वे प्राप्स्यन्ति पार्थिवाः ।
यज्ञैर्दानैस्तपोभिश्च, विक्रमेण श्रुतेन च ॥२७०॥
एवंगुणविशिष्टोऽपि, सिद्धराजो महामुने ।
विधाय देवकार्याणि, स्वयं स्वर्गं गमिष्यति ॥२७१॥
एतत् ते कथितं सर्वं, यत् पृष्टोऽहं त्वयाऽनघ ।
माहात्म्यं सिद्धराजस्य, सरस्वत्यास्तथैव च ॥२७२॥

---

જે મનુષ્ય અહીં યત્કિંચિત્ પણ શ્રદ્ધાપૂર્વક દાન કરે છે, તે આલોક તથા પરલોકમાં અક્ષય પદ પામે છે. ૨૬૭

સ્મશાન, ઉખર, ક્ષેત્ર, પીઠ, અને વન એ સર્વે સિદ્ધરાજથી જ અહીં અવતારિત થયાં છે. (પ્રકટ થયાં છે) ૨૬૮

હે સુમતિ ! તેણે સર્વ બ્રાહ્મણાદિક દ્વીજોને ધર્મપરાયણ કરી, કલિ પ્રાપ્ત હોવા છતાં અધર્મનો નાશ કર્યો. ૨૬૯

સિદ્ધરાજ સમાન ઉત્તમ માહાત્મ્ય, યજ્ઞ, દાન, તપ, પરાક્રમ, અને જ્ઞાન બીજો (કોઈ) રાજા મેળવી શકે તેમ નથી. ૨૭૦

આવી રીતે વિશિષ્ઠ ગુણસંપન્ન તે રાજા, હે મહામુનિ ! દેવ કાર્યો સિદ્ધ કરી પોતે સ્વર્ગમાં જશે. ૨૭૧

આ પ્રમાણે હે અનઘ (પાપ વગરનો નિષ્પાપી) તમે જે મને પૂછ્યું હતું, તે સિદ્ધરાજ અને સરસ્વતીનું ઉત્તમ માહાત્મ્ય મેં તમને સંભળાવ્યું. ૨૭૨

---

१ चसुमतिः सर्वा P

यतच्छ्रुत्वा च यो दद्याद्व्यासाय च पयस्विनीम् ।
अत्रोक्तसर्वतीर्थानां, सुकृतं प्राप्नुवन्ति ते ॥२७३॥
यथाशक्ति च यो दद्याद्भक्त्या व्यासाय दक्षिणाम् ।
स स्वर्गलोकमासाद्य, सिद्धराजसमो भवेत् ॥२७४॥
यश्चैतच्छ्रावयेद्ब्रह्मन् शृणुयाद्वापि भक्तितः ।
सर्वस्मात् पातकात् सद्यो, मुच्यते नात्र संशयः ॥२७५॥
इदं तु यः सिद्धनृपस्य जन्म, शृणोति भक्त्या पुरुषोत्तमस्य ।
प्राप्नोति कामान् सकलानिहैव, प्रयाति विष्णोः परमं पदं स ॥२७६॥
ये सिद्धराजस्य चरित्रमेतत्, पठन्ति शृण्वन्ति च संस्तुवन्ति ।
ते सिद्धकामाः सुखिनो मनुष्याः, प्रमुक्तपापाश्च सदा भवन्ति ॥२७७॥

इति श्रीमार्कण्डेयोक्ते सरस्वतीपुराणे सिद्धराजमाहात्म्यवर्णनो नाम षोडशसर्गः ॥ १६ ॥

---

આ (આ આખ્યાન) સાંભળીને જે વ્યાસને (કથા કહેનારને) પયસ્વિનીનું (દૂધ આપનારી ગાયનું) દાન કરે છે, તે અહીં વર્ણવાયેલા સર્વ સુકૃતને પામે છે. ૨૭૩

જે ભક્તિપૂર્વક વ્યાસને યથાશક્તિ દક્ષિણા આપે છે, તે સ્વર્ગલોકને પામી સિદ્ધરાજ સમાન થાય છે. ૨૭૪

જે મનુષ્ય ભક્તિ પુરઃસર આ ( સિદ્ધરાજ અને સરસ્વતીનું માહાત્મ્ય) સાંભળે છે, અગર સંભળાવે છે તે સર્વ પાતકોથી નિર્મુક્ત થાય છે. ૨૭૫

જે ભક્તિવડે પુરૂષોત્તમ (પુરૂષ શ્રેષ્ઠ—વિષ્ણુ) સિદ્ધરાજ નૃપતિનું જન્મ વૃત્તાંત સાંભળે છે, તે સર્વ કામનાઓને મેળવી વિષ્ણુના પરમ પદને પામે છે. ૨૭૬

જે મનુષ્ય સિદ્ધરાજ ચરિત્રનું પઠન, શ્રવણ, કે સ્તવન કરે છે, તે સિદ્ધ કામનાવાળા સુખી મનુષ્યો સદા પાપ મુક્ત થાય છે. ૨૭૭

આ પ્રમાણે માર્કંડેયપ્રોક્ત સરસ્વતીપુરાણમાં સિદ્ધરાજ માહાત્મ્ય નામક સોળમો સર્ગ સંપૂર્ણ ॥ ૧૬ ॥

यस्तत्र दीयते किञ्चिद्दानं श्रद्धासमन्वितैः ।
अक्षयं तद्भवेत् सर्वमिहलोके परत्र च ॥२६७॥
स्मशानमूखरं क्षेत्रं, पीठं तु वनमेव च ।
एतद्वै सिद्धराजेन, सर्वमत्रावतारितम् ॥२६८॥
तथा [1]च सुमति सर्वा कृता धर्मोत्तरा द्विजाः ।
अधर्मो नाशितस्तेन, सम्प्राप्तेऽपि कलौ युगे ॥२६९॥
न तत् सिद्धेशमाहात्म्यं, सर्वे प्राप्स्यन्ति पार्थिवाः ।
यज्ञैर्दानैस्तपोभिश्च, विक्रमेण श्रुतेन च ॥२७०॥
एवंगुणविशिष्टोऽपि, सिद्धराजो महामुने ।
विधाय देवकार्याणि, स्वयं स्वर्गे गमिष्यति ॥२७१॥
एतत् ते कथितं सर्वं, यत् पृष्टोऽहं त्वयाऽनघ ।
माहात्म्यं सिद्धराजस्य, सरस्वत्यास्तथैव च ॥२७२॥

---

જે મનુષ્ય અહીં યત્કિંચિત્ પણ શ્રદ્ધાપૂર્વક દાન કરે છે, તે આલોક તથા પરલોકમાં અક્ષય પદ પામે છે. ૨૬૭

સ્મશાન, ઉખર, ક્ષેત્ર, પીઠ, અને વન એ સર્વે સિદ્ધરાજથી જ અહીં અવતારિત થયાં છે. (પ્રકટ થયાં છે) ૨૬૮

હે સુમતિ! તેણે સર્વ બ્રાહ્મણાદિક દ્વીજોને ધર્મપરાયણ કરી, કલિ પ્રાપ્ત હોવા છતાં અધર્મનો નાશ કર્યો. ૨૬૯

સિદ્ધરાજ સમાન ઉત્તમ માહાત્મ્ય, યજ્ઞ, દાન, તપ, પરાક્રમ, અને જ્ઞાન બીજો (કોઈ) રાજા મેળવી શકે તેમ નથી. ૨૭૦

આવી રીતે વિશિષ્ઠ ગુણસંપન્ન તે રાજા, હે મહામુનિ! દેવ કાર્યો સિદ્ધ કરી પોતે સ્વર્ગમાં જશે. ૨૭૧

આ પ્રમાણે હે અનઘ (પાપ વગરનો નિષ્પાપી) તમે જે મને પૂછ્યું હતું, તે સિદ્ધરાજ અને સરસ્વતીનું ઉત્તમ માહાત્મ્ય મેં તમને સંભળાવ્યું. ૨૭૨

---

૧ वसुमतिः सर्वा P